# પારકી આસ સદા નીરાસ.

## એક સંસારી કથા.



રચનાર:

જાહાંગીર બેહરામજી મરઝબાન.

આ પુસ્તક તેના બનાવનારે પોતાને માટે છાપી પ્રગટ કરયું છે.

જામે જમશેદ પ્રીન્ટીંગ પ્રેસ.

૧૯૨૨.

# ઉપકારનો ઉભરો.

હજારો હજાર શોકરાના તે કરીમે કારસાજના કે ૭૩ વરસની જઈફ ઉમરે બી હજુ દલદેસરીમાંથી હટયો નથી. દર વેળા એકરાર કરૂં છું કે "હવે બસ છેલ્લુંજ" આ મારા મીત્ર મંડળ અને મેહરબાના તબીબ દોસ્તો જયારે ત્યારે દમ કસે છે કે મીનબતીને બન્ને છેડેથી બાળવામા હાંસલ નથી. હું પણ કહું છું કે હા હાંસલ નથી. હું સારી રવેશે જાણું છું કે સલાહ આપવી સહેલી છે પણ કોઇ મેહરબાન કદરદાન "શું કરવું" તેનો રસ્તો બતાવતું નથી. એમ ના કરો ને તેમ ના કરો તે તો હું બી સમજું છું પણ શું કરો તે કોઇ સુચવતું નથી. જો એક માણસ સહવારથી ઉઠીને રાત સુધી ફકત કાંઈબી કીધા વના આસમાન ગમ જોયા કરે તો સેંજ વારમાં દેવાનામાં ખપે અથવા દેવાનો થઈ જાય નારે ,બા—હજુ તે થાને તો મરવું ભલું.

જા. બે. મ.

## મી૦ જાહાંગીર મરઝબાનની કલમથી રચાયલાં પુસ્તકો.

કૌતક સંગ્રહ (ચોથી આવૃતી—૩.)
ટીચકા સંગ્રહ.
રમુજી ફકરા સંગ્રહ.
તલેસમ (બે વાલમ.)
ભલો કે ભુંડો.
મુંબાઇથી કાશમીર.
મોદીખાનાથી મારસેલર (બીજી આવૃતી છપાય છે.)
વેલાતી વેંજાં.
એ મારી બેહન (બે વાલમ.)
ગોરૂં વીલાયત.
પંચકથા.
શેઆની શારીન.
જીલુ ગોરાણી.
ધણી કે ઢોર.
નીમક હરામ.
માકી ચવીત્રી.
ભુલ ભુલામરી.
તારાબાઈ.
ઘેરના ઘેલા ને બાહરના ડાહા.
કર ને જો.
ખુશદરપણ
અક્કલના સમુદર.
આદાની સુંઠ.
મુશકેલ આસાન.
પારકી આસ સદા નીરાસ.

**જામે જમશેદ હાઉસ.**

આખો સટ લેનારને એક સુંદર જડાવદાર સ્ટાંડ વગર દામે આપવામાં આવશે.

# પારકી આસ સદા નીરાસ.

---

## પ્રકરણ ૧.

જેમ એક એનજીનનું ચક્ર પહેલાં ફરતાં કઠણ લાગે—જેમ પહેલી પરણેલી સ્ત્રી પતી સાથ મન મુકી વાત કરતાં મચકાય, તેમ એક કલપીત કથાનું નવું મંડાણ કરતાં કલમ હંમેશાં ઢીલી ચાલે છે. આજે જે ચીત્ર તમારી હજુરમાં શરૂ કરૂં છું તે પાંચ છ અંકમાં પુરૂં થશે નહી, પણ લગાર લાંબું છે. આ કમતાકાત લખનારની નેમ દેશી સંસારી ચીત્રોને ખરા આકારમાં રજુ કરવાની છે એટલે કોઇ કોઇ વાર દરસાવેલાં સાંટકો આબાદ બંધ બેસતાં આવી જાય તેમાં નવાઇ નથી. મારી નમ્ર અરજ છે કે કોઇએ કાંઇબી ચીજ અથવા એસારો પોતાને માથે હોરી લેવો નહી. કથાનો ઘોડો પહેલી ચીમકીએ જરા ફાંફાં મારશે પણ પછી એકવાર રસતે પડયો કે શીલશીલા બંધ ચાલ્યો જશે એવી આશા રાખું છું, માટે કદરદાન વાંચક વર્ગે સહાની ધીરજથી વાંચવું શરૂ કરવું.

* * * * *

પાછલી રાતના બે વાગેલા છે. ફેબ્રુએરી મહીનાનો "ઘસટ" નો સાંધા તોડ પવન ફુંકે છે, ખખડેલી

છોડીઓ ખાં ખાં ઠાંસે છે અને ઠાકેલા અભયાસીઓ ઉંઘ માં ઠાંસે છે—તેવી વેળાએ શાપુરજી એલાવયા માથે હાથ દઇને "હાલ" ની ટેબલ આગળ બેસી શું કરતા હશે? રાતના બે વાગ્યા તોયે તેઓ સુઇ કેમ જતા નથી? તેવણ ઘડી ઘડી બારણાં તરફ કાન કરીને શું સાંભળવાની તજ વીજ કરતા હશે?

શાપુરજી એલાવીઆ પંચાવણથી સતાવન વર્ષની વયના હશે. તેવણ બાંધાના મજબુત અને અક્કલમાં મધ્યમ હતા તેવણ અવારનવાર ઉઠીને બારણું જરા ઉઘાડીને ચુપચુપ સાંભળે છે શું?

હું આ સઘળું સમજાવવાની તજવીજ કરીશ. સમ જવું કે આ સઘળો બનાવ ભરૂચમાં બને છે. શાપુરજીની ત્યાં મોટી ખેતીની જમીન છે અને તેમાંથી તેઓ ઠીક કમાણી કરે છે. જ્યારે શાપુરજી ત્રીસ વર્ષના હતા ત્યારે ભરૂચના જાણીતા ડાકટર દીનશાની એક ગરીબ ભત્રીજીને પરણી લાવ્યા. આ ઓરતને ચોથીવાર હમેલથી છુટવાની વેળા આવી હતી. ભોંયતળીએ દાઇ અને મદદ કરનાર સ્ત્રીની ગડબડ ચાલી રહી હતી અને આ સઘળાં પરીણા મનું સેવટ જાણવાને શાપુરજીનો જીવ સીકે ઓળવાઇ રહયો હતો.

આ વેળા બેટો અવતરે એવી આશામાં શાપુરજીના ડોળા સુકાઇ ગયા હતા તેનું કારણ ટુંકમાં સમજાવીશું. શાપુરજીના બાપ પોતાની ખેતીની જમીન ગામો વગેરે

ભારી હેવામાં મુકીને મરી ગયા હતા. તેવણ આનાર અને બધી જાતના છકેલ હતા. જ્યારે આ જમીન વગેરે શાપુરજીની માલકીમાં આવી ત્યારે તેવણે જીવપર મેશ વરી કરીને માહા કરકસરથી સઘળું દેવું ફેડયું. આ સઘળી કરકસરનો મુળ હેઠ એ હતો કે તેવણને ત્યાં પુત્રની ગ્રમી થાય તો તેને આ સઘળું ખુશાલ વાપરવાને બને.

શાપુરજીની આ ઉમેદે તેવણ ઉપર એવો જબરો ગ હમો કરયો હતો કે તેવણ પોતાની સારી ઉપજ છતાં સુંઘી સુંઘીને પૈસો એકઠો કરતા અને ઘણીવાર સુકી રોટી ઉપર આનંદથી સુઈ જતા. તેવણ પૈસા બચાવવાને, થકી ખેતરમાં પોતે મેહેનત કરતા અને ઘણીવાર રાતના બાર વાગતા સુધી લેટવાનો ખ્યાલ કરતા નહીં.

આવી ખરા પરસેવાની મેહેનત આગળ દુકાળનો હેવ નાહશી અને દેવાંનુ દરદ મટે તેની નવાઇ નથી. જે દાહાડે તેવણે પોતાનું કરજ પૈએ પૈ ભરપાઇ કરયું અને પોતાની જમીનનાં ઓચરીયાં હસતે ચેહેરે ઘેર લઇ આવ્યા, તેજ દહાડે તેવણે ઠરાવ કીધો કે હવે પરણીને "કીકાનો બાપ" થવું.

કોણ સાથ પરણવું તેનો શાપુરજીને ઝાઝો મુઝવો ન હતો. કોઈ બી બે આંખ, હાથ, આખા પગ અને શરીરે સુખી બઇરી જોઇયે. તેવણને તો માત્ર બેટાની આશા હતી એટલે ડાક્ટર દીનશાની એક ગરીબ ભત્રીજી નામે બીખાઇ પેહલી નજરે પડી ગઇ, અને તેની સાથ શાપુરજી

પરણી બેઠા. સીખાઇ ખાસ્સી મજાની હતી, ગરીબ હતી પણ ઘણુંજ થોડું બોલનારી હતી. પેહેલા બાર માસ તો સાધારણ રીતે ચાહલ્યા પણ પછી શાપુરજીએ જરા જરા ગરવા માંડયો. તેવણ જ્યારે બહારથી આવતા અને લગાર "રોશન" હોય ત્યારે બુમ બરાડા પાડીને ઘરમાં રમખાણ મચાવતા અને પછી ઝુમ ઉતરી જાય ત્યારે પોતાનીજ બેવકુફી ઉપર હસતા હતા.

સીખાઇને ઘરમાં ખાધા પીધાનું સુખ સારૂં હતું. પૈસા ટકાની વાણ ન હતી. પણ શાપુરજીના દાધાબળ્યા સ્વભાવથી તે બહુ ડરતી હતી. સારાંસ એ કે આ બેના સ્વભાવ એકમેકથી કેવળ જુદા હતા. સીખાઇને ચોપડી ચોપાન્યાં વાંચવાનો શોખ હતો અને શાપુરજીને પાધરૂં ન્યુસપેપરબી વાંચતાં આવડતું ન હતું. શાપુરજીની બે દહાડાની ડુચાયલી ડગલી સીખાઇ મેલાં કપડાંના કરંડી આમાં નાખતી તો શાપુરજી ફફડીને તે પાછી કહાડીને બે દહાડા વધારે પહેરતા. સીખાઇ ઘણી સુગાત્રી હતી તો શાપુરજીને પોતાની બોચી ખજવાળીને હાથ નાક આ ગળ લઇ જવાની ટેવ હતી.

આ ઢીંગલી ગુરીઆનો નાચ એક વર્ષ સુધી ચાલવા પછી જ્યારે શાપુરજીને ખબર પડી કે સીખાઇને તો "દહાડા" છે એટલે તેવણ અચબુચ સુધરી ગયા. ક્યારે પોતાની ઓરતનો છુટકો થાય અને ઘરમાં બુચાજીની પધરામણી થાય તેની ઇંતેજારીમાં શાપુરજીએ દારૂ પીવા

તું બી મુકી દીધું. છોકરોજ આવશે એવી શાપુરજીની એટલી તો ખાત્રી હતી કે તેવણે તેનું નામ કાવસશાહ કરી અગાઉથી નકકીબી કરી મુકયું.

પણ ગજબ! ગજબ! બે દહાડા ડોળા તણાવી તણાવીને બુચાજીએ તો ખોદાએને બારણેથી બેહન મોકલી આપી. શાપુરજી તો કોણ જાણે કેવાં રણ પાડશે એવી બીકથી કોઇ તેવણને વધામણીબી કહેવા જાય નહીં.

આખરે દીનશાહ ડાકટરે હીંમત કરીને આ ખુશ સમાચાર નસીબવંત બાપને કહયા. શાપુરજી એક બોલ બોલ્યા નહીં પણ રાતના બાર વાગેલા હતા તોબી માથે ડુપટો લપેટીને બહાર પડયા અને પાંચ છ ગાઉ ચાલીને પોતાના જુસ્સાનો 'સ્ટીમ' નરમ કીધો. બીજે દીને તેવણ ધણીઆણી આગળ આવ્યા નહી કે બુચીને જોવા માંગી નહી, પણ આખો દહાડો છાંટાપાણીના બહારમાં ખાઉં કરડું જેવા ફરયા કીધા. છોકરી આવી તેમાં ધણીઆણી શું કરે એવું તેવણ સારી પેઠે જાણવા છતાં તેવણ સીખાઇ ઉપર ઘણા ખફા થઇ ગયા હતા.

સીખાઈ તો તેવણથી એટલી બીહતી કે બુચીને કોઈ દહાડે તેવણની હજુરમાં લાવવાની કે ધવાડવાની હીમત કરતી ન હતી.

આ પ્રમાણે થોડુંક સુધી ચાલ્યું. ત્યાર બાદ વળી પાછું કૈંહાડ વરસને અંતરે આશાદું કીરણ નવેસરથી

પ્રફુલીત થયું. શાપુરજી વળી પાછા ડાહયા થઇ ગયા અને ભીખાઇ ઉપરથી ઉથલાઇ પુથલાઇ જવા લાગ્યા.

"આખરે છે તે, ભીખાઈ; તું જાણે કે હું તારી સાથે રીસાયોથો કે? અરે નારે, એ તો મારા જીવને જરા ઠીક નહી ઉતું. ભુચી આવી તો ભલે પણ હવે તો દીકરો જણીને મારા જીવને ખુશાલ કરજે હો."

પણ કોઇ મળે નહીં. છોકરો તો કોણ જાણે કયા પડદાની પાછળથી ચીમાઇને જોયા કરતો હશે પણ બીજી બી છોકરીજ આવી. દાઇએ જેવી આ વધામણી આ શાવંત માતાને કહી કે તે ઝાર ઝાર રડી. પણ રડયાથી કાંઇ છોકરીના છોકરા થતા હશે. આ વાર ઉપરનું કામ કરનારી સ્રી જે નવી હતી તે સીપલાટ કરવા અને બો હોણી લેવા શેઠ આગળ ગઇ અને બોલી "મરી જાઉં રે —ઉંવા આપું રે—તમુને જીસરૂંને ઓવરણા લેનારી હીરા જેવી બીજી ભુચી આવી મરૂં."

આ શબ્દો સાંભળતાંજ શાપુરજી છલાંગ મારીને ઉઠયા અને મોટો થાંટો પાડીને બોલ્યા "તારૂં સત્યાનાશ થાય તારૂં—તારૂં સર દોજખમાં જાય—નીકલ અહીંથી—નીકલ—નીકલ—નીકલ."

ઓરતતો સમજી કે શેઠ 'મેટ' થઇ ગીઆછ તે ઉભી પુંછડીએ નાહઠી. આ કમણું બાળક જનમ પછી આ કમે દહાડે તો ગુરથમાન બેહેસ્ત થયું અને સઘળાંએ

શાપુરજી ઉપર ફેક નાખવા લાગ્યાં કે તેવણુના હાય સો સારા અને શ્રાપથી આ ફુલ કુમળાઇ ગયું હતું.

ભીખાઇ ઉઠી ત્યારે નબળાઇથી એવી ઉજળી વાખ જેવી થઇ ગઇ હતી કે શાપુરજીને જરા શરમીંદગી હાંસલ થઇ. તેવણુ હવે ઝાંઝું ભીખાઈને છેડ છેડ કરયા કરૃતા ન હતા પણુ પોતે પસીનો ઉતારીને મેળવેલી દોલત અને ફળદ્રુપ ખેતરો જોઇને તે ખાનાર વારસ નહી મળે તે માટે ગમગીન દીસે ફરયા કરતા હતા. આ પ્રમાણે દીવસ નીકળતા ચાલ્યા અને ભીખાઇ નખાતી ચાલી. શાપુરજીએ હવે વારેસની આશા છોડી. પણુ એ વાત ખોદાના હાથમાં છે. જ્યારે આશા છેક નીરાશીની અણી ઉપર આવે છે ત્યારેજ કદાચ ફળીભુત થાય છે. શાદીને સાતમે વરસે આખરે ભીખાઇએ બેટો જણ્યો! આહ! શું શાપુરજીનો હર્ખ. તેવણુ ગભરાટને મારે ચેંગા પેંગા થઇ ગયા. છોકરો પેહેલેથીજ તાવદાન હતો અને ભીખાઇ એવી મરે હાલ થઇ ગઇ હતી કે તે કોમળ બચાને પેટ પુરતું દુધ મળી શકયું નહી. આ વાર શાપુરજી કામ ધંધો મુકીને આયાની જગા લેઇ બેઠા. ભાડુતી આયાને આ કીમતી ખજાનો સોંપવાને નામે તેવણુને ધ્રુજારીને તાવ આવતો હતો મુંબઇથી જાત જાતની હાંજીના ભુકા મંગાવીને પોતાને હાથે બનાવીને ખુ શાજીને પાય ને આખી રાત તેનાં પાળણાં આગળ ચોકી કરે. એક દુધાળી બકરી રાખી હતી તેને ડાહોવવ

સારૂં રાતના બાર વાગે ફાનસ, વાસણ લઇને ચચાર જણા કમપાઉંડમાં જાય ને આખો વખત શાપુરજી આગળના આગળ રહે. આ પ્રમાણે મહામુસીબતે આ છોકરાને ઉગારયો. દાંત ફુટયા. સહીયડ આવ્યા, ગોવ રાંમાંથી છટકયો અને જેમ તેમ પાંચ વરસનો કીધો. બાપ ને બેટા વગર એક ઘડી ચાલે નહી. ખેતરમાં જાય ત્યાંબી તેને ખભે મારીને લઇ જાય. રાતે પોતાની પાસે સુવાડે, જમવા બેશે ત્યારે તેનાં મોહોડાંમા તળેલાં કેળાં ના ડુચા દાબે, મોહોવરૂં પાય અને થોડા થોડા થઇ જાય."

પણ અફસોસ, અફસોસ—એક દીવસે તેને તાવ આવી, બે દીવસમાં ભેજાં ઉપર જોર થઇ આવ્યો અને ચોથે દહાડે તો તે ખોદાને બાર જેવો આવ્યો હતો તેવો પાછો વીદાય થયો. અરે યારો. શાપુરજીની આફતનુ શું બ્યાન કરૂં. તેવણ ચાર દીવસ સુધી રાત દીસ બુચાનાં બીછા ણાં આગળથી ખસ્યા નહી કે મોહપર અન પાણી લીધું નહી. આ વાર પહેલી બુચીબી એવીજ તાવથી બીમાર હતી પણ તેના તરફ શાપુરજીએ આખીને જોયું બી નહીં. ભીખાઇ બીચારી એકલી એકલી આ બંને છોકરાં પાછળ પછડાતી હતી. છોકરો ઘણો બેહાલ છે અને કદાચ ખરાબીમાં જાય એવો ખ્યાલ શાપુરજીને આવ્યોજ નહી. પણ જ્યારે વાત વધી અને આસ પાસેનાઓના દબાણથી મુંબઇના મોટા ડાકટરને બોલાવ્યામાં આવ્યો અને તેણે બુચાની આશા છોડી ત્યારે શાપુરજી ભરકયા. જ્યારે બુચા એ સેવટની આંખ વીંચી દીધી અને ડાકટરોએ

"થઇ ચુકયું" કરી ખાત્રી આપી ત્યારે શાપુરજીને માથે લોહી ચહડી ગયું અને તેવણુ ચતાપાત જમીન ઉપર બેભાન પડી ગયા.

---

## પ્રકરણ—૨.

ઉપલો બનાવ બન્યાને ચાર વરસ વહી ગયાં છે તોબી કોઈ દહાડે શાપુરજીએ બુચાંનું નામ મોહપર લીધું નથી. તેવણુ એવા બરીઅલ થઈ ગયા છે કે કોઇ સાથ મન મુકીને વાત કરતા નથી. પોતાની ધણીઆણીને તો તેવણુ ઓવાર નીવાર કરી મુકી છે. શીખાઇ પોતાના ધણીને માટે મન સાથ ઘણો બળાપો કરતી હતી પણુ તેને દીલાસો દેવાની તેણીની છાતી ચાલતી ન હતી. બુચાનું નામ દીધું કે શાપુરજીનાં નેણુ ફરી જતાં હતાં અને તેવણુ દેવાનાની પેઠે અછાડપછાડ કરતા હતા. બુચી જે હમણાં દસ વરસની હતી તે દેખાવમાં બેહેસ્તી બુચાને એટલી મળતી આવતી હતી કે તેણીને જોઈને શાપુરજી નો દીઓ ભરાઇ આવતો હતો અને તે લીધે ઘરનાં સઘળાં બુચીને દુરની દુર રાખતાં હતાં. પણુ શીખાઇની માફક બુચી પોતાના બાપથી બીહીતી ન હતી યાને તે વણુબોલે કે ન બોલે તોબી અવારનવાર તેવણુની સામા જઇને ઉભી રહેતી હતી.

પાંચ વરસ થઇ ગયાં. બુચાના મરણુ માટે માતાનો ગમ વીસરાવા લાગ્યો, ઘર બારે પાછું પોતાનું આગલુ

રૂપ ધારણ કરયું પણ શાપુરજીના હાથ સોસારા નરમ પડયા નહી. તેવણ બે ભુક ભુખથી ખાય નહી ને રાતના ઝંપીને સુએ નહી તે જોઇ ભીખાઇ મન સાથ મુરાદ માગવા લાગી કે "યા ખોદા, એક બીજી નવાજેશ કર —મારે તાહાં છોકરાની બક્ષેશ કર—શાપુરજીનો બળાપો મારેથી જોવાતો નથી."

ત્યારે આજે આપણી કથા ઉઘડતાંજ શાપુરજી વીચાર વંત 'હાલ'માં બેઠા છે તેનું કારણ એ કે ચોથીવાર ભીખાઇ નીચે બાળકને જનમ આપવાની તૈયારીમાં છે અને તે લીધે શાપુરજી દમ ઉંચો રાખીને વાટ જોયા કરે છે. તેવણ વીચાર કરે છે કે જો આએ વાર દાદાર હોરમજદ પ્રસન થાય ને બેટાની નવાજેશ કરે તો બધો મામલો પાછો સુધરી જાય, ભીખાઇનું માન વધે બુચી ઉપર બાપની પ્રીતી વધે.

શાપુરજી ઘડી ઘડી ઉઠીને બારણા આગળ સાંભળવા જતા હતા. નીચે ગડબડ સડબડ ચાલુ હતી અને એક વાગતે ડાકટર દીનશાની ગાડી આવવાનો સાદ આવ્યો. ડાકટર નીચે રોકાયા તે છેક એક કલાકે ઉપર આવ્યા. તેવણના ચેહેરા ઉપરથીજ શાપુરજીનાં હાંજાં ગગડી ગયાં.

"શું છે ડાકટર? ખરી ખંખારીને કેહેની. વળી બીજી છોકરીજ છે કે?"

આ પ્રમાણે પુછતાં શાપુરજીના હાથ પગ ધ્રુજતા હત અને તેવણ ખુરસીને પકડી રાખીને ઉભા હતા.

ડાકટરે જવાબ દીધો શાપુરજી, બચ્ચું મુએલું જન્મ્યું છે તેથી હવે તે છોકરો છે કે છોકરી તે સાથ તમને કામ નથી.—પણ—પણ—બીબાઇ ઘણી ધાસ્તીમાં છે તેથી હું ધારૂંછ કે તેને તમે એકવાર મળી આવો તો સારૂં."

"ડાકટર—એ શું બોલોછ.—બીબાઇને શું થવાનું છે! એ તો પેલી વાતનો ઝટકો વીસરાવવા તમે મને નકામો ગભરાવતા હોશો."

"નહીં—નહીં—જલદી આવો ..તમે પોતે નજરે જુઓ" આ પ્રમાણે બોલી ડાકટર ચાલી ગયા, અને તેમની પાછળ શાપુરજી જાણે ઉંઘમાં ચાલતા હોય તેમ દાખલ થયા.

ઓલડ ફાસીનનાં કુટુંબમાં સુવાવડીનો ઓરડો કોણે જોયો નથી? લોઢાંની કુરતની વાળી ઘોલકી, અડકનારી સ્ત્રી સારૂં નાની પલંગરી, બાળક સારૂં લોડાંની ઓરી, મળવા આવનાર સારૂં લાકડાંની ઘોલકી અને એલચી, સોપારી, કપરાંની કાત્રીઓ તથા સુથાણું ભરી રાખવા સારૂં પેટી. એ ઉપરાંત લોઢાની ટેબલ, તે ઉપર બળતો દીવો, નીચે ખીલો એ સઘળું જાણીતું છે.

જ્યારે ડાકટર અને શાપુરજી આ ઓરડામાં દાખલ થયા ત્યારે મછરદાની ઉંચકી નાખેલી હતી અને બીબાઇ નસુસ પડેલી હતી. તેના ચેહેરાનો અને ચાદરનો રંગ એકજ હતો, તેનો સ્વાસોસ્વાસ ઘણો ધીમેથી ચાલતો હતો, અને ડાકટર દીનશાની સઘળી કોશીશ ફોકટ ગઇ હતી. મદદ

કરનારી બેઉ સ્ત્રીઓ ગભરાઇને ચુપ ચુપ એક ખુણામાં ઉભી રહી હતી, શાપુરજીએ દાખલ થતાં આ ઓરતોને બહાર કહાડી અને શેઆના ડાકટર ફીનશા પોતે બી બહાર જઇને ઉભા.

પછી શાપુરજી ભીખાઇની ઘોલકી આગળ ગયા અને વાંકા વળી ધીમેથી બોલ્યા "ભીખાઇ—ભીખાઇ·—એ તે હું છે ઉં—શાપુરજી—જરા મારી ગમ જોતી નહી?"

ભીખાઇ જે અરધી બેભાનીમાં હતી તે આ સખુન સાંભળીને જરા આંખ ઉંઘાડીને જોવા લાગી. પોતાના પતીના અવાજે જાણે તેણીની ગુલ થઇ જતી જોતને સે જ ટટાર કરી હતી.

"શાપુરજી—હું શું કરૂં—તમે નાસીપાસ થયા તેથી હું દલગીર છેઉં."

"ઓ દાદગર, આએ વખત મારી ગમ જો. એક વખત મારી ભીખાઇને ઉઠાડ— મને છોકરા—જોઇતા નથી. મારી ધણીઆણીને સલામત—રાખ—બસ, હું બીજું કાંઇ માગતો નથી. ઓ ભીખાઇ—જરા હીંમત પકડ—આએ વખત ઉઠ—હું ભુંડો—હું —મુઓ—ભીખાઇ—ભીખાઇ—

પણ ભીખાઇ તો પોતાના છેલ્લા વાક્ય સમેતજ તે કીરતારને દરબાર જઇ પહોંચી હતી.

ઘેરમાં ગોધીઆરૂં થઇ રહયું અને તેની ગડબડમાં ખુચી ઉંઘાડે પગે દોડી આવી અને હાંફો ચાલતી માને વળગી પડી.

અરે યારો, શું ગયલો જીવ પાછો આવતો હશે? ભીખાઇએ જર ડોળા ઉંઘાડયા. તે બોલી શકી નહી પણ એવડી આજીજીથી શાપુરજી ગમ જોયું કે શાપુરજી તેનો અરથ સમજી ગયા. તેવણ લગભગ મુએલી ધણીઆણી આગળ વાંકુ વળીને બોલ્યા—

"ભીખાઇ—હું ખોદાને હાજર નાજર જાણીને કહુછ કે આજથી આએ છોકરીનો હું બાપ ને માએ બેઉ. જો હું મારી ફરજમાં ચુકું તો ખોદા મને રોજી નહી આપે."

આટલા સખુન નીકળતાંજ ભીખાઇની આંખો સદાની વીચાઇ ગઇ.

---

## પ્રકરણ—૩

### ભરૂચના જવાન નવા દસતુરજી.

શાપુરજી એલાવ્યાનાં ધણીઆણી ગુજરવા પછી પાંચ વરસનો અંતર જવા દેઇને આપણે પાછા ભેગા મળયે છીએ.

આ વાર ભરૂચના બોઝોરગ દસતુર મેહેરજીભાઇના બેહેસતનશીન થવાથી તેવણની ગાદીએ તેમના દીકરા દસતુર દીનીઆર આવ્યા હતા. આ નવા દસતુરજીની થોડીક ઓળખ આપવાની જરૂર છે. તેવણ સુમારે બત્રીસ વર્ષની ઉમરના હતા પણ હજી કુંવારા હતા, કારણ કે તેવણ અભીયાસમાં એટલા ગુતાયલા રહેતા કે ધણીઆણી લાવીને ઘર સંસારમાં ઝીપલાવવાની તેવ

ણુની ખુશી ન હતી. એટલુંજ નહી પણ પોતાને લાયકની ઓરત હજુ તેવણુના જોવામાં આવી ન હતી. તેવણુને મુંબઇની યુનીવરસીટીમાં એમ. એ. ની પદવી મળી હતી અને એવા કાબેલ અને ઉંડા અભયાસી હતા કે જો બારીસટર કે વકીલનો ધંધો પસંદ કરતે તો મોટું નામ કહાડતે. પણ પોતાના મરહુમ પીતાની ગાહી સંભા મદા રાખવા થકી તેવણે હસતુરી પસંદ કરી અને પોતા ની ખાનગી પુંજી ઉપર સબુરીથી પણ સફાઇથી રહેતા હતા. હસતુરજીની વય તો લગાર કાચી હતી. , પણ તેવ ણુ એવા સાલેસ હતા અને વાયજી કરતી વખતે એવો મીઠાસ રાખતા કે ભરૂચની જરથોસ્તી આલમં તેવણુ ઉપર ફીદા હતી. તે છતાં દસતુર ઢીનીઆરમાં એક ખોડ હતી. તેવણુ લગાર ટેકવાલા હતા અને લોક સાથ આઝુ ભેળાતા ન હતા.

આતો દસતુરજીની ઓળખ થઈ. હવે ભરૂચના શેઠયા અને મોટા અકાબર ખાનબાહાદુર બાપુજી કોટવાલ આમ નજર કરીયે. તેવણુનાં મોટાં મકાનનું કમથાન ભારી. ઓટલા ઉપર ચોબદાર અને તબેલામાં ઘોડાનો ઘડો આગો હતો. શેહેરમાં તેવણુનાં પચીસ ત્રીસ મકાનો હતાં અને તેનું ભાડું વરસ દહાડે હજારો રૂપીયા આવતું હતું. ખાનબહાદુર બાપુજીને સખાવતે બાહાદુરમાં ખપવાનો ઘણો શોખ હતો., અને તેને લીધે દેખાદેખીથી સ્કુલો, અગીયારી વગેરે સ્થાપી હતી. આ સ્કુલો, લાઇબ્રેરી વગેરેની દેખરેખ કરવામાં દસતુર ઢીનીયાર ઘણો ભાગ લેતા હતા.

આએ નગરશેઠ પોતાને ઘણા મોટા માણસ સમજતા અને નબળા પોચાને તો સલામબી કરતા નહીં, પણ દસતુર દીનીઆર સાથ તેવણુને ઘરોબરો હતો અને આઠ દહાડે એક વખત દસતુર હમેશ શેઠને ત્યાંજ જમતા.

નગરશેઠના બે છોકરાંઓને અત્રે દાખલ કરવાની જારી તક છે. શેઠનાં શેઠાણી તો ગુજરી ગયાં હતાં પણ બેટા બીમજી અને બેટી વીરબાઇજી હવે દહાડેવારેનાં થયાં હતાં. બીમજી ઘણો દેખામણો, બોલકણો અને રમુજી હતો. તેને મુંબઈમાં કોલેજમાં મુકેલો હતો અને વીરબાઇજી બાપને ઘેરજ રહેતી હતી.

હાલ જ્યારે આપણી વાત ચાલે છે ત્યારે બીમજી મુંબઈમાંજ કોલેજમાં જવાને બહાને મીત્રોની સોબતમાં મોજ ઉડાવતો હતો ત્યારે વીરબાઇજી પોતાની માસીને ઘેર સુરત ગઈ હતી. શેઠ એકલાજ હતા એટલે દીનીઆર દસતુરને એક દાહાડે જમવાનું ઇજન કીધું. આ ઠેકાણે જણાવવું જોઇયે કે દીનીઆરજીઆની ખાટી મીઠી નજર વીરબાઇજી ઉપર કંઈ મુદત થઈ ચોંટી હતી. બીજાજી બાપુજી શેઠ સાથ એકલા જમવામાં તે શું મજાહ, પણ ઇજન કાંઈ ના પડાય? જમીને બંને જન વાતે બેઠા પછી શેઠ બેચેન દીસવા લાગ્યા એટલે દીનીઆરના પેટમાં ફાળ પડી. તે દહાડે શેઠે મન મુકીને ખાધુંબી ન હતું.

"શું છે બાપુજી શેઠ, આજે કાંઈ જીવને સારૂં નથી કે? મુંબઈથી બીમજીના સારા સમાચાર તો આયાછ કની?"

"સારા સમાચારને શું આગ લગાડે. હીમજીને શું છે? બેઠા બેઠા પૈસા મંગાવ્યા કરેછ. પણ મારૂં દીલ તે થકી ઉદાસ નથી."

દીનીઆરજી દસતુર કાંઈ બોલ્યા નહી.

જરા વારે શેઠે પોતેજ પાછી વાત ચાલુ કીધી "અરે દસતુરજી, જો પૈસા ટકાથીજ માણુસ સુખી થતું હોય તો કેવું સારૂં? બહારથી ગાડી ઘોડાનો દોર દમામને પેટમાં ફીકર! તોબાહ! તોબાહ! જાણે એવું થાયછ કે બધું કેહી દેઉં."

દીનીઆર દસતુર ચમક્યા. તેવણ ઠાવકા 'હતા અને પારકી પંચાતમાં પડવા ખુશી ન હતા એટલે વાત અખાડા કરવા માંડી.

"કેમ દસતુરજી, કંઈ બોલતા નહી? રખે માથે પડું એમ બીયોછ કે?"

"નહીજી—કાંઈબી તમે બોલશો તે સાંભળવાને હું તેયાર છું."

"નહી—મેં તમને એક છુપી વાત કહેવા બોલાવ્યા પણ હવે મેં મારો વીચાર ફેરવયોછ. એક ચોકસ વીચારમાં મને આખી રાત ઉંઘ આવી નહી. મેં નક્કી ઠરાવ કીધો હતો કે કાલના કાલ તમને બોલાવીને તમારી સલાહ પુછું પણ તમે એવા ધરણ થઇને આવ્યાછ કે મારી જબાં બંધ થઈ ગેઈ. અરે યાર, મને રાતના સપનું

આવ્યું કે હું હવે જીવવાનો નથી એટલે કંઈબી ભુલ ચુક થઈ હોય તો તે સુધારી લેઉં. પણ તેમ કરવાનું મારા કીસમતમાંજ નહી હોશે–ખેર?”

આ પ્રમાણે બોલતાં બાપુજી શેઠના કપાળ ઉપર પરસેવાનાં ટીપાં ફુટી નીકળયાં.

દીનીઆર દસતુર ધીરજ આપી બોલ્યા “બાપુજી શેઠ, તમારા જીવને સારૂં નહી હોશે, કદાચ રાતે જરા ભારી ખાણું લીધું હોય તારે એમ થાય. જરા ડાકટરને બોલાવી એકાદ હલકો જુલાબ લઈ લેતે તો બધું મટી જતે.”

“છટ, છટ, તમે દસતુરજી થઇને માથેથી એમ જોખમ ઉતારી નાખોછ?”

“નહીં—શું કરવા–તમારે કંઈ ખરેખરજ ખાનગી મુશકેલી કહેવી હોય તો હું હાઝર છું. કાંઈબી વાત તમે ભરૂસો રાખીને ખાનગી કહેશો તે હું હરગેઝ બહાર પાડનાર નથી તેની તમે ખાત્રી રાખો.”

“ઠીક—હવે કેવું દરોબસત બોલ્યા. હમણાં તો ઘણું મોડું થઈ ગયું તેથી આજની રાત તો અહીંજ પોઢજો. તમારે તાંહાં કહેવા હું માણસ મોકલુંછ.”

દસતુરજીને મનથી તો છરી ફરી. પણ શું કરે “હાજી–જેમ મરજી” કહેવા સીવાય ઉપાય નહતો.

## પ્રકરણ—૪.

### બાપુજી શેઠનું “ ꞉નફેસાઉ ”.

બ્રાંડીનો એક જબરો ટકો લઈ બાપુજી શેઠે નીચલી હકીકત ધીમે સાદે કહેવી શ꞉ કરી.

“દસતુરજી, ત્રીસ વરસની વાતપર તમે તો જભલીઆ꞉ ઉતા ને મુંબઈમાં તમારાં મમા꞉ ꞉ ઘેર રહેતા હતા તારે મારો એક સાવકો ભાઈ ભરૂચમાં વસતો હતો તેની તો તમને ખબર પડી હશે?”

“નહીં!”

“નહીં? આએ ભાઈ મારા કરતાં વડો હતો પણું મારા બેહસતી બાપ સાથ એને ડોળે દીઠે બનતું નહીં હતું. બાવાજીનો સ્વભાવ આકરો એટલે ઘેરમાં બધાં તેવણુથી થર થર ધ્રુજે તારે મારો ભાઈ માણેકશાહ હીમતથી બાપની સામો ખડો રહે. આસતે આસતે વાત એટલી બધી વધી પડી કે બાવાજીએ તેને પોતાની આગળથી દુર કરવા સારૂં શીખવવાને મસે પુના ઇજનેરી કાલેજમાં મોકલાવી દીધો. તાંબી ભાઇના ચાળા જેવાને તેવાજ. કોઇ માસ-તરને પછવાડેથી પુછડી બાંધીને તેની પાઘડી ઉપર હળ-વેથી સાહી ધોળી તે સારૂં તેને કાલેજમાંથી કહાડી મુક-વાના હતા પણુ લાગવગ દોડી પહોંચ્યાથી તે વાર તો બચી ગયો. માણેકશાહ સાથે મનેબી બાઝતું નહી હતું, તે છતાં તેની હીમતની મને ઘણી અદેખાઇ લાગતી હતી. તે ગમે એવો મસતાન હતો પણ સાચ્ચા બોલુ હતો.”

"પણ તમારા વડવાઓની મીલકત તો વડા છોકરાને પેહેડી દર પેહેડી મળવાનું ત્રસ્ટ છે ને તમે હમણા ગાદી વારસ છેઓ એટલે આએ માણેકશાહ ગુજરી ગયો હશે?" દસતુરે પુછ્યું.

"જરા ધીરા પડો. હા માણેકશાહ તો ગુજરી ગયો છે પણ વાત હજી લાંબી છે. બાવાએ ઘણી મેહેનતે એને કમીસરીખાતાંમાં ચાકરી રખાવ્યો પણ તાંહાંથીબી એ અચબુચ એબીસીનીયા ચાલી ગયો. બાવાજીતો ઘણા છેડાઇ પડયા, ઘણુંબી કાગળ લખ્યાં, દમ ભરાવ્યો પણ માણેકશાહ એકથી બીજો થયો નહી. આએ વાત બન્યાને ત્રીસ વરસ થયાં. વીસ વરસ થયાં તો બાપીકી મીલક્ત મારી પાસે છે. માણેકશાહના જતા રહેવા પછી દસ વરસે બાવાજી ગુજરી ગયા. એબીસીનીયાની લડાઇમાં એક પારસી કામદારે મોટી બહાદુરી બતાવી ને સરકારથી ઇનામ મેળવ્યું એવું અમે વર્તમાનપત્રોમાં વાંચતા હતા અને તેમાં નામ કોઇ ભલતુંજ હતું તોબી મારી ખાતરી હતી કે માણેકશાહે પોતાનું નામ ફેરવી નાખી બીજુ રાખ્યું હશે. એ માણેકશાહ સીવાય બીજું કોઇ હોયજ નહીં."

આટલો વાર તો બાપુજી શેઠ બેસીને વાત કરતા હતા પણ હવે તેવણ ઉઠીને ફેરા ખાવા લાગ્યા અને ઘણા અકળાયલા જણાયા. જરા વારે દસતુરજી પાછળ આવી ઉભા અને વાત લંબાવી.

"દસતુરજી, અત્યાર સુધી જે બન્યું તેમાં મારો કશો હાથ નહી હતો. બાવાજીએ પોતાની સઘળી ખાનગી અસકયામતનું વીલ કીધું હતું અને તેમાં મને વારસ ઠરાવ્યો હતો. તેવણુના જીવતાજીવત સઘળાઓની હજુરમાં આ વીલ વાંચવામાં આવ્યું હતું. ત્યાર પછી હું પરણુયો. બાવાજીનાં ઘેરમાં અમે રાજ કરવા લાગાં. બાવાજી તો બધું કામકાજ મુકી બેઠા ને બધું મને સોંપી દીધું. પછી આસતે આસતે મારી નજર ઉંઘડી કે બાવાજી હવે માણેકશાહને ખાતર પસતાતા હતા. તેવણુ તેને ઘડી ઘડી યાદ કરે ને હાય સોસના કરે. બોલો દસતુરજી, આવી વખતે મારે શું કરવું જોઇતું હતું?"

"શેઠ, એ વાતમાં બે મત હોયજ નહી. તમે બનતી કોશેશથી બાપ બેટા વચ્ચે સુલેહ કરાવવી હતી."

"હા, ભલા માણુસ, આવી વખતે બોલવું સેહેલું છે પણુ કરવું કેટલું મુશકેલ છે તેનો તમને કાંઇ ખ્યાલ છે? મારી ધણીઆણી સ્વભાવની એવી આકરી ઉતી કે હું તો તેની આગળ ધ્રુજતો હતો. રખે ઘરડાજી વીલ ફેરવી નાખે ને હમારો બુચો લીમજી વારસામાંથી રદ બાતલ થઈ જાય તેની ફીકરે ફીકરે અમારો જીવ રોજ રોજ સુકાઇ જતો હતો. આ ટાંકણે મારા ભાઇ માણેકશા તરફથી કોઇ કોઇ વખત બાવાજી ઉપર કાગલો આવવા લાગાં પણુ હું—પણુ—હું કહેવાને શરમીંદો છેઉં કે મારી ધણીઆણીએ આ કાગલો બાવાજીના હાથમાં જવા દીધાંજ નહીં."

આટલું સાંભળી હસતુરજીનાં ભવાંનો ચીલ્લો ચહડયો પણ કાંઇ બોલ્યા નહી.

"હસતુરજી, જે બની તે બની. હવે તો બધું સાંભળી લેઓ. લીમજીને ૭ વરસનો મેલીને મારાં ધણીઆણી ગુજરી ગયાં ને ત્યાર પછી બાવાજી બીજાં બે વરસ જીવ્યા. જયારે તેવણ મરવા સુતા ત્યારે મને પાસે બોલાવીને સોગંદ આપ્યા કે મારે જાતે જંગબાર વગેરે જઇને માણેકશાહની ખોળ કહાડવી. મેં તેમ કીધું પણ કશી ભાળ મળી નહીં. છેક રખડતાં રખડતાં એડનમાં ખબર મળી કે માણેકશાહ તો કોઇ દુકાનદારની છોકરી સાથ પરણ્યો હતો અને તેને પેટે બે છોકરાં થયાં હતાં. કહેછે કે છોકરાનો જનમ આપતાં તેની ધણીઆણી તો મરણ પામી હતી. ત્યાર પછી ખબર મળી કે ચીનમાં લડાઇ ઉઠવાથી માણેકશાહે તાંહાં ઝીપલાવ્યું હતું. આટલી બાતમીં મેળવીને હું પાછો ફરયો."

"ત્યાર પછી તમે કાંઇ વધારે જુસતેજો કીધીજ નહીં?" હસતુર દીનીઆરે પુછ્યું.

"નહી—વધારે ખટપટ કરવાની મેં જરૂર જોઇ નહીં બાવાજી મોટું કરજ મેલીને ગુજરી ગયા હતા અને મારી પાસે રોકડ નાણું થોડું હતું એટલે મને લાગું કે એક સાવકો ભાઇ પોતાની મેળે ઘેરબાર છોડીને વરસો સુધી જતો રહે તેને ખાતર હું મારા પેટના દીકરાની પુંજીમાં શું કરવા ભાગ પાડું. આએ પ્રમાણે ઘણાં વરસ

ચાલવા પછી એક દહાડે મને ચીનથી કાગલ મળ્યું તેમાં લખેલું હતું કે માણેકશાહ મકાઉમાં ગુજરી ગયો હતો અને પાછળ એક છોકરો ને એક છોકરી મુકી ગયો હતો. આએ છોકરાં પૈસે પૈસે અવકરા ભોગવતાં હતાં. આ કાગલ ઉપર "હોરમસજી સાહેર"ની સહી હતી. આજ સુધી એ કાગલની મે કાંઇ ખબર લીધી નહીં."

બાપુજી શેઠે આટલી વાત કીધી તેમાંબી ખુબ ગાપચાં મારીઆં હતાં અને ઘણીક એબો છુપાવી હતી તોબી દસતુર ઘણા નાખુશ થયા.

"બાપુજી શેઠ, તમારી અઇન ફરજ છે કે હવે તમે આએ છોકરાંઓને શોધી કહાડીને તે લોકનો જે હક હોય તે આપી તમારી ફરજ ઉતારવી."

"હું તેમજ કરવા ધારૂંછ અને આજે મેં શરૂઆતબી કરી છે. આએ હોરમસજી સાહેરનું કાગલ આવ્યાને સાત વરસ થયાં તોબી મેં આજે તેવણને જવાબ લખ્યો છે."

"પણ તેટલાથીજ બસ નથી. તમે, ચીન હાંગકાંગ, શેહેંગાહી, કનટાન, મકાઉ વગેરેના જરથોસતીઓને લખો, ન્યુસપેપરોમાં જાહેરખબર છપાવો ને બની શકે તો ભીમજીભાઇને પોતાને ચીન મોકલો કે પોતાની પીત્રાઇ-ઓની ખબર કહાડે."

"દસતુરજી તમે બધી વાત ખાનગી રાખવાની કબુ-લાત આપીછ તે યાદ રાખજો. ભીમજી આ બીના વીશે

હજી સુધી કાંઇ જાણુતો નથી અને હાલ તુરત એને ભડકાવવામાંબી સાર નથી. પહેલાં તો હું પોતેજ ખબર કહાડું અને તે લોકને બનતી મદદ કરૂં. કોણુ જાણે અંદરની બીના એવીબી નીકળી આવે કે તે લોકને આપરે ત્યાં લાવીને આપરાં છોકરાં બચ્ચાંઓમાં આમેજ કરવા જેવું નહીબી હોય.”

આ ખુલાસાથી દસતુર દીનીઆરનાં મનનું સમાધાન થયું નહી તેવણુ નાખુશીથી બોલ્યા “તે તો જેમ જેનો વીચાર. તમે પોતે જ્યારે વાત છેડી ત્યારેજ તમે બોલ્યા કે તમે મારી સલાહ પુછવાનો ઇરાદો રાખતા હતા, તો હું સલાહ આપુંછ કે તમે વગર ઢીલે આ બીનાથી તમારા દીકરા અને દીકરીને વાકેફ કરવાં જોઇયે અને આ દુરદરાજ પડેલા ભાઈ બેનને શોધી કહાડવાને એક પળની વીલંબ લાગવી નહી જોઇયે. હોરમસજી સાહેરે આ છોકરાંઓની હાલતની કાંઇ વીગત આપી હોશેની?”

“બીલકુલ નહી. કાગળ ઘણુંજ ટુંકું હતું અને તેમાં માણેકશાહની મરણુની ખબર અને આ છોકરાંઓની પૈસા સંબંધી તંગી સીવાય બીજો કાંઇજ ઇસારો નહીં હતો. હું દલગીર છેઉં કે તેજ વખતે મેં આ કાગલની ખબર નહી લીધી. પણુ હવે ખાતરી રાખજો કે આ ભુલ હું તાકીદે સુધારીશ હું એટલુંજ ઇચ્છુંછ કે તેની ખબર શીરીમજી કે વીરબાઇને નહી પડે.”

"તમારા ભાઇ એબીસીનીઆમાં ને ચીનમાં શુ નામે ઓળખાતા હતા ?"

"હું નહી જાણુતો. હોરમસજી સાહેરે પોતાના કાગલમાંબી એટલુંજ લખ્યુંછ કે 'તમારા ભાઇ ગુજરયા.' માણેકશાહના સ્વભાવ પ્રમાણે એણે પોતાની અટકતો જરૂર બદલી નાંખી હોશે પણ જ્યારે મરવા સુતો હોશે તારે આએ હોરમસજી સાહેરને ખરી વાત કહી હોશે."

આ પછી શેઠ અને દસતુરજી એજ બાબદની કેટલીક તકરાર કરવામાં ગુતાયા અને છેક સાડાબાર વાગતે સુવા જવા સારૂં ઉઠયા. જતાં જતાં બાપુજી બોલ્યા.

"દસતુરજી, મારે વીશે ઘણું ખરાબ મત ના બાંધતા. યાદ રાખજો, કોઇવાર માણુસથી ભુલ થઇ જાય છે, પણ તે સારૂં તે માણુસ જરૂર કરીને ખરાબજ હોવો જોઇયે એમ માનવું નહીં. આએ બનાવથી મારો જીવ સદા ઉદાસ છે અને તેથીજ મારો સ્વભાવ બગડી ગયો છે. પણ હવે એ બધાંનો અવેજ હું વાળી આપીશ. માત્ર એટલુંજ કે આપણે ફતેહમંદ થઇએ તાંહાંસુધી આ વાત આપણા બેનાજ પેટમાં રાખવી—સાહેબજી."

---

## પ્રકરણ—૫.

### અરદેશર સાહેર.

બાપુજી શેઠે પોતાનાં મનની ગુચવણ દસતુરજી આગળ કહયા પછી બીજા બે ચાર માસ નીકળી ગયા. બાપુજી

જે સદાના ચીંતાતુર દીસતા હતા તે હવે પાછા ખુશાલ દીસવા લાગ્યા. મરહુમ ભાઈ માણેકશાનાં છોકરાંઓ બાબે તેવણે દેશ પર દેશનાં વર્તમાનપત્રોમાં જાહેરખબરો છપાવી હતી અને બીજી પુછપરછ કરાવી હતી તે તેવણે દસતુરજીને બે ચારવાર બતાવ્યું હતું. આ પુછપરછનું કાંઈબી પરીણામ આવ્યું નહી એટલે બાપુજીની પેઠે દસતુરજીનાંબી મનને શાંતી મળી કે શેઠે જેટલું કરવા ઘટતું હતું એટલું કીધું એટલે હવે એવણનો વાંક કહડાય નહી. પણ બાપુજી આવા નચીંત જીવે છે તેટલા એવા બનાવો બનવા લાગ્યા છે કે જે હવે પછીના એ શેઠના માર્ગમાં મોટો ફેર ફાર બતાવનારા થઇ પડશે, તે હવે પછી આપણે જોઈશુ.

એક દહાડે દસતુરજી પોતાના ઓરડામાં બેસીને કાંઇ પુરાંણું પહેલવી પુસ્તક તપાસતા હતા એટલામાં તેમનો માનીતો કારભારી બમન દાખલ થયો અને ખબર આપી કે કોઇ પારસી મળવા માંગે છે,

"કોણ છે, બમન? કોઇ આપરા તરફનોજ છે?"

"નહીજી, કોઇ બહાર ગામનો દેખાયછ."

"કોઇ કંઇ માંગવા આયોછ કે? કેવો છે?"

"માંગવા આયો હોય તેવો તો નથી, છોકરવાદી જેવો છે."

જરા વાર વીચાર કરી દસતુરજીએ આ નવા આવનારને ઉપર મોકલવાને હુકમ કરયો. જરાવારે અરદેશર સાહેર નામનો એક જુવાન દાખલ થયો માણસના ચહેરા ઉપરથી

તુરત પામી જવાની દસતુરજીમાં કુનેહ હતી. આ નવો આવનાર ઉંચો, ગમગીન અને વીચારવંત ચહેરાનો, સાદા દેખાવનો ગ્રહસ્થ આસામી હતો. તેની ઉમર સુમારે ચોવીસ પચીસ વરસનો હશે. તેનાં કપડાં આજના જમાનાના સુધરેલી ઢપનાં નહી પણ સાદાં અને સ્વચ્છ હતાં.

"માફ માગું છ દસતુરજીસાહેબ, કે તમને આવે કઢંગે વખતે તમારાં કામમાંથી રોકયા."

"ફકર નહી, બેશો. કોઇબી ધણીને બનતી મદદ કરવાનો અને સલાહ આપવાનો દરેક ધરમગુરૂનો હક છે. મી૦ સાહેર, તમારી શું ફરમાશ છે?"

આ વાર અરદેશર સાહેરની આખમાં પાણી આવી ગયાં હતાં અને તે ગુચવાયલો દીસતો હતો. દસતુરજીને શક ઉપજયો કે આ ધણી કાંઇ રૂમડી મુકાવવા તો આવ્યો ન હોય? પણ તુરતજ સાહેરે ખીસાંમાંથી એક ન્યુસપેપર ખેંચી કહાડયું અને બોલ્યો.

"દસતુરજી સાહેબ, આએ જાહેરખબરમાં જે નોકરી છપાઈ છે તે તમારો લાગવગ લગાડીને મને અપાવશો તો તમારૂં હેશાન ભુલીશ નહી." દસતુરજીએ કાગલ હાથમ નીચે પ્રમાણે જાહેરખબર વાંચી:—

"જોઇયે છે—ભરૂચમાં એક આબરૂદાર ગ્રહસ્થના કુટુંબમાં એ જનને અભયાસમાં મદદ કરવા માટે કોઇ ગ્રાજ્યુએટ જોઇયે છે. ખાવા પીવાનું રહેવાનું તથા સારો પગાર આપ્યામાં આવશે. અરજદારોએ મી૦ શાપુરજી એલાવીયાને લખવું."

દસતુરજી ગભરાટમાં પડયા. તેવણે આ ખબર વાંચી ન હતી. "ભાઇ તમે પોતે ઉપલા શેઠને મળયા કે? મને તો લાગેછ કે આ કોઇએ મશકરી કીધેલી છે."

"ખોદા ખેર કરે. આએ શાપુરજી શેઠના બેટાને શીખવવાની નોકરીની ઉમેદમાં હું છેક મુંબઇવેરથી આયોછ. મને અહી કોઇ ઓળખતું નથી. તેથી પહેલાં તમારી પાસે આવવાની મેં હીંમત કીધી. હું તમારી ખાત્રી કરી આપશ કે હું એ કામને બધી રીતે લાયક છેઉં ને તમારી ખાત્રી થાય તો આએ શાપુરજી શેઠને મારી તરફથી બે બોલ કહેશો તો એક પુનનું કામ કરશોજી."

આ પ્રમાણે બોલી અરદેશર સાહેરે ખીસામાંથી થોડાંક કાગલીયા ખેંચી કહાડયાં.

"પણ તમે એ કાગલો શાપુરજી શેઠને પોતાનેજ બતાવશો ને તમારી ઓળખ આપશો તો બસ છે. મને એ વાતમાં માથું મારવાનો કંઇ હક નથી."

"ખરૂં છે દસતુરજી સાહેબ, પણ હું મુંબઇ યુનીવરસીટીનો ગ્રાજ્યુએટ નથી. મેં એમ. એ. ની પદવી લીપઝીકની યુનીવરસીટીમાં મેળવીછ અને આસત્રીયામાં વીએન્નાની યુનીવરસીટીમાં હું બી. એસ. સી. ની પરીક્ષાનો ડીપલોમાં ધરાઉંછ. હું આએ દેશમાં હમણાજ આવ્યોછ. મારા બાપ અસલ ભરૂચના હતા પણ દુર બહાર દેશાવરમાં ગુજરી ગયા તારથી સત્તર વરસ થયાં હું બહાર-

ગામજ હતો. હમણાં મારી તેવીસ વરસની ઉમર છે. ને આએ મારી ડીગ્રીની સરટીફીકેટો છે. કદાચ મી○ શાપુરજી આ સરટીફીકેટો અને ડીપલોમાંની કીમત નહી સમજી શકે એમ ધારી તમને પહેલાં દેખાડવાની મેં જરૂર જોઇ તેથી દરગુજર ચાહુંછ."

દસતુર દીનીઆરે ડીપલોમાં તપાસયા. યુરોપની નામીચી પાઠશાળાઓમાં ઝંદ અને પહેલવી ફારસી અને જર્મન ઉસ્તાદોની આ ઘણી કીમતી અને ઉંચી સરટીફીકેટો હતી. દસતુરજી પોતે ઝંદ પેહેલવીના મોટા અભયાસી અને પુંજારી હતા એટલે પોતાના સરખા બીજા બળવાન વીદયારથીને આ હાલતે જોઇ ઘણા અજબ રહયા.

"મી○ અરદેશર, તારે શું તમને પહેલવીનો અભ્યાસ છે."

"હાજી, હું લાટીન, જર્મન અને થોડી ઘણી ઈટાલીઅનબી જાણું છું."

"ઘણું અજબ જેવું. પણ શાપુરજી એલાવીઆને એ બધું શું કામ લાગવાનું છે. એવણને તો સાધારણ માસતર જોઇતો હોશે. હું પહેલાંથીજ કહી દેઉંની કે જે માસતરની એવણ શોધમાં છે તે એવણની દીકરીને સારૂ છે."

આ ધડાકો સાંભળી અરદેશર જરા હસ્યો પણ તુરત ઠાવકે મને જવાબ દીધો "તેમા શું મુઝાકો છે. હું પૈસા પૈસાને સારૂં અવકરા ભાગવુંછ એટલે એ. બી. સી.

શીખવીનેબી આબરૂથી રહું એટલુંજ હું શોધું છ. મેહેર-બાન દસતુરજી તમારો કીમતી વખત વધારે રોકવાને હું રાજી નથી. આએ-કાગલો આપ નીરાંતે તપાસજો. હું શાપુરજી શેઠને મળશ પછી જો એવણ તમારી સ-લાહ પુછે તો તમારાં ધ્યાનમાં જેમ આવે તેમ મારી ભળામણ કરજો."

અરદેશરે ઉઠીને ચાલવા માંડયું પણ કાંઇ વીચાર આવી જવાથી પાછો ફરયો અને કરગરીને કહયું "દસતુરજી સાહેબ, ખોદાને હાજર નાજર જાણી હું તમને ખાત્રી આપવાં માંગું છ કે હું સારો માણસ છેઉં ને તમારી ભલામણને એબ લગાડું તેવો નથી—સાહેબજી."

હજુ દસતુરજી હા ના નો જવાબ આપે એટલામાં તો આ મળવા આવનાર ત્યાંથી નીકળી આવ્યો.

દસતુરજી અંદેસો કરવા લાગ્યા "ગરીબ બચારો, જર્મન ને પહેલવી શીખી શીખીને આએ હાલત! બચારો કેવો ભુખો ને ઠાકેલો દેખાતો હતો. હું બી કેવો વીસરભો કે જમવા બેસવાબી કહયું નહી. હવે આએ મામલાનો કોણ જાણે કેવો રસતો આવશે."

---

## પ્રકરણ—૬.

### શાપુરજી એલાવીયાની બેટી પુતળાં.

અરદેશર સાહેર દસતુરજીને ત્યાંથી નીકળયો કે પાધ-રોજ શાપુરજીને ત્યાં આવી ઉભો. શાપુરજી તુરતનાજ નાસતો જમીને ચામડાંની એક ગાદીની ઇઝીચેરમાં અઠેતાયલા

હતા. દુરથી કોચ ઉપર એક ખાસ્સાં માતેલાં ડોસા બેસીને સીવતાં હતાં, આ આ ડોસાં ધનમાએ શાપુરજીનાં માસીનાં દીકરી હતાં અને બીખાઇના ગુજરવા પછી ઘેર ચલાવવા તથા મા વગરની પુતળાંને તપાસવા સારૂ શાપુરજીની અરજથી સુરતથી આવીને રહયાં હતાં. તેવણ ધણીને તો ભસતામાં વળાવી આવ્યાં હતાં અને પેટે સંતાન નહી હોવાથી આ ગોઠવણ તેવણને ઘી કેળાં જેવી ગળે ઉતરી ગઇ હતી, જોકે તેવણ નાકે જીભ લગાડી અવાર નવાર દેખાડવા માંગતાં હતાં કે આ ગોઠવણ તેવણના ઉપર મોટી મુસીબત જેવી હતી.

આ પ્રમાણે બધું રચાયલું છે એવામાં બારણામાંથી સાદ આવ્યો "સાહેબ મેહેરબાન શાપુરજી શેઠ."

વળી સવારના પોહોરમાં કોણ પીડા આવીછ એવાં ખ્યાલથી શાપુરજી પહેલાં તો ખભરયા પણ બારણા તરફ નજર કરતાંજ તેવણ ભુસકો મારીને ઉભા થયા અને નવા આવનારને કોટી કરીને બોલી પડયા.

"આવરે મારા બાપ, તું કાંહાંથી આયો? આયો તો મારા માથાંપર. તારો સામાન કાંહાં છે?"

અરદેશર સાહેર ડઘાઇને ઉભો રહી ગહો. "શાપુરજી શેઠ તમોએ છપાવેલી જાહેર ખબર વાંચીને હું અરજી કરવા અહીં આયો ત્યારે મારા સવપનામાંબી નહીં હતુ કે એ છપાવનાર તમે હાશો. હું ઘણોજ શારમીંદો છઉં કે—

"અરે જારે છોકરા, શરમ શાની ને વાત શાની? પુતળાં, એવણુને ઓળખ્યાં કે? મુંબઇમાં એક વખત હું આગગાડી તળે આવી જતોતો ને મને ઘસડી કહાડીને જીવ બચાવ્યો તે એવણુજ જો."

આ વાત શું બની હતી તેનો ટુક ઇશારો અહીં આપવો ઘટે છે. ગીએ સાલ શાપુરજી મુંબઇમાં ગયા હતા. તાંહાં મહાલક્ષ્મીના સ્ટેશન ઉપર એકગમથી બીજી-ગમ •તેવણે નાદાનીથી પાટા ઓળંગવાની તજવીજ કીધી. આ વાર ધમ ધમ કરતી મેલ ટ્રેન આવતી હતી તે ઉપર સાપુરજીનું ધ્યાન રહયું નાહી. સીપાઇઓએ અને પોર-ટરોએ ચીસ પાડી અને સાપુરજી એક પળમાં છુંદાઇ મરતે. પણ તે વેળાએ અરદેશર પલાટફાર્મ ઉપર ઉભો હતો તે સમયસુચકતા રાખી પાટા ઉપર કુદી પડયો અને શાપુ-રજીને આંચકો મારી પાસેના ખાલી પાટા ઉપર નાખી દીધા કે તેજ પળે ત્રેન પસાર થઇ ગઇ. શાપુરજી તો એવા ગભરાઇ ગયા હતા કે શું બન્યું તે તુરત તો સમજ્યાબી નહી પણ જ્યારે બાહાર રહેલાં લોકે હાંફતાં અરદેશરને શાબાશી આપી તારે શાપુરજીની શુધ ઉઘડી. પોતાનો જાન બચાવનાર આ જુવાન પારશીનો ઉપ-કાર માનવા અને તેને કાંઇ ઇનામ આપવા શાપુરજી પાછું ફરી જોયછતો તે કયાંનો કયાં નીકળી ગયો હતો—તે આજની ઘડી સુધી.

"દીકરી પુતળાં, તું મને ઘરી ઘરી ઠપકો આપીયા કરતીથી કે આએ બાહાદુર પારશીનું નામ લખી લેવું

ઉતું, તો હે આએ એ પોતેજ ચાલી ચલાવીને આપરે ઘેર આયોછ. જોઇયે હવે તારા બાપને જીવાડનારની તું કેવી ચાકરી કરેછ."

પુતળાં ને ધનમાય અચરતીથી આ બધુ સાંભળતાં હતાં ત્યારે અરદેશર સઘળાનાં ચેહેરા તપાસવામાં રોકાયલો હતો. બાપ બેટી વચે કેવો ફેર. એક જાણે રફ બાંવળનું ઝાડ અને બીજી સફેદ નાજુક લીલી. એક ખેતરમાં તડકે અને ઠારમાં કામ કરી કજળાઈ ગયલો ગામડીઓ અને આ જાણે દાબડીમાં છુપાવી રાખેલું પાઉડરનું પફ!

શાપુરજીની વાત સાંભળવા પાછી પુતળાં ઉઠી અને અરદેશરનો હાથ પકડી બોલી "ભાઈ હું તમને શું કહું તે હું સમજતી નથી. તમે જો નહી હોતે તો આજ મારા બાવાજીનું શું થતે, ને તમે પોતેબી તમારી જીંદગીનો વીચાર નહી કીધો? શાબાશ જીવતા રેહો."

"બાઈ, તમે ધારોછ તેટલી બધી બહાદુરી એ કામમાં મેં બતાવી નથી. મારે બદલે કોઇ બીજો હતે તેબી એમજ કરતે. પણ ચાલો, સારાં કામ કોઈ દહાડે વ્યર્થ જતાં નથી. હું આજે જે અરજ કરવા આયોછ તેમાં મારી આએ નાચીજ સેવાથી કાંઈ ફેર પડશે તો હું મને મારો બદલો મળી રહયો એમ સમજીશ."

"ચાલો તારે હવે આપરે કામ સંબંધી વાત કરીએ. ધનમાય, પુતળાં, તમે જરા વાડીમાં ફરો તેટલાં હું અબઘડી અરદેશર સાથ વાત કરીને આવુંછ."

પુતલાં ઉઠી પણ ધનમાએનો જીવ તપુ તપુ થતો હતો કે શું વાત થશે તે સાંભળવામાં આવે તો ઠીક. અરદેશરને તેવણુ એક નવું કવાબમાં હાડકું અત્યારથીજ સમજવા લાગ્યાં હતાં. જયારે શાપુરજી અને અરદેશર એકલા પડયા ત્યારે વાત શરૂ થઈ.

"ભાઇ, તારૂં નામ અરદેશર છે તે તો મેં જાણ્યુ પણ તું કાંહાંનો રહેવાસી છે, તારાં માબાપ કાંહાં છે, તુંને કોણ ઓળખે છે તે તો કહે. તેં આએ માસતરની જગા સારૂં અરજી કીધી પણ મુંબઇની મારી ઓળખની ભલામણ જોઇશે." શાપુરજીએ શરૂઆત કરી.

અરદેશર મનમાં મુઝાયો પણ ખુલ્લાં મનથી પોતાની સઘળી કેફીયત જેમ દસતુર દીનીઆર આગળ કહી હતી તેમ શાપુરજીને કહી સંભળાવી. બધું મુગે મોઢે સાંભળયા પછી શાપુરજી બોલ્યા:—

"જો બા, પહેલાંથી સાફ સાફ કહી દેવામાં સારૂં. હું તારા ઉપકારમાં છઉં ને તેનો બદલો બીજી રીતે વાળી આપીશ પણ મારી છોકરીના માસતર દાખલ તું નહીં ચાલે. મને પહેલવી ને ઝંદ સાથે શું કામ છે, મારી છોકરી થોડીજ મોબેદી કરવા જવાની છે. મને તો કોઈ મુંબઈનો ઓળખાણવાળો બી. એ. જોઇયેછ."

"જી, હું ઘણાં વરસ બાહારગામ રહી આવોછ તેથી શું હું પારસી નહીં? હું અસલ મુંબઇનોજ છઉં."

"હાસે હાસે, પણ તું સતર વરસ જર્મનીમાં રહયો એટલે પોણો વટલેલ જેવો લાગેછ. વળી તું ઘણો જુવાન છે. મારી મતલબ તો કોઇ બચ્ચાં છોકરાંવાળો અધોર ઉમરનો માણુસ શોધી કહાડવાની ઉતી. કસતુર દીનીઆરની ભલામણુને શું ઘોઇ પીઉં? મારેથી બનતે તો જરૂર તુંને આએ જગા આપતે પણ એ વાત બનવા જેવી નથી."

"ચીંતા નહી, શાપુરજી શેઠ, જેવો તમારો વીચાર. મે તમારી કાંઇક સેવા કીધી તેથી કાંઈ ચાકરીબી રાખવોજ જોઇયે એવો મારો હક નથી. રજા આપશોજી?"

"અરે પણ એમ લવંગની લાતીપર કાંહાં જાયછ? જરા બેસતો ખરો, રાતના જમીને જજે. તુંને માસતરની ચાકરીપર નહીં રાખું તે સારૂં એમનો એમબી જવા દેઉં કે? તેં મારો જીવ બચાવ્યો તો મારી તરફથી કાંઇ જરા યાદગારી દાખલ તો કાંઇ બક્ષેશ તો કબુલ રાખ." શાપુરજીએ પોતાની પાકીટ બુક કહાડી.

અરદેશરનો ચેહેરો લાલચોળ થઇ આવ્યો હતો. શાપુરજીને રોકીને તે બોલ્યો "સાહેબ માફ કરો. એ સેવા એવી નથી કે જેની પૈસાથી કીમત થાય. મને પૈસા જોઇતા નથી પણ કામ જોઇયે છે. તમારી પાસે કામ આપવાનું નથી તો તેમાં આપરે શું કરશું."

શાપુરજી ઘણા અકળાયા. તેવણ અરદેશરને જવા દે નહી. નોકરને બોલાવીને તેવણે દારૂ, સોડા, ખાવાનું વગેરે મંગાવ્યું અને સમ સોગંદ ખાઇને અરદેશરને જરા તરા ખાવાની ફરજ પાડી. ગરીબ બીચારો અરદેશર, તે સવારનો ભુખ્યો હતો. આસતે આસતે શાપુરજી પગળવા લાગ્યા. અરદેશરનો ગરવો સ્વભાવ અને સાંત બોલીથી તેવણ અંજાઇ ગયા.

"જો ભાઇ, મારી છોકરીને તો ઇંગ્રેજી કરતાં ફારસી ઉપર ઘણો શોખ છે."

"જી હું ફારસી ઘણું સારૂં જાણું છ."

"અરદેશર, તું આટલાં વરસ જર્મનીમાં રહયો તોબી તારી રૂપ બધી આપરી પારસી સહી છે."

"હાજી, હું બાપેદાદે પારસી છઉં અને તે સારૂં મગરૂર છઉં. હું અવસ્તાનો અભયાસી છઉં. મારો જનમ તો ચીનમાં થયલો પણ હું અસલ ભરૂચનો છઉં."

"તારાં સગાંવહાલાં કોઇ છે કે?"

"નહીજી, બાપ તો ચીનમાં ગુજરી ગયા. હું ને મારી બેન એકલાં ઉતાં તે બેનબી બીચારી બે વરસ થયાં મરી ગઇ. મારૂં કોઈ સગું નથી. હવે મને રજા આપશોજી? તમારી ઘણી મેહેરબાની થઇ. હું રાતની ટ્રેનમાં પાછો મુંબઇ જવસ. વળી ખોદા ચાહશે તો ફરીથી મળીશું."

"જરા ધીરો થા. મારૂં માન ને આજની રાત તો મારે તાંહાંજ મારા પરોણા દાખલ રહી જા. તારી વાતને હું ફરીથી વીચાર કરૂં, દસ્તુરજીને પુછું પછી કાલે ને તે નકકી કરીશું."

નકકી થયું. અરદેશર સાહેરને પુતળાંના શીક્ષક દાખલ નોકરી મળી.

---

## પ્રકરણ—૭

### ગુરૂ અને ચેલી.

અરદેશર સાહેર શાપુરજીને ત્યાં ગોઠવાયા એમ વાંચીને સાધારણ વાંચનાર ખંખાર મારશે કે એ તો લગન લાગ્યું. પણ મામલો તેથી તદનજ ઉલટો હતો. પોતાના વખતસર હાજર થઇ પુતળાંને શીક્ષણ આપવા સીવાય અરદેશરે ડાબી કે જમણી ગમ ન જોવાને પોતાનો મકકમ ઠરાવ રાખ્યો હતો. તેની ગણત્રી એવી હતી કે એકાદ બે વર્ષ અહીં રહી પગારના જેટલા રૂપીઆ ભેગા થાય તે લઇને મુંબઈ જવું અને ત્યાં ડાકટરી કાલેજમાં સામેલ થઈ અભયાસ કરવો.

એવી ગોઠવણ થઇ હતી કે સવારના બે કલાક અને સાંજના બે કલાક પુતળાંને લેસન આપવું. આ માટે વચમાંનો બેસવાનો ઓરડો પસંદ કરવામાં આવ્યો હતો અને સઘળો વાર ધનમાએ ઓરડામાં રહેવુ એવી સમ-

જુત હતી. પુતળાંના આ બધા ફાંટા ધનમાએને જરાબી પસંદ ન હતા અને તેવણુા એ છોકરીને ચીબી, લાડકી, છગાંવી મુકેલી વગેરે વીશેશણુાથી પોતાન મન સાથ વધાવી લેતાં હતાં, પણુ પોતે ઓશીયાલાં પડેલાં એટલે મોઢ તાળું મારીને સઘળાં બેણુ કોતક જોવા સીવાય બીજો દીરગ્ર ન હતો. પોતાને પુરી પાધરી સહી કરતાં આવડે નહી ને આએ અંગુઠા જેવડી છોકરી અંગ્રેજી ને ફારસી પરપર વાંચી જાય એ ધના ડોસાંને મનથી આ જમાનાનો એંક કેહેરજતો.

પેહલે દહાડે અભયાસ શરૂ થયો ત્યારે પોતાની ચેલીને શું શું આવડે છે તે નકકી કરવાની શીક્ષકની મોટી ખાએસ હતી.

“તમે કહોછ કે તમુને થોડું થોડું ફારસી આવડેછ? વાંચો જોઇયે.”

પુતળાંએ પોતાના મીઠાં સાદથી થોડીક લીટીઓ વાંચી અને તેનો અરથ સમજાવ્યો.

“બેન, તમે મારી તરફથી વકી રાખતાં હશો કે તમારૂં વાંચન મને ગમ્યું એમ કહી તમને રીજવું. પણુ તમે પોતેબી કબુલ કરશો કે શીક્ષક અને શીશ્ય વચ્ચે એવી ખાલી ભટાઇ હોવી ન જોઇએ. તમે મારા બોલવાનો ગુસ્સો ના કરતાં પણુ તમારા ઉચ્ચાર ઘણુાજ ખરાબ અને ફારસીનું ગ્યાન ઘણુંજ કાચું છે.”

પુતળાં વીહીલે મોહડે જોવા લાગી. “ખરી વાત છેજી. અને તે સુધારવા થકીજ હું તમારી આગળ શીખવા માગું છ.”

આ પછી અરદેશરે ઘણી મેહનત લઇ લેસન આપવા માંડયુ. અકેક લીટી દસ દસ બાર બાર વાર બોલાવી સ્પસ્ટ ઉચ્ચાર શીખાડયા. ટેબલ ઉપર કાચ્ચા છોકરવન લખનારાઓને હાથના કચરા જેવી કથાના પુસ્તકો અને નહી બનવાજોગ કીસ્સાઓના ઢગ પડેલા હતા અને તે સઘળા કહડાવી નાખ્યા અને પોતાની પરવાનગી વગર કોઇબી વારતાની ચોપડી વાંચવી નહી એવી સખત તાકીદ કરી. વધારે વાતચીત ઉપરથી માસતરે જાણી લીધું આવા કુચા જેવાં ચોપડી ચોપાનીઆં બાપુજી શેઠનો બેટો લીમજી લાવી લાવીને આપતો હતો અને પુતળાંને ત્રીજી ચોપડી સુધી ઇંગ્રેજી શીખાડનારબી તેજ હતો.

અલબતે કહેવાની કાંઇજ જરૂર ન હશે કે શાપુરજી એલાવીયાએ એક જવાન દેખામણા માસતરને છેક મુંબઇવેરથી બોલાવી પોતાની છોકરીને તાલીમ આપવા સારૂં ઘેરમાં રાખ્યો તેથી આખાં ભરૂચ શહેરમાં ચાવા ચીવી થઇ ગઇ. કોલાઇ કુઇઓ મરેરે મરેરે કરવા લાગ્યાં અને કાશીનના ઘેરનાં ડોકાં ધુણાવવા પડયાં. પોતાની ધણી આણીના ગુજરવા પછી શાપુરજી આ એકપુરી છોકરી ઉપર ઘેલા દીવાના બની રહયા હતા અને તેવણુની હૈયા

તી બાદ તેવણુની મોટી પુંજી આ છોકરીને જશે એ વાત જાણીતી હતી. એમ હતું ત્યારે છોકરીની જાતને ફ્રેંચ ને ફારશી શીખવીને શું કરેછ એવા અંદેસામાં ભરૂચની આલમ ગરકાવ હતી.

ગમે તેમ હોય પણ શાપુરજીની મરજી થઇ કે પોતાની છોકરીને કેળવીને કન કરવી અને છોકરીની મરજી થઇ કે શીખવું તો પછી કોઇનું શું ચાલે! કેમ શીખેછ, કાંહાં શીખેછ, કેટલું શીખેછ તે વીશેની કાનાસોરીનો પાર ન હતો. થોડાજ દીવસમાં જાણાયું કે લેસન ખલાસ થતાંજ મૌસતર ઉઠીને ત્રીજે માળે પોતાના ઓરડામાં ભરાતો હતો અને પોતાનું ખાણુંબી તાહાંજ લેતો હતો. ફકત નીમેલા વખતે લેસન આપવા ઉપરાંત તે કુટુંબ સાથ બીલકુલ ભેળાતો ન હતો.

બે મહીનાની રજા પડી અને લીમજીભાઈ મુંબઇથી બાપને ઘેર આવ્યા. સાધારણ રીતે તો લીમજી મે માસ માં માથેરાન, મહાબળેશ્વર જતો હતો પણ આ વાર બાવાજીએ ઘેર બોલાવયો હતો તેનું કારણ એ કે મુંબઇમાં લીમજીના રખડપટાની તેવણુને ખબર મળી હતી. તે ઘોડાની સરતમાં નાણું ઉડાવતો એવી વાત બાહર ફેલાઇ હતી.

લીમજી ઇનિટરમીડીયટમાં બે વાર નાપાસ થયો હતો પણ ખરી વાત તો એ હતી કે તે પરીક્ષામાં ગયોજ ન હતો અને બાપે દાખલ થવાની ફીના મોકલેલા રૂપીઆબી ચાંઉ કરી ગયો હતો. જ્યારે લીમજી ભરૂચ આવ્યો ત્યારે

દસતુર દીનીઆરની ઘણી મરજી કે લીમજીબી અરદેશર આગળ કલાક બે કલાક બેસીને પોતાનો અભયાસ ચાલુ રાખે. દસતુર દીનીઆર હવે અરદેશર ઉપર કુરબાન હતા. તેમણે આ જુવાન પુરૂશની ચાલચલણ, ડીગરી વગેરે માટે બહારોબાહારથી ખબર કહાડી હતી અને તેના ઘણાજ વખાણ સાંભળવા પછી તેને પોતાને લાયકનો સોબતી ગણીને તેની સોડ સાંધી હતી.

એક દહાડે વાત કરતાં દસતુરજીએ બાપુજી કોટવાલને સુચના કરીકે "આએ અરદેશર સાથ તમે જરા બાબસતા રાખો તો સારૂં. ઘણો લાયક માણુસ છે ને તમારા લીમજીને ઘણો કામ લાગશે. કાલે તો એને ને લીમજીને મારે તાંહાં જમવા બોલાવ્યાછ. તમેબી આવો તો સારૂં."

બાપુજીએ ભવાં ચહડાવી ઉતર દીધો "દસતુર, તમારી આએ ચાલ મને ગમતી નહી; એક કામન સ્કુલ માસતર સાથે તમારા જેવાએ એમ ભેળાવું નહી જોઇયે.. તમે લીમજીને બોલાવ્યોછ તો સમજ્યા પણ મારા જેવા માણુસે એવાની સાથે એક સુફરે બેસવું હું મારા દરજ્જાથી ઉતરતું સમજુંછ."

"પણ એબી ગ્રહસ્થ આદમી છે. એની ડીગ્રીઓ તો જુઓ, એ જો વેલાત જાય તો હમણા એલ. એલ. ડી., ની પદવી લઇ આવે."

"એની પદવી સાથ આપુંને શું કામ છે? એવા તે મુંબઇમાં ગલીએ ગલી રખડેછ. ખરૂં કહું તો મને તો એ ગમતો નથી."

દસતુર દીનીઆરજી આ વાતથી ઘણા રંજીદા થયા કારણ કે અરદેશર સાહેર તેવણુને ઘણોજ ગમતો હતો અને બાપુજીને તાંહાં તેને લાગુ કરવાની તેવણી આશા રાખી હતી. અરદેશર દરરોજ સાંજના દસતુરજીને તાંહાં આવતો અને એ બન્ને જણા સાથે બેસીને નવાં નવાં પુસ્તકો વાંચતા અને તકરાર કરતા હતા. અરદેશરે પોતાની મોટી આશા 'ડાકટર' થવાની બતાવી હતી પણ તે દસતુરજીને પસંદ નહી હતી.

"આવડી મોટી મેહેનત કરીને વીદયા સંપાદન કીધી અને ડાકટર થઇને શું માખ મારશે, અરદેશર?"

"દસતુરજી, બેઅદબી માફ છે, પણ હું ધારૂંછ કે જો ફીરેસતાને મળતો બીજો કોઇબી દરજ્જો હોય તો તે ડાકટરનો છે અને શેહેતાનથીબી જો કોઈ બદતર ધંધો હોય તો તેબી ડાકટરનો છે."

---

## પ્રકરણ ૮.

### લીમજી બાપુજી કોટવાલ.

દસતુર દીનીઆર અને અરદેશર સાહેર વાત કરતા વાડીમાં ફરતા હતા એટલામાં લીમજી અને તેની બેન વીરબાઇજી સામેથી આવતાં જણાયાં. વીરબાઇજી પોતાના ભાઈ કરતાં ત્રણ વરસ વડી હતી. તેણીને જોતાં અર-

દેશરનાં મનમાં કોણ જાણે શું મળતાપણું આવ્યું કે તેની છાતી ઉઠલાવા માંડી. કદાચ તેણીને જોઇને તેને પોતાની ગુજરેલી બેન યાદ આવી હશે.

ભીમજી જોકે જાતે ગરવો અને હસમુખો હતો તોયે મુંબઇમાં તેની સંગત સારી હોય એમ કહેવાઇ શકાય નહી. તે બેશક દેખામણો હતો અને જેની સાથ દોસ્તી પાડે તેનાં દીલ ક્રીતી લેવાની તેનામાં કુનેહ હતી. વીરબાઇજી પોતાના ભાઇના જેવી સોવામણી તો નહી પણ ઠીક હતી. બધા પ્રતાપ તેણીની બ્લુ કોરી જેવી આંખમાં સમાયલા હતા. તે બહારગામથી આગલેજ દીવસે આવેલી હોવાથી અરદેશરને આજે પહેલીજ વાર જોયો હતો.

મુરવતને ખાતર જરાવાર થોભી અરદેશર ત્યાંથી ચાલી ગયો.

"દસતુરજી, એ કાહાંથી રડતા બળતા હોરાજીને શોધી લાયા? જાણે બૈરાંને જોઇને શું ભુત ભરાતો હોય તેમ નાસી કાંય ગીયો?" વીરબાઇજીએ વાત છેડી.

"એનો સ્વભાવજ એવો છે. એને આઝી મંડળીની ગમત નથી. સારો દહાડો વાંચેછ. એના જેવા વીદવાન પારસી ઘણાજ થોડા હોશે." દસતુરજીએ ખુલાસો કીધો.

જરા વાર બીજી ત્રીજી વાત કીધા પછી દસતુરજી સમજી ગયા કે આ ભાઈ બેન કાંઈ અમથાં આયાં નાહી હતાં. તેવણે આસતે રહીને પુછ્યું "કેમ આજે કાંઈ મારે તાંહાં સવારી ભુલી પડી?"

વીરબાઇ બોલી "એ શું કેહું? રોજ ઉઠીને એની એજ વાત. આએ મારા ભાઈ વરી પાછા મુંબઈમાં કામ વધારી આયાછ."

"ઓહો, તે શું વરી?"

"દેવું. સરતમાં ગીયા ને હારી ગીયા. હવે તો બાવાજીને કહ્યા શીવાય છુટકો નથી."

"પણ તે સામે મને વાંધો છે. બાવાજી મારી ઉપર છેડાયલા છે તેવામાં આએ જાણશે તો ઘેરમાં મોટી પંચાતી છે. વાસતે હું તો બેનને કેહુંછ કે હાલ તરત તો બે દહાડા વાત ખાઇ જવી. કોણ જાણે નસીબ દેવી હાલ રૂઠેલી છે તે પાછી ફરીબી જાય ને હવે પછીનો પાસો અવળો પડે. પણ સબર, સામે શાપુરજીની વાડીમાં કોણ પુતળાં ફરેછ કે?"

પુતળાં વાડીમાં એક ઝાડને અઢેળીને ઉભેલી હતી. તેણીના હાથમાં ચોપડી હતી અને બાલ છુટા નાખેલા હતા, લીમનો જીવ આ વખત પોતાનાં સાંકડાં જીવમાં નાસોગોસો રમતો હતો. જરા વારમાં શાપુરજી આવી લાગ્યા અને આ કુદરતી પીકચર બેમાલુમ થઇ ગયું.

"કેમ દસતુરજી, આએ બેહેસ્તની પરી વીશે શું ધારયું?" લીમજીએ વાત છેડી.

"ઘણી ખુબસુરત તેમજ ડાહી છે" દસતુરજીએ ટુંકમાં ઉતર આપ્યો.

"વીર, તારો શું વીચાર? હું જાણુંછ કે કોઈબી બૈરીની તારીફ કીધી કે તારો તોફાનનો વાવટો ચહડશે."

"કાંય, મને એની સાથ મને શું ન્યાતનાતું છે? ગોરી છે, ઘાટમારી છે, તેમાં શું? ગામમાં બીજી કોઇ મળતી નથી કે? હું તો જાણુંછ કે એનો ગામડીઓ બાપ ચરી ગીયોછ. આવી સતર અઢાર વરસની છોકરી આગળ આવો કાચે: કુમારો માસ્તર હોય?"

જ્યારે ભાઈ બેન ઘરે જવા નીકળયાં ત્યારે લીમજી ઘણો નાખુશ અને ચુપ હતો.

"કેમ ભાઇ, તું કાંઇ બોલતો નહી. મારા બોલીઆનો ગુસ્સો લાગો કે? લે ચાલની બા, એ પુતળાં ઘણીજ ઘણીજ ખુબસુરત છે—પરીને હરાવે તેવી છે, મડમ કરતાં સરસ છે, બસ હવે રાજી થયો?"

"બેન, તું તો આએ બધું ટકોરમાં બોલેછ પણ હવે મારેથી વધારે વાર વાત પેટમાં રખાય તેમ નથી. જો હું કોઇબી બૈરીને મારી ધણીઆણી તરીકે પસંદ કરશ તો તે આએ ગામડીયાની છોકરી છે. તું મારી મશકરી કરશે કે હું હમણાથી પરણવાની વાત કહાડી બેઠો પણ હું સોગંદ ખાઇને કહુંછ કે આજે ત્રણ વરસ થયાં આએ છોકરીને જોઇને મારૂં માથું ફરી ગીયુંછ. હું જાણુંછ કે શાપુરજીનું નામ સાંભળતાં બાવાજીનું નસકોરૂં ફરી જશે પણ પરણ-

નાર ધણી હું છેઉં. એવણુને જો નહી ગમે તો જોઇએ તો મને જુદો રાખે નહી તો ઘેરમાંથી કહાડી મુકે."

"ભઇ—ભઈ—જરા ધીરો થા—એટલું એટલું બોલવા તુંને કોણ કહેછ?"

"બસ—હવે મારી ધીરજ ખુટીછ. તારે જોઇયે તો તુંબી મને ઓવાર નીવાર કરીને મને કહાડી મુક.

"પણ જરા—

પણ વીરબાઇજીનો જવાબ સાંભળવા હીમજી થોભ્યો નહી. પોતાના ઓરડાનું બારણું ઉઘાડીને તે માંહે ભરાયો.

હવે પેંશીમેર પુતળાંનો અભ્યાસ એટલી ઝડપથી ચાલતો હતો કે શાપુરજી અને દસતુરજીબી હેરાન રહ્યા. આ બે જણ ગુરૂ અને શીશયની રીતે નહી પણ ભાઇ બેન અથવા બે મીત્રોની પેઠે એક બીજાં સાથે વર્તતાં હતાં. પુતળાં જોકે અઢાર વંરસની હતી તોબી ઘરડાં માણુસના જેવી સમજુ અને સીધી હતી અને અરદેશર પણ પોતાની નાની ઉમર છતાં અજબ જેવી રીતે વીચારવંત હતો અને દુનીયાદારીની જુઠી મોહ લાલચથી હમેશ સાવચેત ફરતો હતો. શાપુરજી એલાવીયા પહેલાં તો અરદેશર તરફ ભપકામાંજ વરતતા હતા પણ હવે તેના મોટા મીત્ર થઇ પડયા હતા. અરદેશર પોતાના વીદયાના બળે વાવણીની જુદી જુદી રીતો શાપુરજીને સુચવતો અને તેથી શાપુરજીની આવકમાં મોટો વધારો થયો હતો. શાપુરજીના સઘળાં માણુસો, કુબળા, માંગેલા, ખેડુતો વગેરે અરદેશર ઉપર જાન આપતાં હતાં. તેનું કારણ

એકે કે તે લોકોના સુખે દુઃખે અરદેશર હમેશ તેઓને મદદ કરતો અને કામ પડે તો તે લોકના ઘરમાં રહેતો પણ હતો. તે પોતાના ખાનગી અભયાસમાં એટલો ગુટાયલો રહેતો કે રાતના બાર વાગતે સુતો અને સવારના પોહોરમાં ચાર વાગતામાં ઉઠતો તે છતાં તે દેહ સુખી હતો તેનું કારણ એ કે પહેલાં ઉઠયા પછી કલાક બે કલાક વાંચીને પછી દસ બાર મૈલ ખુલ્લી હવામાં ફરી આવતો અને ઘણી વાર તો બાંહે ચહડાવીને શાપુરજીનાં ખેતરોમાં સાધારણ બેગારીની પેઠે કામ કરતો.

એક દહાડે અરદેશર આ પ્રમાણે કામમાં રોકાયલો હતો અને આળસુ લીમજી આગળ ઉભો રહી તેની મશકરી કરતો હતો એવામાં એક ડુબળો સામેથી આવ્યો અને અરદેશરને પગે લાગ્યો.

"કેમ, જીવલા, તારી બૈરી કેમ છે? કાલ કરતાં દુખાવો નરમ છેની;"

"હોવે, મારા બાપ, ભગવાન તારૂં ભલું કરે. તુંએ ચાર દી ઉભે પગે મેહેનતની લીધી હોતે તો મારાં પોએરાં રવરી મરવાનાં ઉતાં."

આ ઘરડા જીવલાની ઓરતને અરદેશરે જાતે મેહેનત કરીને મોતમાંથી ઉગારી હતી અને તે પછી જીવલાની જાનફેશાની એક સાદી કુદરતનો જોવાજોગ દેખાવ હતો.

આખરે લીમજીથી રહેવાયું નહી.

"અરદેશર તું જબરો હો બા, રૂપાની છરીએ બધાંને કાપેછ પુતળાંને એમજ રમાડી લેછ કે?"

"ભાઇ, મારૂં કામ તેણીને રમાડવાનુ નહી પણ શીખવવાનું છે. તેને જયારે ગમત જોઇશે ત્યારે બીજે ઠેકાણેથી મેળવશે."

"પણ મેં સાંભળયું કે તું તેને ગાતાંબી શીખવેછ, ખરી વાત કે?"

"તદન જુઠ્ઠી વાત છે. કોઇ દહાડે મેં મારી જભાંપરથી એક હલક કહાડયો નથી."

"અજબ જેવું છે કે તું પોતા માટે કાંઇ ફકર રાખતો નથી?" વળી લીમજીએ પુછયું.

"ફકર? શા કારણથી?"

"હવે નાકે જીભ ના લગાડ. તું બધું સમજેછ પણ મારી આગળથી ઉડાવેછ. એક ખુબસુરત પૈસાદાર ને ભોળી છોકરી સાથ રાત દહાડો વસવું ને તેના ઉપર મોહબતમાં ગીરફતાર ન થવું એ કેમ બને? ખરી વાત કહું તો એ વાતનું ખરૂં નરૂં કરવાજ આજે હું તારી આગળ આયોછ. મારા માંથાં ઉપર મોટી સેંકડો જંજાળો છે પણ આએ નવી ફકરથી હું રાત દીવસ સુતો નથી."

## પ્રકરણ ૯.

### હીમજીની ફીકર—અરદેશરે કરેલો ખોલાસો

હીમજીના આવા કફોડા શબ્દોથી અરદેશરને મનમાં બહુજ માઠું લાગ્યું પણ પોતાનો મીજાજ કાબુમાં રાખી બોલ્યો :—

"મી૦ હીમજી, આજે તમારે મોહાડેના આ સખુનો હું એકવાર તમને માફ કરૂં છ પણ ફરીથી એમ બોલશો નહી કારણ કે પુતળાંબાઇને જો જરાબી અપમાન થાય એવું મારે કાને પડશે તો મારો સ્વભાવ માર અખત્યારમાં રહે તેની હું જામીનગીરી આપી શકતો નથી."

"પણ એમાં તમને ગુસ્સે થવાનું શું છે? તમારા સખુન ઉપર મને વીશ્વાસ છે. હું તમને એકવાર કહી ચુકોછ કે પુતળાંને મારી ધણીઆણી બનાવવાનો મારો ચોકસ વીચાર છે એટલે હવે તમારી તરફથી કાંઇબી નડ મળે તેવી હું આશા રાખતો નથી. હું આ પ્રમાણે તમારા કાન ખોલતે નહી પણ હમણા બધો મામલો ફરી ગયલો છે. અગાઉ એ છોકરીને હું ઉઠ કહું તો ઉઠતી ને બેસ કહું તો બેસતી, હું જે ચોપડીઓ ભલામણ કરૂ તે વાંચતી અને મને જોઇને હાથમાંનું કામ મુકી દેતી. પણ હમણા તો બારભાયાનું રાજ છે. કાલેબી ઘેર આગળ મળવા આવી તારે મારી બેન વીરબાઇએ એને ખામખા વાત કરવા છેડી તો બસ બધી વાતમાં અરદેશર, જરા થાય કે અરદેશર એટલે આપરે તો ભડકયા. તમે ગુસ્સો નાકરો, હું જાણું છ કે આએ પ્રમાણે બોલવાનો મને હક નથી.

જો તમારો હુકમ હોય તો એ વાતનો ખુલાસો પુછી લેઉં ?"

"બોલો" ફકત અરદેશરે એટલોજ જવાબ દીધો.

"હાલ તુરત એમ ખરૂં કેની કે તમારી પાસે પરણવાની જોગવાઇ નથી ને પુતળાં વીશે તમારો કાંઇ વીચાર નથી ? એ આઠ વરસની ઉતી તારથી અમે સાથે રમેલાં છીયે ને મારો જીવ એના ઉપર ઘણો છે. બચગીથીજ જાણે અમે એક બીજા માટે સરજેલાં ઉતાં. મારી મુશકેલી એકજ હતી તે એ કે રખે પુતળાં પોતે મારી સાથ શાદી કરવાને ના કેહે. પણ રફતે રફતે હું એને ખુબ રસતે લાયોતો, તે બધો ઘાન તમે વચ્ચે આવીને બગાડયો."

અરદેશર શરમને મારે લાલ લાલ થઇ ગયો અને જવાબ દીધો "આએ બીના મારે મનથી ઘણીનાપસંદ છે અને હું ઇચ્છું છ કે એ હવે અહીં ખતમ થવી જોઇયે. બાઇ પુતળાંને લેસન આપવા સીવાય મને બીજું કશું લાગતું વળગતું નથી અને તેવણની ઉમર તરફ વીચાર કરતાં તમોએ આવી શરમભરી વાત કરવીબી નહી હતી."

"મી○ અરદેશર, મારી જગા તમે હો તો તમેબી એમજ કરો. આજ કેટલી કેટલી રાત થઇ હું ઉંઘાતો નથી. આ નવી મુશકેલીએ મારૂં માથું ફેરવી નાખ્યું છ અને જો હું તમારી સાથ એકવાર મન મુકીને ખોલાસો નહી મેળવુ તો મારૂં માથું ફરી જશે એમ મને લાગવાથીજ મે આજે વાત છેડી."

"તમે નાદાન છેઓ. સાંભળી લેવો. પુતળાંના બાબમાં સાહી અક્કલ અને મારી ઉપર મેલાયલા વીશ્વાસની જવાબદારીજ મને રોકવાને બસ છે. બીજાં પાંચ વરસ સુધી અભયાસ કરવાના મેં સોગંદ ખાધેલા છે અને તે અરસામાં પરણુવાનો મારો વીચારબી નથી ને જોગવાઇબી નથી. મારે મનથી બધી સ્ત્રીઓ સરખી છે."

હીમજીનાં સાંકડાં મનને હવે ઉલટ આવી. અરદેશરનો હાથ પકડીને તે બોલ્યો "જારે એમજ છે તારે આએ શાપુરજીની થોડી રૂપરડીને ખાતર અહીં શું કરવા પડી રહેયોછ. મુંબઇમાં વધારે સારૂં કામ મળશે. લાવની પૈસાની મદદ જોઇતી હોય તો હું આપું."

"નહીં, ઘણી મેહેરબાની થઇ. હું આવતા જુન મહીના સુધી અહીં રહેવા ધારૂંછ ને પછી મુંબઇ જઇને કાલેજમાં દાખલ થઇશ ને તાંહાં જો સ્કાલરશીપ મળી તો પછી મારી બધી મુશકેલીઓનો છેડો આવશે."

"આહ—યાર; ખોદા જાણે મારી મુશકેલીઓનો છેડો કયારે આવશે. અરદેશર, અરદેશર, મને એવી લાલચ થાયછ કે જાણે બધું તુંને કહી દઉં ને તારી મદદ માંગું."

"મારી મદદ? હું ગરીબ માણુસ શું કરી શકવાનો ઉતો? પણ તે છતાં એટલું બધું શું છે."

"અરે યાર, પૈસા પૈસા. મારા જેવું માણુસ તો સેહેજમાં રૂપીઆ સાહુકારને તાંહાંથી ઉભા કરે પણ મારી તેમ કરવાની હીમત ચાલતી નથી."

ખરી વાત એ હતી કે હીમજીએ આ ઉપાય એટલી હદ સુધી અજમાવ્યો હતો કે હવે કોઇ વધુ ધીરનાર બાકી રહયો ન હતો.

"તમારા બાવાજીને તમારી મુશકેલીઓ કહેત કાંય નહીં."

"અરે નહીરે, કાલનો દુકાળ આજે પડે. તેવણ એવા ખાઉ કરડુ થઇ રહયાછ કે જો પૈસાની વાત છેડું તો લાગલી હોળી સળગે. પણ કાલ સુધીમાં મને પાંચસો રૂપીઆ નહી મળશે તો જીવ જવાનો સોદો છે."

શરમને માર્યે હીમજી મુગો થઈ રહયો.

અરદેશર ધીમેથી બોલ્યો "ભાઇ, મારી પાસે મારો પગાર એકઠો થયલો છે તે ખપ લાગતો હોય તો સુખેથી લેવો પણ બોલી એ કે હું જુનમાં અત્રેથી જાઉં તે વખતે મને રકમ પાછી મળવી જોઇયે."

"અરે હારે હા. ઓ મારા દોસ્ત, મારા ફરેસતા, મારા ખેરખાહ—મારા-ખરા—

"બસ ભાઈ, મને એવા સખુનો જોઇતા નથી ને છાજતાબી નથી. પૈસાની લેવડદેવડમાં ફરેસતાઈ શાની ને ખેરખવાહી શાની? જુઓ સામેથી તમારા બાવાજી આવેછ."

બાપુજી ખરેખર નજીક આવી પહોંચ્યા અને અરદેશરને જોઇને કડવું મોહ કીધું. અરદેશરે નમીને સલામ કીધી કે બાપુજીએ ચાલવા માડયું પણ આ વાર હીમજી વચ્ચે પડયો.

"બાવાજી, તમે મી૦ અરદેશર સાહેરને ઓળખતા નહી કે ? હું તમારી ઓળખાણ કરાવવાની ઘણીવાર તક જોતો હતો, પણ આજે એજગેબી મળી ગયા."

"અહંહં—સાહેબજી માસતર, કેમ છેઓ ? રાતના આઠ વાગતે ઘેર આવજો, સાથે જમીશું. સાહેબજી"

બીજું કાંઈબી બોલ્યા વગર બાપુજી શેઠ ચાલી ગયા. લીમજી શરમને મારે રડવા જેવો થઈ ગયો અને અરદેશર રમુજથી હસવા લાગ્યો. તેણે મન સાથ ઠરાવ કીધો કે ગમે એવું આ ઇજન તોછડું હતું તોબી તે સ્વીકારીને રાતના બાપુજી શેઠને તાંહાં જવું કારણકે તાંહાંનો રાહઘાત જોવાની અરદેશરની મતલબ હતી.

---

## પ્રકરણ—૧૦.

### અરદેશરને જમવાનું ઇજન.

જયારે લીમજીએ ઘેર જઇને વીરબાઇને ખબર આપી કે પુતળાંનો માસતર રાતના જમવા આવવાનો છે તારે તો તે પહેલાં બહુજ ફફડી. મુખ્ય કારણ તો એ હતું કે વીરબાઇને પોતાનાં મોટાં ઘેરની ભારી મગરૂરી હતી અને કામન માસતર સાથ જમવા બેસવાનું તે હલકું સમજતી હતી. બીજું તો એ કે ઘેરમાં કોઇબી બાહારનું જમવા આવ્યું હોય કે નહી હોય તેની પરવાહ અથવા અમાણીઆ રાખ્યા વગર બાપુજી ભર ટેબલ ઉપર

ખાધાપીધા બાબદની પંચાતી કરતા અને બીજાજ ખોઈ દેતા હતા. તેથી જારેબી કોઇ આણુજાણું આવે તારે વીરબાઇજીને ઘણું ભારી પડી જતું હતું.

"લીમજી, તુંનેબી સખ્ખે સોહોવાતું નહી. વરી એને કાંય• ઘસરી લાયો ?"

"તું ઘરી ઘરી ફરીઆદ કરેછ કે કોઇ આવતું જતુ નહી ને એકલું મુગે મોઢે ખાતાં મોઢુંબી વાસ મારી આવેછ તેથી એને બોલાવ્યો."

લીમજી આ વાર ખુશ હતો જે જોઇ વીરબાઇ બોલી "ભાઇ તું હમણા બહાર ગયો તારે તો વણુસાયલી દાળ જેવું ડાચું કરીને ગયોતો ને હમણા તો હસાંઇ હસાંઇ જવાયછ. શું છે? કાંઈ સોરતી બોરતી લાગી કે?"

"હું હસું કે રડું તે સાથ તુંને શું લાગેછ વળગેછ. લોકની કાનાસોરી કરવાની તુંને ખરાબ ટેવ પડી ગઇછ. હાય, માણુસ છે, મુશકેલી નડેબી ને ટળેબી—વારૂં, આજે અરદેશર આવે તો જરા બરાબર વાતચીત કરજે, નહી તો તારી હમેશની રીત પ્રમાણે થાંભલું થઇને ના બેસતી."

રાતના આઠને ટકોરે અરદેશર આવ્યો. વીરબાઈના મનમાં તો એવું કે આવું મોટું ઘેર ને બીજો ઠાઠમાર જોઇને અરદેશર કોણ જાણે કેવો લાકડાં જેવો થઇ જશે, પણ તેથી ઉલટું તે તો એવો આસાન અને ધરખમ હતો કે વીરબાઇની સઘળી ગણુત્રી ઉંધી વળી ગઇ. જમવાની

મેજ ઉપર બાપુજી શેઠના ઢંગ જેવાને તેવાજ હતા. તેવણુ મોટે સાદે ચાકરોને ધમકાવવા અને વીરબાઈની ઘેર ચલાવવાની રીત અને આળસાઇ ઉપર મુઆહેમત કરવા લાગ્યા. આ સાંભળી અરદેશર મુછમાં હસતો હતો તેથી વીરબાઇને બરડે પાણી ઉતરયું. અરદેશરે બીજી ત્રીજી વાત કહાડીને ઉડાવવાનું ઘણું કરયું પણ તેનો સાદ સાંભળીનેજ શેઠને ધ્રુધરીને તાવ આવતી હતી.

એનીમેર વીરબાઇજી વીચાર કરેછ કે આએ મુવો અરદેશર છે કોણ? પુતળાં તેની ઉપર મરી ફીટેછ તેનું કારણ શું? લીમજી પુતળાં ઉપર ઘેલો દેવાનો જેવો થઇ ગયોછ પણ પુતળાં સાથ તે સુખી થશે કે? એ નવો માસતર પોતાનીજ ચેલી સાથ પરણી જાય તો પીડા છુટી. વીરબાઇજીને પુતળાં જરા ગમતી ન હતી અને રખે ભાઇ આએ ઓરાંને ઘેરમાં ઉંચકી લાવે તેની નવેસરની ફાળ બેહનના દીલમાં શરૂ થઇ ચુકી હતી. પણ સબર, આએ વળી છોકરીના મનમાં નવી જાતની અદેખાઇએ વાસો કરયો હતો. અરદેશર જેવો શીખેલો, ખુબસુરત લાયકીવાળો વર પુતળાંને મળે!

આએ બધા તુરંગ ચાલી રહયા છે એવામાં અરદેશર પોતેજ દાખલ થયો. "વીરબાઇજીમાય, હું રજા લેઉં છ. તમે આજેજે મારી બરદાસત લીધી તે સારૂ તમારો ઘણો આભારી છેઉં."

વીરબાઇજીનો નીસાસો સાંભળી અરદેશર માયાથી બોલ્યો "હું તો નાચીઝ છેઉં ને તમને કોઇબી રીતે મદદ કરી શકું એવો નથી. પણ તે છતાં મારી લાગણી તમારા તરફ એવી રીતે દોડેછ કે જાણે મારી ગુજરી ગયલી બેનની તમે જગા લીધી તે વાસતે મનમાં કાંઈ ઓછું ના લાવતાં પણ જારેબી મારૂં કાંઈ કામ પડે તારે યાદ રાખજો કે હું તમારી નોકરીમાં તૈયાર છું."

વીરબાઇજીની આંખમાં પાણી આવી ગયાં. "એક કલાકની ઓળખાણમાં તમે આએ પ્રમાણે બોલોછ તે તમારી ભલાઇ છે. તમે ડાકટરની પરીક્ષા પસાર કીધા અગાઉથીજ ડાકટર બની ગીયાછ. મારૂં મનનું દુ:ખ તમે કેમ પારખ્યું?"

"બેન મારી, કુદરતની પ્રેરણા બુધ્ધીનો તમે અભ્યાસ કીધો નથી એટલે એ સવાલ સમજાવવો મુશકેલ છે. હું હવે રજા લઉંછ, પણ ફરીથી યાદ રાખજો કે તમારી ઉપર કાંઇબી અંદેશો આવી પડે તો હું તમારી મદદે એક પગે દોડી આવીશ."

અરદેશરના જવા પછી તુરતજ બાપુજી શેઠ એ રડામાં દાખલ થયા. અમલ દશનો હતો અને બાપુજીને હમેશ જમીને વહેલા સુઇ જવાની ટેવ હતી એટલે આ નવી હીલચાલથી વીરબાઇ ઘણી અજબ રહી.

"કેમ પેલો પત્યો કે?" બાવાજીએ ધસોરામાં પુછ્યું.

"હા, બાવાજી, અરદેશર તો કયારના સધાવ્યા."

"ઠીક છે, પીડા ગેઇ. પણ સાંભળ. ફરીથી એ દુકતાને આપરે તાંહાં બોલાવતી ના. એવો એક રખડતો પીંજારો મારા ઘેરમાં સુંધારા લેવા આવે તે મને પસંદ નથી."

વીરબાઇએ જોયું કે બાવાજીએ આજે રાતના રાએતા કરતાં વધારે છાંટો પાણી લીધેલો હતો તેથી તુરત વેળા તો કાંઇ બોલી નહી.

સવારના પોહોરમાં બાંપુજી શેઠ બડી બામદાદના પાંચ વાગતામાં ઉઠયા અને પોતાની બે ઘોડાની ગાડી જોડાવીને અંકલેશ્વર ભણી જવા તૈયાર થયા કારણકે તે દહાડે ત્યાં એક મોટી જીનીંગ ફાકટરીનું લીલાંઉથી વેચાણ હતું અને તે ખરીદવાની શેઠની મરજી હતી. તેવણુની રાતની ખુમારી ઉતરી ગઇ હતી અને ખુશ મીજાજમાં દીસતા હતા. બાવાજીને નાસતો પાણી આપવા અને તેવણુને રૂખસદ થતા જોવા સારૂં વીરબાઇ પણ સકકારી ઉઠી હતી અને બાવાજીએ રાતના પોતાની કઠણાઇ વીશે શરમાઇને તેણીને પટાવી લીધી હતી.

બરાબર આઠને ટકોરે શેઠ ઘરથી નીકળયા અને તેવણુની ઠણુઠણુ કરતી જોડીને નીહાળવાને લોકનુ ટોળું ભેગું મળયું. અંકલેશ્વર જવાના રસ્તા ઉપર બીજી ઘણી ગાડીઓ જતી મળી કારણકે હરરાજીમાં ઘણાં લોક જતાં હતાં. એક બગીમાં શાપુરજી એલાબ્યા અને લીમજીભાઇબી હતા. વાતપરથી વાત કહાડીને લીમજી બોલ્યો :—

"શાપુરજી બા, હું દશ દહાડામાં પાછો મુંબઇ જાઉં છ, કાંઇ મારે લાયકનું કામકાજ હોય તો ફરમાવજો."

"સારૂં બા—પણ મારા વીચાર પ્રમાણે તમે હવે બાવા-જીને તાંહાંજ રહો તો ઠીક. એ હવે કાલેજમાં ભણ્યા ને દહાડી પાકા."

"કેમ શાપુરજી બા, એટલા બધા મારી ઉપર ખફા છેઓ? ગમે છે, તરેહવાર બોલે પણ તમે માનવું નહીં જોઇયે. હા, હું કબુલ કરૂં છ કે હું એક દહાડો સરતમાં ગીઓતો ને તાંહાં પાંચસો રૂપીઆ હારી ગીઓ, પણ તેથી શુ થયું? માણુસ છે—ચુકબી થાય. મેં બાવાજીને હવે સોગંદ ખાઇને કબુલાત આપીછ કે હું હવે ઘોડાની સરતની અરાસે જવશ નહીં ને આવતે વરસ જરૂર પરીક્ષા પસાર કરશ, પણ મને ઉતેજન આપવાનું ને મારી જીંદગી ફતેહમંદ કરવાનું તમારા હાથમાં છે."

"બા હું ગરીબ માણુસ તમારા જેવા ખાનદાનીને શું મદદ લાગવાનો ઉતો" શાપુરજીએ ઉતર આપ્યો. "પણ મારી બેહેસ્તન ધાણીઆણી બીખાઇ હંમેશ તમારી ઉપર પ્યાર રાખતી ઉતી તેને ખાતર હું મારેથી બને તેવી રીતે તમારી ખાતરદારી કરવા તૈયાર છેઉં."

ભીમજી ચરીત્ર કરીને આંખ લુછીને બોલ્યો "આહ! તે તો મારી માએ જેવી ઉતી. બીખાઇ માએ જો આજે જીવતાં હોતે તો હું તેવણુનીજ આગળ પગે પડતે. પણ હવે તો તમારી દીકરી સાથ વાત કરૂં તે અગાઉ મારા

દીલનો ભેદ તમારી આગળ કહેવાનું વાજબી છે. બોલો શાપુરજી બા, તમારી દીકરીને મારી ધણીઆણી કરવાની મંજુરી આપશો ?"

શાપુરજી તો ડઘાઇ ગયા. તેવણે રૂમાલ કહાડી મોહોડું લુછયું પછી જરા વારે બોલ્યા.

"શુ ? એ શું બોલ્યા ? જોની ભાઇ, છોકરીની જાત તે પરણવાની તો ખરી. એ જશે તારે હું તો ઝુરીને મરી જવાનો. પણ તમારી તરફથી આવી માગણી થશે એ તો મેં જનમમાં ધારેલું નહીં. બે દહાડા થોભી જાઓ. હુ બરાબર વીચાર કરીને જવાબ આપશ પણ તેટલાં તમારે પુતળાંને કાંઇ કહેવું નહીં. અરે ખોદાય એની માએ જીવતી હોતે તો—

"અરે બાવા, હું એની માએની જગા રાખશ. હું એને મારાં ખરાં જીગરથી ચાહુંછ ને એનો પડેલો બોલ ઉપાડી લેવશ."

"હારે ભાઇ, પણ તે વાતજ તપાસવાની છે તો. હું મારી છોકરીના મનની આરે આવવાનો નથી. એને જેમ ગમે તેમ કરે. મોટે ઘેર જઇને એ હારમાર થાય તે મને ગમે નહીં. તેથી હું હા કહું તે અગાઉ તમારા બાપનો હુજારે વખત હા ના નો વીચાર જાણવો જોઇયે. દીકરો માગે તે કાંઇ કામનું નહીં. બાપ ચાલી ચલાવીને માગવા આવે તારની વાત તારે."

" તે બધું થઈ રહેશે. તમે બાવાજીનો સ્વભાવ તો જાણોછ. હમણા વાત છેડવાની જરૂર નથી. હું મારી બી. એ., ની ડીગ્રી મેળવું ને જારે એવણ ખુશીમાં હોય તારે આસતે રહીને શીશામાં ઉતારીશું પણ તેટલાં તમારી રાજીખુશી મને જાહેર કરો તો મારા જીવને ધીરજ આવે.

" બેટા, તે તો પછી જોઇશું, પણ મારૂં માને તો હમણા પુતુળાંનેબી એ વાત કહેવાની જરૂર નથી. કોણ જાણે, કાલ ઉઠીને મુંબઇમાં કાંઇ વધારે સારૂં ઘર ધ્યાનમાં ઉતરી ગયું તો પછી—

પણ એવામાં આઘેથી ઓહોહોહોના સાદ આવ્યા. સર્વે જણ દોડધામ કરવા લાગ્યાં. શાપુરજીએ પણ પોતાના ઘોડાને ફટકાવ્યો અને પચાસ વાર આગળ જઇ જોયછ તો—તોબાહ! બાપુજી શેઠની ગાડી ઉથલાઇ ગયલી. એક ઘોડો મરણ પામેલો અને શેઠનાં માથાંની ખોપરી ફાટીને તેવણ રસ્તા ઉપર બેભાન પડેલા!

---

## પ્રકરણ—૧૧.

### માહોકાણના સમાચાર.

બાપુજી શેઠને શું અકસમાત થયો હતો તે સેહેજમાં અત્રે કહી જવાની જરૂર છે. તેવણના ઘોડા સાધારણ રીતે ગરીબ હોવા છતાં તે દીને અચબુચ એક ધાબું જોઇને ચમકયા હતા, અને તેમને સજા કરવા સારૂ બાપુજીએ ચા-

બક ઉગામયાથી સામા ભડકીને નાઠા હતા. તે છતાં શેઠને આવડુ નુકસાન નહીં થતે પણ તેઓએ ગભરાઇને કુદાવી પડવાનો કસદ કીધો અને તેમ કરતાં એક મોટા પથર સાથે જઇને અથડયા હતા. જયારે સઘળાઓ દોડી ગયા ત્યારે તેવણના બંને કાન અને નાકમાંથી લોહી વહેતું હતું.

તુરતજ સરવેએ લાકડાં લાવીને એક ડોલી જેવું તૈયાર કરયું અને તે ઉપર શેઠને સુવાડીને ચાર કુલીઓ પાસે ઉંચકાવીને ઘેરે પાછા દોડયા. પાસે લીમજી મુગો મુગો ડોકું નીચું નાખીને ચાલતો હતો. તેઓએ સમયસુચકતા રાખીને ડાકટરોને ઘેર આગળ હાજર રહેવાનું કહેવાડયું હતું એટલે આ સઘળું કમનસીબ સરઘસ ઘેરે પહોંચે તે અગાઉ ડાકટરો પણ ત્યાં હાજર રહે એવી વકી હતી.

અકસમાત થવા પછી બે દહાડાની આપણે વાત કરયે છીયે. શેહેરના સઘળા જાણીતા ડાકટરો ઉપરાંત મુંબઇના બે જાણીતા પંકાયલા ઇંગ્રેજ ડાકટરોને દરરોજની રૂપીઆ પાંચસોની ફી આપતી કરીને બોલાવ્યા હતા. પણ તેઓએ મત આપયું કે બરડાનો કાંઠો ભાંગી ગયલો હોવાથી બીમાર પાછા ઉઠવા પામશે નહીં, પણ દેહ છોડવા ઉગાઉ એક વાર પાછો થોડી પળ સુધી હુશીયારીમાં કદાચ આવશે. આ ડાકટરો ભરૂચના ડાકટર દીનશાહના સ્વાધીનમાં કેસ સોંપીને પાછા ફરયા.

પોતાના બાપની આ હાલત જોઇ વીરબાઈ બહુજ ગભરાઇ ગઇ. જો કે બાપુજી સ્વભાવે આકળા હતા તોએ પોતાની બેટી ઉપર તેમની ખરેખરી પ્રીતી હતી.

શેઠની આગળ સારવાર કરવાને સુરતની આસપીટમાં-થી ખ્રીસ્તી નરસ બોલાવી હતી તે સીવાય બીમારના ઓ-રડામાં દાખલ થવાની કોઇને રજા ન હતી.

નવાઇ જેવું કે આ હોનારતના સંબંધમાં ભાઇ અને બેન વચેની લાગણીઓ એક એકથી કેવળ ઉલટી હતી. વીરબાઇ જ્યારે હાય અફસોસ કરી રાત દીન આંખ ભરતી ત્યારે લીમજી લગાર સંતોશી અને નફકરો દીસતો હતો. એક દહાડો ભાઇ બેન વચે નીચે પ્રમાણે ટપા-ટપી થયલીનો નમુનો સઘળો મામલો સમજાવવાને બસ થશે.

બેન બોલી "હું જાણું છું કે આએ ઘેરની મોહોકાણ વળવામાં તુંને તો જેવું જોઇતું તું તેવું જ પાયું. પેલી દુકતી ઉપર તારાં ધરાંપરાં ઉતાં તેમાં બચારા બાવાજી વચમાં નરયા કરતાતા તે હવે તુંને ફાવતું પાશે, કોણ જાણે મારાબી આએ ઘેરમાં દહાડા કેટલા બાકી હશે."

ભાઇએ જવાબ દીધો, "તે તો વરી જરા ખરૂંજ તો, આજે ત્રણ દહાડા થયા આખો વખત એનોએજ વીચાર હું કરૂંછ. જોકે એવણને ખાતર હું દલગીરછું પણ મને કહેવા વગર ચાલતું નથી કે ઘણી વતનો હવે ખોલાસો થઇ જશે. આપરે તો બા ખરૂં બોલયે, તારી આગળ ખોટો સીપલાત કરૂં તેમાં ફાયદો શું? તોબી હજુ થોડો વખત સુધી બા-વાજી ઉઠવા પામે તો મને કાંઇ વાંધો નથી."

સરદ હાય મારીને વીરબાઇ બોલી "લીમજી, તું અત્યા-રથીજ પોતાને ઘેરનો ધણી સમજેછ ને તે વીશેનો વીચાર

કરેછ પણ તેમાં ખોદા રાજી નથી. જોજે મારો બોલ યાદ રાખજે, કે એ તારો નખાલસ જીવ ને બાપ તરફની બેદરકારી કોઇ દહાડે તુને જવાબ પુછવા સાંબી આવીને ઉભાં રહેશે.”

“ચાલો, ચાલો અમે જાણુયેછ કે તમે ઘણાં ડાહયાં છેઓ! એમ ફોકટની મારામારી કરવામાં ફાયદો શું? મારાં મનમાં જે આયું તે કહયું, નહી ગમતું હોય તો મુગાં બેશો.”

આ પછી લીમજી ઉઠીને પોતાના બીમાર પીતાના ઓરડામાં જઇને નોવલ વાંચવા બેઠાં. સઘળું કામ તો નરસ કરતી હતી અને લીમજી સારો દીવસ ઇઝીચેર પર પડી ખાતો, ઉંઘતો અને વાંચતો હતો, તે છતાં ગામના લોક એને ખબર પુછવા આવનારાંઓ વાહવાહ કરતાં હતાં કે કે વો ભલો છોકરો છે, બાપની કેવી ચાકરી કરે છે!

ડાકટર દીનશાહબી મકાનમાંજ રહેતા હતા. ખરૂં કહીએ તો લીમજી જેવા એક કમઅકકલ અને બદ સોબતથી વીખરી ગયલા જુવાનથી બીજી વધારે આશા શી રાખી શકાય? દેવું અને બીજી મુસીબતોથી તેને જીંદગી અકારી પડવા માંડી હતી. બાપનો જાપતો ભારી એટલે જે કાંઈ કરે તે ચોરી છુપીથી કરવું પડે. સરતમાં હજારો રૂપીઆ હારી જાય તેની ચીઠીઓ લખી આપેલી તે રખેને બાવાજીના હાથમાં જાય તેના ધરક ધુજારામાં રાત દીવસ રહેવાનું. રખે સઘળી વાત જણાંઇ જાય તો બાવાજી ગુસસામાં આવીને રદ બાતલ કરે તેની સદાની ધાસતી. આ બધા સંજોગો વચે લીમજીનું અસલ સારૂં લોહી બગડી જાય તેની નવાઇ નથી.

આટલી હદ સુધીમાંબી લીમજી ખરાબીથી અટકયો હતો તેનું મુખય કારણ પુતળાં શાપુરજી એલાવયા હતી. એ છોકરી ઉપર લીમજી પોણો દીવાનો હતો અને તેને લીધે તેણે પોતાની બદી ઉપર થોડો ઘણોબી આંકોશ રાખ્યો હતો.

તે ખુરસી ઉપર બેઠો બેઠો વીચાર કરેછ કે કેટલી તરેહનું દેવું તેના ઉપર ચહડી ગયું હતું. ચાર દહાડાની વાત ઉપર જો એ આંકડો કાગલ ઉપર મેલી જોતે તો તેને ધુજરાં છુટતે પણ હવે તો મામલો ફેરવાઇ ગયો હતો. બાવાજીને થયલો આ અકસમાત જાણે એક ગેબી નવાજેશ જેવી હતી. અલબતે બેટા તરીકે તેનો જીવ ઉદાસ તો હતો પણ તેણે હમણા મન સાથે પકકો ઠરાવ કરયો હતો કે જો તે સઘળી મીલકતનો ધણી થવા પામે અને પુતળાં તેના ઘરમાં રાજ કરતી ધણીઆણી થાય તો આગલો સઘળાં સકો ભુસારી નાંખી એક જુદોજ આદમી બની જવું. બાવાની દોલત કેટલી હશે તેની હવે તેને ફીકર પડી. .વીરબાઇને શું આપયું હશે, રખે નોકરોને ઘણું આપી દીધું હોય, રખે ધરમખાતાંમાં કાંઇ ઘણી મોટી રકમ આપી હોય, એવા અંદેશામાં તે અચણુચ ઉઠયો અને બાપુજીના પલંગ ઉપર વાકું વળીને જોયું. કશોં ફેરફાર હતો નહી. તેવણ જેવાને તેવા બેભાન હતા. આ પ્રમાણે કયાં સુધી ચાલશે ? રખે બીમાર અચણુચ હુશીયારીમાં આવે અને તેવારે પોતે હાજર ન હોય તો કાંઇ આડું અવળું થઇ જાય એવી બીકથી લીમજી

ઓરડામાંથી ખસ્યો નહીં. પાંચમો દહાડો થયો તોબી કાંઇજ ફેરફાર ન જણાયાથી વળી પાછા મુંબઇના મોટા ડાક્ટરને તાર કરીને બોલાવવામાં આવ્યા. તેણે આગળનીજ પેઠે મત આપયું કે એમને એમ હવે બીમાર ઝાઝુ સુધી ટકશે નહીં પણ કોઇબી પળે સાવધ થઇ જશે અને પછી તુરતજ પ્રાણ છોડશે, વાસ્તે બીમારના લાગતાવળગતાઓએ આગળના આગળ રહેવું.

અને તેમજ બન્યું.

બીજે દીને સવારના દસ વાગે ડાક્ટર દીનશાહ કોઇ અગતના કેસ સારૂં સેહેજ બહાર ગયા હતા, નરસ પાસેના ઓરડામાં ઠાકીને સોફા કોચ ઉપર સુતી હતી અને બીમારના ઓરડામાં લીમજી ગુપચુપ બેઠો હતો. તે મનમાં વીચાર કરે છે કે "આવી અણુધન હાલત કોણ જાણે હજુ કયાં સુધી ચાલશે ? હવે તો જીવ કંટાળી ગયો છે. એવી હાલતમાં માણસને ખોદા જીવતાબી શું કરવા—"

અચણુચ લીમજીની નજર બીછાણા ઉપર પડી તો જોયછ તો બાવાજીની આંખો તદન ખુલી ગઇ હતી, અને તેવણ લીમજી તરફ ટીકી ટીકીને જોતા હતા.

તે તુરત આગળ દોડી ગયો "બાવાજી, બાવાજી કોઇને બોલાવું ? ઓ હવે શું કરૂં ?"

આ આવાજ સાંભળી નરસ તુરત માંહે દોડી આવી. માણસો ડાક્ટર દીનશાહને તેડવા દોડયાં અને એક કલાક સુધી ઘરમાં મોટો ગભરાટ મચી રહયો. લીમજીને જોઇને

બીમાર એટલા ગુચવાતા જણાયા કે તેને ઓરડાની બહાર કહાડવામાં આવ્યો. વીરબાઇ આગલા ઓરડામાં માથું બીછાના પર નાંખીને પડી હતી. દર મીનીટ સઘળાંને એક દીવસના જેવી ભારી લાગતી હતી. લીમજી અકળામણથી અછાડ પછાડ કરતો હતો એવામાં ડાકટર દીનશાહ દાખલ થયા. વીરબાઇ ઝપકીને ઉઠી, ડાક્ટરે તેણીના બરડા ઉપર માયાથી હાથ મુકીને કહયું. "માય તારા બાવા હવે તદન હોશિયાર છે પણ હવે થોડા વખતનાજ પરોણા છે. તેવણને એવું સખત દરદ થાય છે કે તેવી હાલતમાં એવણ બીજો અરધો કલાકબી કહાડે તે એક જાતનું ઘાતકીપણું છે, તેવણેં દસતુર દીનીયારને તેડવા મોકલ્યા છે. પણ તેવણ આવે તે અગાઉ લીમજીને જોવા માંગે છે. લીમજી, બા તું જા પણ જરા સ્વભાવ ઠેકાણે રાખજે, તું આવે ત્યાંસુધી હું તારી બેન આગળ બેસું છું"

જયારે લીમજી મરવા સુતેલા બાપના ઓરડામાં દાખલ થયો ત્યારે નરસ આગળ ઉભેલી હતી. લીમજીને દાખલ થતાં જોઇ તે ઓરડાની બાહેર જઇને બેઠી. લીમજી બાપ આગળ ગુઠણ પર પડી ગયો.

"બાવાજી હું અહીં છેઉં, મને શું હોકમ છે?" આંખમાં પાણી લાવીને, "હું તદન નાચાર થઇ ગીયાછ. કાંઇજ બને નહી? અરે, અરે, આપરે એક બીજાને મદદ કરવાને બદલે કેવા મરાયા કીધા!"

"ચુપ! મારેથી ખમાતું નથી, સાંભળ!"

5

જાણે પોતાના ઉડી જતા જીવને જેમ તેમ સાચવીને શબ્દો નીચવી કહાડતા હોય તેમ મહા શક્તીથી બાપુજી બોલ્યા.

"ટુંકમાં કેહુંછ. અલબતે તુને કઠણુ લાગશે, કદાચ માનશેબી નહીં પણ ખરાનું ખોટું થતું નથી. મેં જીવતાં જીવત એક મોટો ગુનાહ કીધો છે અને આએ મરતી વખતે હું તારીપર ફરજ નાખી જાઉં છ કે તારે તે ગેરઇનસાફને દુર કરવો. જો તું હમણાં ના કહેશે અથવા હમણા કહીને પછી ફરી જશે તો જે શ્રાપથી આજ સુધી મારી જીંદગી રદ બાતલ થઇ ગઇ છે તે શ્રાપ તારી જીંદગીનીબી ધુળધાણી કરશે, આ મારા મરતી વખતના શ્રાપ છે,"

આ વાર બાપુજીના ડોળા તસતસી આવયા હતા, તેવણુના મોહોડાંમાં ફીણુ આવ્યું હતું અને બદન ધ્રુજતું હતું, શીમજી પણુ ઉજખો વાખ થઇ ગયો હતો. તે વીચારવા લાગ્યો કે ડાક્ટરો તો કહેતા હતા કે મરવા અગાઉ બીમાર પુર સુધીમાં આવશે તેને બદલે આ ફાટું ફાટું બકવાનું શું ? પણુ બીમારને પટાવી લેવા સીવાય બીજો છુટકો ન હતો.

"બાવાજી, એ તમે શું બોલોછ ? તમારા જીવને સુખ થાય એવું કાંઇબી કરવા હું તૈયાર છેઉં, જરા સમજાવો તો ખરા !"

બાપુજીના તે પછીના શબ્દો શીમજીના માથામાં એક

હથોડાની પેઠે વાગ્યા !

"લીમજી, હું તારા કાકા માણેકશાહને વાસ્તે બોલું છ. તે વાત તું જાણે છ?"

"હા હું જાણું છ."

"ત્યારે સાંભળ, મારા મરનાર બાપ જ્યારે મોતના બીછાણા ઉપર પડયા ત્યારે મને પાસે બોલાવી આજનીજ કાની શ્રાપ દીધા હતા, તેવણે છેલ્લી ઘડીએ કબુલ કીધું કે વડી ભાઈ માણેકશાહનો કશો કસુર નહીં હતો, ને તેવણ હવે મરતી વખતે સઘળી મીલકત માણેકશાહને આપી જવા ઇચ્છતા હતા. મને તો ફકત એક નાનુ વરસાણ આપવાનું ફરમાવયું હતું. આવી મતલબનું કાગલ તેવણે ઘડીને મારા હાથમાં મુક્યું. અને તે ઉપર અમલ કરવાના મને સોગંદ આપ્યા. તું સમજે છ કેની?"

લીમજી સમજે કાંય નહી? બાપનો દરેક સખુન તેના માથામાં ખીલાની પેઠે ભોકાતો હતો, તેણે મીલકત વાપરવાની અને શેઠાઇ કરવાની મોટી મોટી ઉમેદો બાંધેલી ને આ શું? આ મરેવા સુતેલા બાપે તેને ફસાવ્યો. તેના ચેહેરા ઉપરથી પામી જઇને બાપુજી શેઠ વળી બોલ્યા "બેટા, હું જાણું છ કે તને ભારી લાગશે, પણ મારી મરતી વખતનો તને બોલ છે કે મારી કાની તું ગુનેહગાર રહેતો ના. એવી જીંદગી જીવતાં જીવતનું દોજખ છે. અરે ખોદા! હું કેવો પસ્તાઉંછ, પણ હવે મારો તો હીસાબ ચુકતે થયો પણ તું—તું કબુલાત આપ કે તું આ ગુનાહ નહી કરશે."

"બાપુજીએ લીમજીનો હાથ પોતાના હાથમાં મજબુત પકડયો અને ધુજવા લાગ્યા. લીમજી એવો અકળાઇ ગયો કે પોતાની આંખો ઢાંકી પણ બાપુજી ઉશકેરાઇને બોલ્યો, "બોલકસમ ખા, બોલ કસમ ખા" કરી બોલ્યા કીધા એટલે તેનાથી વધારે થોભાયું નહી.

"હા, જે વાજબી હશે તે હું કરીશ પણ જે કાગલની કાપલી વીશે તમે બોલોછ તે કાંહાં છે?"

બાપુજીએ તુરત તકીયા તળેથી એક ચામડાંની પાકીટ બુક ખેંચી કહાડી "આ રહી, હું એ હંમેશ મારી સાથે મારી ડગલીના ખીસાંમાં રાખતો હતો. મને અકસમાત થવા પછી જ્યારે પહેલી સુધી આવી કે તુરત તે ખીસામાંથી કહડાવીને મે તકીયા તળે દાબી મુકી. પંદર વરસ સુધી તે મેં મારા દીલપરથી ખસેડી નથી."

"બાવાજી, તમારી શું ઈચ્છા છે? આએ પાકીટ બુક હું રાખું?"

"હા, પણ તારો કોલ છે કે તું તારી ફરજ બજાવશે."

લીમજીએ કશો ઉતર આપ્યો નહીં, તે ખીજાઇને મોહડું ફેરવીને ઉભો. તે ઘણોજ ગુસ્સામાં અને નાસીપાસીમાં ગીરફતાર હતો, આ તે કઈ તરેહની સજા! જરા વારે તેને નવી ઉમેદ આવી. પીતા ગમ ફરીને તે બોલ્યો "પણ બાવાજી, કાંઈ વરસો થયાં માણેકશાહ કાકાની ધન નસલ જણાઇ નથી એટલે કદાચ તેવાણુ હૈયાત નહિં હોય."

"તેવણ હૈયાત નથીજ પણ તેનો એક બેટો હૈયાત છે. નજીક આવ, લીમજી મારે તને કાંઇ છુપું કહેવું છે."

લીમજી બાપ આગળ વાંકો વળ્યો, મોહત નજદીક આવ્યું હતું, "લીમજી સાંભળ, એ તારા કાકાનો દીકરો આ ગામમાંજ છે અને તે શાપુરજી એલાવ્યાનો માસ્તર અરદેસર છે!"

આટલા શબ્દો બોલી બાપુજીની આંખ સદાની વીંચાઇ ગઇ.

* * * * * *

માણસની જીંદગીમાં હંમેશ એક એવો વખત આવી જાય છે કે તે વેળાએ તે પોતે ભલો છે કે ભુંડો તે જાણી શકતો નથી.

તેવીજ હાલત લીમજીની હાલમાં હતી. બાપના ઉઠીયાનાને દહાડે સઘળું ક્રીયાકામ ખલાસ થવા પછી બધા વગેસગે થઇ ગયાં ત્યારે લીમજી પેતાના ઓરડામાં ભરાયો, અને બતી સળગાવીને હલવેથી પેલી પાકીટ બુક પોતાનાં ખીસામાંથી કહાડી. આએ પાકીટ બુક બાપુજી શેઠ સદા પોતાની પાસેના પાસેજ રાખતા હતા અને તેમાંથી નોટ વગેરે કહાડી આપતા હતા.

અજબ જેવું છે કે આ પાકીટ બુક દીવસના પચાસ વખત તેવણ બહાર કહાડતા હશે તેજ પાકીટ બુકમાં તેવણે પોતાનાં પાપની નીશાન—પેલું કાગળીઉં—રાખ્યું હતું અને ઘડી ઘડી તેની યાદથી પોતાના જીવને નાખુશ થવા દીધા હતો.

વાંચનારને યાદ હશે કે એકવાર પસતાવાની ધુનમાં દસતુર દીનીઆરની હજુરમાં સઘળું કબુલ કરી દેવાની અણી ઉપર શેઠ આવ્યા હતા પણ છેક છેલ્લી ઘડીએ તેવણુની હીમત ચાલી નહીં હતી.

પાછળથી જ્યારે અરદેસર માસતરના આવવાની વાત દસતુરજીએ કહી અને ખુદ અરદેસરને પોતે જોયા ત્યારે બાપુજીના મનમાં શંકા ઉતપન થઇ. જ્યારે અરદેસરે પોતાનો હેવાલ કહયો, તયારે તો બાપુજી તુરત પામી ગયા કે પોતાના ભાઇનો ગુમ થયલો બેટો આ અરદેસરજ છે. પણ લાંબું શું કરવા જઇએ. માણેકશાહની જાણે આબાદ સીકલ અને નકલ.

બાપુજી હવે ગભરાયા. પોતાનો બેટો એવો નકામો અને આ કેવો શયાનો જોઇને તેવણુને અદેખાઇ લાગી. એટલું ઠીક હતું કે પોતે કોણુછ અને બાપુજી સાથ શુ સગાઈ ધરાવે છે તે અરદેસરને માલમ ન હતું.

વીસ વરસ સુધી તરેહ તરેહના ડાહયા ઠરાવ કરીને જ્યારે હકદારને તેનો વારસો સ્વાધીન કરવાનો વખત આવ્યો ત્યારે બાપુજીની છાતી ચાલી નહીં. કાંઇબી કરીને અરદેસરને ભરૂચથી ખેસ્વવો જોઇયે એવો કાંઇ તાગડો તેવણુ રચતા હતા એવામાં તો આ અકસમાતે તેમનો જીવ લીધો.

પણ માણસ જાત શું એકલપેટું છે ! પોતાના જીવતાં જીવત જે દોલત આપી દેવાની હીમત નહી ચાલી તે

મરતી વખત પોતાને નકામી ધારી આ ધણી છેલ્લી ઘડીએ ઇનસાફ કરવા નીકળયો. છોકરાને ગળચીમાંથી પકડી પોતે સવાબનું કામ કરે છે એમ તેવણે મન સાથ માની લીધું.

લીમજીએ પાકીટ બુક ઉઘાડી અને પહેલાં તો ધીરેધીરે જુદા જુદા ખંગ તપાસયા. માંહે બે ચાર નોટ, બે ચાર ગીની અને ખાંડીબંધ ચાહીઓ હતી. પણ વચ્ચેના ખંગમાં એક શેમોય લેધરની કોથળીમાં એક નાની કાગલની કાપલી હતી.

લીમજીએ આ કાપલી ખેંચી કહાડી અને ધડકતી છાતીએ વાંચી.

---

## પ્રકરણ—૧૨.

### બાપુજીએ છુપાવેલું અસલ વીલ.

લીમજીએ જે કાગલ ઉખેડીને વાંચ્યું તે સદાબરૂં નીચે પ્રમાણે હતું:—

"હું કાવસજી લીમજી કોટવાલ તે ભરૂચનો રહેવાસી, મારી રાજી ખુશીથી અને અકકલ હુશીયારીથી આએ મારૂં વીલ અથવા વસીયતનામું કરી જાઉં છું કે મારી જે કાંઇ અસકીઆમત, વાડી વજીફા, રૌકડ અને માલ મીલકત હોય તે મારી હયાતી બાદ મારા વડા દીકરા માણેકશાને અથવા તેની પછી તેને પેટના ફરઝંદોને મળે. મારૂં જે કંઇ વાજબી દેવું હોય તે મજકુર

માણેકશાએ પગાર કરવું. મારા વફાદાર નોકરોને શું બક્ષીશ આપવું તે હું માણેકશાની સારી સમજણ ઉપર છોડું છુ. મારા નાના બેટા બાપુજીને તથા તેના બે છોકરાંઓને માટે કંઇ આપી જતો નથી, પણ તે લોકને કંઇ ઘટતું વરસાણ કરી આપવાની માણેશાહને ભલામણ કરૂં છું. પછી એનેગમે તેમ કરે. માણુકશા સાથ મને એકવાર બગાડ થયો હતો અને તેમાં મારોજ વાંક હતો એમ હું આ લખી કબુલ કરૂં છું અને તેને મારે હાથે જે મોટો ગેરઇનસાફ થયો છે તેના પસતાવા તરીકે હું આએ નવું વીલ કરી જાઉં છું."

આ વીલ ઉપર કાવસજી કોટવાલની સહી અને બે આબરૂદાર રહેવાસીની સાખ હતી. તે એક નોટપેપર ઉપર લખેલું હતું પણ તે કાગલ પાતળું છતે એવું ચીવટ હતું કે આટલાં વરસ જવા છતાં જેમનું તેમ હતું. સાહીબી જેવી ને તેવી કાળી ભમર જેવી હતી. હીમજીએ તારીખ જોઇ તો જણાયું કે આ કમબખ્ત વીલ ૩૧ વરસની વાત ઉપર લખાયલું હતું.

હીમજીએ આ કાગલીઉં એકજ વખત વાંચ્યું પણ તેટલામાં તો તે માંહેના દરેક શબ્દ ડામની પેઠે તેના કપાળમાં ચોંટી ગયા હતા. આગળજ મોટો લાંપ બળતો હતો. ચારવાર હીમજીના હાથ ઉપલાં કાગલ સાથે બતી આગળ ગયા કે તેને બાળી નાખીને બધી જંજાળ અને ફીકરનો અંત લાવે પણ કરમમાં કાંઇ બીજુંજ લખેલું હશે

એટલે તેણુ પોતાના હાથ રોકયા. તે મન સાથ વીચારવા લાગ્યો:—

"શું કામ? એટલી બધી ઉતાવળ શું છે? આએ ચંડાળ કાગલીઆંની હસ્તી હું એકલોજ જાણુંછ એટલે એ રાખવું ને બાળી નાખવું બેઉ સરખુંજ છે. કોણુ જાણે હવે પછી કાંઇ કાંઇ મામલો ફરે તે થકી સંઘરેલો સાંપબી કામનો. બાવાજી જબરા ઉઠાઉગીર! આખી જીંદગી સુધી પોતે પેટમાં વાત રાખીને પેટ ભરીને ખાધું ને મોજીયાં મારી લીધાં ને જારે મરવા સુતા તારે ઠંડે પેટે મને ભીખારી કરીને પોતે ફરેસતા થવા નીકળી પડયા. ડાહયા ઘણા! મેં થોડુંજ પાપ કીધુંછ કે પારકાને ખાતર હું ભીખારી બનું. એક રખડતો પખરતો ભીખારડો આવી લાગો તેને ખાતર હું બધું આપી દેઉ? જે માણુસને પુરો પાઘરો ડગલો પૂહેરતાં આવડતો નાહી ને જે ચોપડીમાં મરી રહયોછ તે પૈસાને શું કરશે. ગદ્ધા કયા જાણે જાફરાનકી બાત. આએ અરદેસર સાહેરને જોઇને મને જાણે એવું થાયછ કે એનો ટોટો પીસી નાખું, તયાં હું એને જઇને કહુ કે લે ભાઈ આએ બધી દોલત લે ને તારે ગમે તે મને આપ! છટ, બધું હંબગ. હું આવો દોલતમંદ છેઉં તે જાણુવા છતાં પેલો ગામડીઓ શાપુરજી એલાવીઓ હજુ પોતાની છોકરીને સારૂં ખરી ખંખારીને હા કહી મરતો નાહીં તો પછી આએ નવી બલાગત જણાય તો મને લાત મારીને કહાડી મુકે. આએ ભીખારડો માસતર તો દુકતીનેબી ઘણો ગમેછ ને એના ધાંખરાનેબી ઘણો ગમેછ

એટલે તે જો ગાદી ઉપર આવી બેશે તો વાત કરતાં જોડું સંધાઇ જાય ને આપડે વાપર વખાતા રહી જઇએ. બાવાજીએ સોગંદ આપ્યા પણ કુવામાં પડી કુતરી ને સમ ગીયા ઉતરી. ભુખે મરવાની વાત આવે તારે સમ ને બમ. કંઇ ડાહ્યો થવા જાઉં તો ઠાર મરી જાઉં ને જેલમાં ચાંચડ મારતો મારતો બેજાર થાઉં ! બાવા શું નરમ ઘી જેવી વાત લાયાતા ! સમજો કે મારે બદલે આએ અરદેસર અહીંનો નગરશેઠ થાય તો ગરીબોના ઝુપડાં સમરાવે ને દવાખાના ઉંઘડાવે ને ધામધુમ કરી મેલે, તો બધી વાહ વાહ થઇ જાય. તારે શું હું આગળ રહીને મારૂં ગળું કાપું. છટ, છટ, બધું નોનસન્સ"

આ પ્રમાણે ખુબ ગોર કરીને લીમજીએ પેલું કાગલ પાછું ઘડી કરીને પાકીટ બુકમાં મુક્યું.

"નહીં, એને બાળી નાખવું તો સરકારની નજરમાં મોટો ગુનાહ કીધેલો કહેવાય ને કોઈ દહાડે જણાઇ જાય તો સાત વરસ મફતના પથરા ભાંજવા જવું પડે. આટલાં વરસ વગર જણાવે રહ્યું કેની તેમ બીજાં વધારે. હું એવે ઠકાણે છુપાવશ કે કોઇના પીડડરને ખબર નહી પડે. જો મારે પેટે ફરઝંદ નહી થાય તો મારી હેયાતી પછી ગમે તેના હાથમાં કાગલીઉં જાય ને પોતાનું માથું ફોડે. બાવાજીએ કહ્યું ખરૂં કે મારે ઇનસાફ કરવો પણ કંઇ આજને આજ કરવા તો કહ્યું નથી ? જોઇશું પાંચ પંદર વરસ પછી વીચાર કરશું ?

આટલા બધા ઠરાવ છતાં લીમજીનો જીવ બેચેન હતો, કારણ કે બાપે મરતી વખતે દીધેલા શ્રાપ અને તેવણુની તાસવીસ તેના મનમાં તાજી હતી. ઘણા વાર અંદેસો કીધા પછી તેણે વીચાર કીધો કે, ગમે તે થાઓ પણ અરદેસર પોતાના કાકાનો દીકરો થાય એમ તો જાહેર કરવું પડશે ને તેને કાંઇ થોડો ઘણો લવાજમબી આંસવો પડશે. વળી એ અરદેસરને કંઇબી તાલમેલથી ભરૂચથી કહાડીને પુતળાંથી જુદો કરવોજ પડશે. તે સારૂં સર્વેથી સરસ માર્ગ એ હતો કે એને એની ફી આંસીને કાલે-જમાં જવા સારૂં મુંબઈ મોકલવો. વળી પાછું લીમજીનું માથું ફરી ગયું કે કાંઇજ કીધા વગર એમનું એમ ગાડું ગબડવા દીધું હોય તો કેમ? એક વખત વાત ચુંથાઇ તો ખોદા માલમ શું શું નવી વાત બહાર આવે. બેહેતર કે એને કંઇબી આપવું હોય તે સગાના રૂપમાં નહી પણ દોસ્તીના રૂપમાં આપવું. આખરે તે એવાં સેવટ ઉપર આવ્યો કે આસતે રહીને જોઇ તપાસીને કામ લેવું.

પુતળાંના હાથની માગણી કરવાનો અને જે તે ખરૂં નરૂં કરવાનો હવે તેનો પકકો વીચાર હતો અને તેની બદલાયલી હાલત તરફ જોતાં હવે કંઇબી નડતર થાય એવી કશી વકી ન હતી.

આખરે ભેજાંને આટલી બધી તસદી આપીને લીમજી સુવા ગયો પણ ઉંઘને અને તેને વેર વસ્યું હતું. અફસોસ સાથ કહેવું પડે છે કે આ દુન્યાના ચાલતા આવેલા નીયમ પ્રમાણે એકસોમાંથી નવાણું પણ લીમજીની પેઠેજ વર્તતે.

## પ્રકરણ ૧૩.

### ખડીયા પગ ગાલીચા સુધી.

બાપુજી મરી ગયા તો ભલે મરી ગયા પણ લીમજીને તો ઘી કેળાં થયાં. આસપાસનું લોક નવા શેઠને સલામ કરવા અથવા દીલાસો દેવા આવવા લાગ્યું અને લીમજી શેઠ ગોયા ડાહયા દોહોરા થઇને દલગીરી બતાવતા રહયા કે લોક વાહ વાહ કરવા લાગ્યું. સેહેજ દીવસમાં વાત ગામમાં ઉડી કે મરનાર કંઇબી વસીયત કરી ગયા નથી. પણ હોયબી કહાંથી? બચારા આંખના પલકારામાં મરી ગીઆ તાંહ વીલ શાનું ને વાત શાની? એક પુરો દીકરો એટલે વીલ કરે તેબી તેજ ને નહીં તેબી તેજ. વીરબાઇજીને જે કાયદામાં ફરમાવેલું હોશે તે મળશે એટલે તે વાતનોબી વાંધો નહીં હતો. લીમજી પકકો એટલે રખે નોકરો ચાવાચીવી કરે કરીને અગાઉથીજ સર્વેના કાનપર વાત નાખી કે બાવાજી બધા વીશવાસુ નોકરોને સારી પેઠે ખુશી કરવા બોલ્યા કરતા હતા તેમ હું કરનાર છું. આથી નોકરોબી રાજી થયા ને ગામમાં લીમજીની વાખવાખી વધી કે જુઓ લખેલું નથી પોતેલું નથી તોબી કેવો મરનાર બાપનો સખુન ઉંચકી લેછ! અરે ઠગારી દુનયા. ઘી ખાના સકકરસે, દુનયા ખાના મકકરસે.

બાપુજીનો માસીસો વીતા પછી લીમજી એક દહાડે અચબુચ શાપુરજી બેલાવયાને તયાં જઈ ઉભો અને અરદેસર સાહેર સાથે મુલાકાત ઇચ્છી. અરદેસર પોતાની ચેલી

સાથે આગલા હાલમાં કામે બેઠો હતો અને સામેના કોચ ઉપર રાબેતાના ચોકીદાર તરીકે નાક ઉપર ચશમો ચહડાવીને ધનાડોસાં બેઠાં હતાં. લીમજીને દાખલ થતો જોઇ તેવણ હરખભેર ઉઠયાં અને સદાના સીપલાસ સાથે 'મરી જાઉં ધરી જાઉં' કરવા લાગ્યાં. તેવણે પોતાનો રોમાલ કહાડીને તૈયાર રાખ્યો હતો કે બેહેનતીનું નામ નીકળતાંજ તુરતજ આંખે લગાડવા કામ આવે.

• "બાવા, ઘણું નરસ થયું, ઘણું નરસ! પુતળાં, માએ આવની જરા લીમજીભાઇને સધ્યારાના બે બોલ તો કહે. માસ્તર, જરા તમે તમારા ઓરડામાં જાઓ, અમોને લીમજીભાઇ સાથે ઘણું ઘેરવટ છે તેથી બે ઘડી જારા વાત કર્યેં."

અરદેસર મુછમાં હસીને ઉઠયો. તે સારી પેઠે સમજતો હતો કે ધના ડોસાં શું નાટક ખેલવાની આ સઘળી બાજી રચતાં હતાં. અરદેસર ઉઠયો ખરો પણ તરત બાહેર જવાને બદલે લીમજી આગળ જઇ ધીમે સાદે પુછ્યું "ભાઇ, હું તમારે માટે ઘણો દલગીર છું. બેન કેમ છે? બચારાં તેવણને ઘણું લાગતું હશે!"

"તમો પોતેજ આવીને જુઓની. આજે રાતે દસ્તુર દીનીયાર જમવા આવવાના છે કારણકે અમને બેને એકલું બેર કરડવા આવેછ, તમેબી આવો તો ઘણું સારૂં."

એક પળ અરદેસર વીચારમાં પડયો કે આ વળી નવો સોંગ શું? જરાવાર વીચાર કરી તેણે જવાબ દીધો, "ઠીક છે, તમારી ખુશી છે તો હું આવશ."

અરદેસરના જવા પછી ધનામાએ અચબુચ બોલી ઉઠયાં "માએ, એક મીનીટમાં આઉંછ હું ! મારપર મારી રૂપાની દાબડી વીસરી આવીછ."

આ પ્રમાણે ઢોંગ કરી ડોસાં ત્યાંથી વટયાં. વાંચનારને સમજાવવાની જરૂર ન હશે કે તેમાં આ ઘરડી ખોખીની બે ત્રણ ગણત્રી હતી. પુતળાં ને લીમજીનું જોડું સંધાય ને તે પરણીને સાસરે પતે તો હસ્તક પોતે શાપુરજીના ઘરમાં એકલાં 'વરાંનરાં' થઇ રાજ ચલાવે તે એક વાત. બીજું તો પુતળાં આગળ પોતાનો ભેદ ખોલીને કહેવાની લીમજીને તક આપવી જોઇયે. જયાં સુધી પેલું હવાબમાં હાડકું અરદેસર માસ્તર આગળનો આગળ ચગરાની કાની ભસી રહે ત્યાં સુધી તો તેમ બને નહીં. એટલે ડોસાંએ આએ રસ્તો પકડયો હતો.

જયારે ઓરડામાં પુતળાં અને લીમજી એકલાં રહી ગયાં ત્યારે લીમજી ગભરાવા લાગ્યો. પુતળી ઠરીઠામ ઉભી થઇ રહી. આખરે તે બોલી "લીમજીભાઇ, આએ પ્રમાણે અરદેસરને અચબુચ ઓરડામાંથી મોકલી દેવામાં તમે સારો 'તેસ્ટ' બતાવ્યો નથી."

અરદેસરની આ પ્રમાણેની તરફદારી જોઇ લીમજીનું ઘણુંજ ઉભાઇ તો આવ્યું પણ પુતળાંને ચમકાવેલી પરવડે નહી એમ ધારી જવાબ દીધો "મેં કાંઇ તેવણ ને ઉઠાડી મેલ્યા નહી, ઉલટું મેં તો તેવણને જમવાનું ઇજન કીધું".

"ખરી વાત છે. હું તે સારૂં તમને શાબાશી આપું છું. અહસ્થાઇનો સદા એજ તરીકો છે".

"તે બધી તો વાત ખરી પણ જરા તમે બેસશો? મારે કાંઇ તમને વાત કહેવી છે".

ઘણીજ અચરતી સાથે પુતળાં ખુરસી ઉપર બેઠી, હીમજીએ રૂમાલ કહાડયો, મોહોડું લુછયું, ખંખાર માર્યો અને પછી વાત છેડી "પુતળાં, મારા બાવાજીના અચણુચ ગુજરવાથી સારૂં ગામ મારી દયા ખાય છે, પણ તે લોકને થોડીજ ખબર છે કે તેવણ અને મારા વચ્ચે કશો એખલાસ હતો નહીં, ખરૂં કહું તો તમારાં બેહેસ્તન માએ ઉલટાં મારી માએની જગાં રાખતાં હતાં".

"ખરી વાત છે, તે હું જાણું છું, પણ તમે તમારા બેહેસ્તી બાપને ગેરઇનસાફ કરોછ. બાપનું દીલ વળી દીકરાપર નહીં હોય? કોઇ બતાવે ને કોઇ દીલમાં રાખે".

"નહીં, નહીં, હું કાંઇ તેવણનો કસુર કહાડનો નથી. છેલ્લાં એક બે વરસ મારી પોતાની ચાલબી પાધરી નહી હતી, પુતળાં તમે પોતેબી સાંભળ્યું હશે કે ગામનું લોક મારી પૈસા સંબંધી મુશકેલીઓ વીશે કેવી કેવી અફવા ઉરાડતું હતું. મારે કબુલ કરવું જોઇયે કે તેમાં મારો વાંક હતો ખરો પણ મેં બાવાજી આગળ બધું કબુલ કરી દઈ, ખરાં દીલથી અભ્યાસમાં મંડી જવાની કબુલાત આપી હતી, પણ તેટલામાં કમનસીબે આવો બનાવ બનયો અને હવે મારૂં ખરૂ મીતર કોઇ રહયું નથી."

આ પ્રમાણે બોલતાં લીમજીએ પોતાના સાદમાં એવી સફાઇ બતાવી અને આંખ એવી નમાવી કે ભોળી પુતળાં તેથી તદન અંજાઇ ગઇ. તે બોલી "એમ શું કરવા કરોછ? હીંમત રાખો, દુનીયામાં સારૂં કામ કરવાની હજુ ઘણી તકો તમારા હાથમાં છે."

"ઓ પુતળાં જે હું કહેવા માગુંછ તે બોલવાને મારી જબાંન ઉપડતી નથી. મારૂં દીલ મને અંદરથી કહે છે કે મારાં મનની જે એક ઉમેદ છે જે ઉમેદ હું પાંચ વરસનું બચું હતું ત્યારથી મારા દીલમાં જડ ઘાલીને બેઠેલી છે તે ઉમેદ જો પાર પડે તો હું હજીબી એવાં કામો કરી બતાવું કે જેથી મારા વડવાઓનું રૂહ ખુશાલ થાય."

હવે લીમજીની ધીરજ રહી નહીં. સંભાળથી લાગ જોઇને આસ્તે આસ્તે પગલાં ભરવાનો તેણે ઠરાવ કરયો હતો. તે ઠરાવ સઘળો હવામાં ઉડી ગયો. પુતળાંનો મડમ જેવો ચેહેરો, દયાભરેલી આંખ અને જુવાની જોઇ લીમજી પોતાની સદાની સાવચેતી ખોઇ બેઠો. અચબુચ પુતળાંના હાથ પોતાના બેઉ હાથમાં પકડીને બોલ્યો.

"પુતળાં તે ઉમેદ શું છે તે શબ્દોમાં બોલવાની કાંઇ જરૂર છે? જો તે ઉમેદ પાર નહીં પડે તો મારે મનથી મારી જીંદગી નકામી છે. તે ઉમેદ પાર પાડવાનું તારા હાથમાં છે."

અત્યારલગણ તો લીમજીના હાથમાં પોતાનો હાથ રહેવા દેવામાં પુતળાંએ કશો વીચાર કીધો નહી, પણ લીમજીભાઇ

તો જરા આગળ વધ્યા અને આ નાનો હાથ ઉંચકીને પોતાનાં મોહોડાં આગળ લઇ જઇને તે ઉપર એક બોસો લીધો એટલે એક હરણીની પેઠે ચમકીને પુતળાંએ પોતાનો હાથ છટકાવી દીધો અને છેક ઓરડાને નાકે જઇને ઉભી. આ વાર તેણીનાં મોહોપરનો સઘળો રંગ ઉડી ગયો હતો અને બદન એટલું ધ્રુજતું હતું કે પોતે પડી ન જાય તે માટે એક ખુરસીની પીઠ પકડી રાખી હતી. લીમજીએ જોયું કે તેણે જરા કાચું કાપ્યું ખરૂં તેથી ગભરાઇને બોલ્યો, "હું માફ માગુંછ, હું એટલો ઉસ્કેરાઈ ગયો હતો કે મારાં મનનું ભાન રહયું નહી. જો વીચાર કરો, કે કેટલાં કેટલાં વરસ મેં ધીરજ રાખી. આપણે બચ્ચાં હતાં, ત્યારથી મેં મારી લાગણી દબાવી રાખી હતી પણ આજે હવે મારેથી થોભાયું નહી. પુતળાં મને તું એટલુંજ કહે કે મારાપર તું ગુસ્સે તો નથી."

પુતળાં ઘણા નાખુશ ચેહેરે બોલી "મી. લીમજીભાઈ, હું મને પોતાને અપમાન થયલું સમજુંછ. તમારી આવી ગેરચાલ અથવા છુટથી ખુશી થાય એવી ઓરત તમે મને ધારી તેથી મારૂં મન ઉદાસ થઇ ગયુંછ."

આ પ્રમાણે બોલતાં પુતળાં રડવા જેવી થઈ ગઇ હતી પણ હીંમતથી પોતાનો ટેક રાખીને ખડી રહી. લીમજી તો ફગલાઇ ગયો પણ તુરત સમયસુચકતા રાખી બોલ્યો.

"હું અતીઅંત દલગીર છેઉં; પણ એક સુધા ગ્રહસ્થ દાખલ મારાંમાં જે તાકાત હતી તે સઘળું મેં તમારા

પાંઉ આગળ મેલ્યું છે. તમારા બાવા મારી ઉપર રાજી છે, ફક્ત તમારીજ મંજુરીની ખોટી છે."

"મારા બાવા! કબુ નહી હોય, તેવણુને મારા વગર એક ઘડી ચાલે નહી."

"ને તમે તેવણુથી જુદાં પડો એવી કાંઇ ખાસ જરૂરબી નથી. તેવણુ કાંઇ તમારી ઉપર સદાકાળની સંભાળ રાખી શકે નહી એવા વીચારથીજ તેવણુ બીજો સુલાહ-કાર સંઘરી રાખવાની ઉમેદમાં છે."

ભીમજીએ આ પછી ઘણું કરગરીને પોતાની હાલત સમજાવી અને જો પુતળાં ના પાડે તો ઘેરબાર છોડીને રખડતા ફરવાનો સુકહો હમ આપ્યો. પુતળાં આગળ કે પાછળ હઠી નહીં પણ મુગે મોહોડે સઘળું સાંભળ્યા-કીધું. ભીમજીએ જોયું કે આઇસ હવે જરા જરા પગ ળવા માંડયું છે એટલે વધારે બજાજી કરવામાં સાર નથી તેથી વાત ટુકમાંજ ડામી.

"હવે પુતળાં, હું રજા લેઉંછ. મારા બોલ્યા ઉપર ખુબ વીચાર કરજો, મારી જીંદગી હવે તમારાજ હાથમાં છે."

પુતળાંએ ફક્ત ડોકું હલાવયું અને ભીમજીએ રજા લીધી.

તેના જવા પછી પાએક કલાકે અરદેસર પાછો આવ્યો. હમણા ભીમજીભાઇ અને પુતળાં વચ્ચે શું અગત્યની વાત થઇ હતી તેનો તો તેને સ્વપનેબી ખ્યાલ ન હતો તે છતાં દાખલ થતાંને વારજ પુતળાંને ચમકેલી અને ગભરાયલી જોઇ અરદેસરના અંગમાંથી વીજળી પસાર

થઈ ગઈ. શું વાત થઈ હશે અને તેનાં શું પરીણામ આવશે તે પુતળાંના આંખના ડાળા ઉપરથી તે એક પળમાં પામી ગયો. પુતળાંનો ગમગીન ચેહરો જોઇ અરદેસરનો જીવ બળીને ખાક થઈ ગયો. આહ! કોઇ એવો ફીરેસ્તો નથી કે આ નાજુક લીલીને પેલા ભીમજી બુચ્છાથી બચાવે. અરે કોઇ એવો નથી કે ભીમજી તેણીની જુતીને લાયકનો નથી એવી તેણીની નજર ઉઘાડે!

પણ અરદેસરની જબાં બંધ હતી. ભીમજી ઘણો નખાલસ, ઘણો અંતરથી ખરાબ છે એમ તેનું દીલ તેને કહેતું હતું પણ કોઇ તેનો પુરાવો પુછે તો તે અરદેશર પાસે ક્યાં હતો! સઘળા જન ભીમજીના બહારનાં ખુબસુરત દેખાય અને હસ્તાં મોહોડાંથી ભોળાઈ ગયાં હતાં તો પછી પુતળાંનો શો વાંક? જ્યાં ભીમજી જાય ત્યાં સર્વે ઉથલાઇ પુથલાઇ જતાં, દસતુરજી તેને માટે સદા ફકરમાં રહેતા, વીરબાઇ તેના ઉપર જીવ આપતી તો પછી આએ ફરેસ્તા રૂપી દેવ એક નાહાન ભોળી છોકરી આગળ ચરત્ કરે તો તે ભોળાઇ જાય તેમાં નવાઇ શી?

તે છતાં પુતળાં જેટલી બહારથી ભોળી દેખાતી હતી તેટલી ઉજબખ ન હતી. ચોકસ વાતમાં તે કોઇ કોઈવાર એવું ઠાવકાપણું બતાવતી કે તેણીની રખેવાળ ધનામાએ ચાટ પડી જતાં અને અરદેસર અજબ રહેતો હતો.

## પ્રકરણ ૧૪.

### સખી દાતાર લીમજી.

લીમજીએ તે દહાડે અરદેસરને જમવાનું ઇજન કીધું હતું તે તો વાંચનારને યાદ હશે. આ કાંઈ તુરત ગેળાનો કાંટો નહી પણ ખાસ ગણત્રીથી રચેલો તાગડો હતો. અરદેસર આપરો સગો થાય તે વાત જાહેર કરીને તેને ટુકડો રોટલી ગાંસવામાં જબરી કુનેહ હતી પણ તે કોઈ આબરૂદાર માણુસની હજુરમાં થવું જોઇએ કે પાછળથી લોક આગળ ભલા થવા કામ લાગે. ત્યારે દસ્તુર ફીનીઆરથી વધારે આબરૂદાર સાક્ષી કયો મળવાનો હતો ? વળી વીરબાઇનાબી કાન જરા જરા ખોલવા જોઇયે. લીમજીએ એકવાર બેન આગળ સઘળી વાત છુપી રીતે કહી દેવાનો વીચાર કર્યો હતો પણ પછી તેને લાગ્યું કે હોઠ બહાર તે કોટ બહાર, એટલે અખાડા કરી ગયો.

લીમજી સારી પેઠે જાણતો હતો કે પેલું સત્યાનાશનુ વસીયતનું કાગલ્યું તેના ખીસામાં સલામત હતું, તોબી તે મનમાં ઘણો ગભરાતો હતો. તેનું કારણ? કારણ એજ કે તે ઉછાછળો અને ઉતાવળો હોવા છતાં મહા અઘોર પાપ આજે પહેલીજવાર કરતો હતો, અને બીજું તો એકે મુગે મોહોડેના પણ ચતુર અરદેસર સાહેરની હજુરમાં કંઇબી કાવાદાવા કરતાં તે ધ્રુજતો હતો. અરદેસર કંઇ આડાઅવળા સવાલો નાખશે તો રખે કોઇ રીતે ફાંસામાં આવી જાઉં એવી તેને બીક હતી.

તે રાતને માટે લીમજીએ ખાણાની વરદી પોતે આપી હતી અને વાણીઓ નક્કી કરવામાં બબરચી સાથ એટલી માથાકુટ કીધી હતી કે રાંધણીમાં નોકરો આ નવા શેઠને તેના પીતા કરતાં ચાર ચાસણી સરસ ગણતા હતા.

સાંજના પરોણાઓ આવે તે અગાઉ લીમજી 'હોલ'માં ગયો તો વીરબાઇને આંખ પાણી ભરતી જોઇ ઘણો ખીજાયો. બાવાજીના ગુજરવાને આટલી ટુંક મુદત થઇ એટલામાં કોઇને જમવા તેડે તે તેણીને ગમતું ન હતું. હું ધારૂંછ કે હું આગળ કહી ગયો છું કે દસ્તુર દીનીઆર વીરબાઇ ઉપર ઘણા ખુશ હતા પણ તેવણના ઉપર ખુશ થવું કે નહીં તે હજી વીરબાઇએ પોતાનાં દીલ સાથ નક્કી કીધું ન હતું.

જમવા બેઠાં અને સઘળું સમાધાનીથી ચાલવા માંડયું. જરા વાઇનના ટકોરા આગળ વીરબાઈનીબી ઉદાસી ઉડી ગઇ. હાથ ધોઈ રહયા પછી વીરબાઇજી ઉઠીને ચાલી જવા કરતી હતી તેણીને લીમજીએ રોકી.

"બેન, જરા અહીંજ બેશ—મારે કાંઇ એવી વાત કહેવાની છે કે તે સાંભળવા સારૂં તારી હાજરીની જરૂર છે."

વીરબાઈ ગભરાઇને બેશી ગઇ પણ અરદેસર કાન ઉંચા કરીને વમાસવા લાગ્યો કે આ વળી નવો ધર્થીકંપ શું છે. દસ્તુર દીનીઆરજીબી ખડા બેઠા, કારણકે તેવણને ચોકસ નીશાનો ઉપરથી અગાઉથીજ વહેમ આવયો હતો કે મરનાર બાપુજી શેઠના ભાઇનો ગુમાઇ ગયલો દીકરો આએ અરદેશરજ છે અને તે વાત લીમજી હમણા જાહેર કરનાર હશે. બધાં મુગાં મંતર થઇ ગયાં. આખરે લીમજીએ વાત છેડી.

"મારી વાત કેમ શરૂ કરૂં તે મને સમજ પડતું નથી. ભાઇ અરદેસર મારી ગમ એવા ખીલાની આણી જેવા ડોળા કહાડીને જોયછ કે જે બોલવાનું હતું તે બધું ભેજાંમાંથી સરી ગયું. બેન વીરબાઇ, મેં તુંને અહીં બેસાડી રાખી તેનું કારણ એ છે કે જે વાત કરવાની છે તે આપરા કાકા માણેકશાના સંબંધમાં છે. કસ્તુરજી સાહેબ તમે જાણતા તો હશો કે મારા બાવાજીના એક વડા ભાઇ હતા ?"

"હા—તે બધી વાત તમારા મરહુમ બાવાજીએ પોતે મને કહી હતી." કસ્તુરજીએ ઉતર આપ્યો.

હીમજી તો ફુગલાઇ ગયો. કસ્તુરજી બધું જાણતા હશે કે ? બાવાજીએ બધો આટો બારી તો નહી કીધો હોય.

"કસ્તુરજી, તમે જાણતા હતા તોબી કોઈ દહાડે એક બોલ બોલ્યા નહીં એ અજબ જેવું છે. પણ ફકર નહીં. બાવાજી મોતને બીછાને સુતા તાંહાંસુધી હું કાંઈ જાણતો નહીં હતો. મને એટલીજ ખબર હતી કે બપાવાજીએ ગુસ્સામાં આવીને માણેકશાહ કાકાને પોતાનાં વીલમાંથી રદ બાતલ કીધા હતા. કાંય કીધા ને વાજબી રીતે કીધા કે ગેરવાજબી રીતે તે કહેવાનું મારૂં કામ નથી પણ આસ-પાસનાં લોક કહે છે કે માણેકશાહ કાકાએ પોતાના બાપને નાખુશ થવાનું ઘણું કારણ આપ્યું હતું."

આ વાર અરદેસરનો ચેહેરો લાલચોલ થઇ આવ્યો હતો અને તે ઉઠીને ઉભો થયો.

"મને માફ કરો, મારા જીવને સારૂં નથી. આવી વાત મને સાંભળવામાં ફાયદો નથી."

વીરબાઇ ચકીત થઇને જોવા લાગી કે અરદેસર આજે એમ શું કરેછ. દસ્તુર સમજી ગયા અને અરદેસરને હાથ પકડીને બેસાડયો.

"ભાઇ જરા ધીરો થા. તુંને જવાબ આપવાનો વખત આવશે. હીમજીભાઇ શું કહેવા માંગેછ તે જરા સાંભળી તો લે."

"હા, અંરદેસર, તમારે ઉતાવળા થવાની કાંઈ જરૂર નથી. હું જે કાંઇબી બોલુંછ તે મારી પોતાની તરફનું નથી પણ બેહેસ્તી બાવાજીના બોલ છે. હું હવે જોઉંછ કે દસ્તુરજીનેબી આએ વાની ખબર છે એટલે મારે વાત વધારે ગુચવાવાની જરૂર નથી. બાપ દીકરા મરાયા એ વાત તો ખરી પણ—

આહીં દસ્તુર દીનીઆર વચ્ચે બોલી ઉઠયા "પણ હું જાણુંછ તાંહાં સુધી તો તમારા બેહેસ્તી બાપ એવું ધારતા હતા કે માણેકશાહને મોટો ગેરઈનસાફ થયો હતો."

"અલબત—એમાં શું શક છે? મારા બાવાજી કોઇ ;—

" આટલું બોલતાં અરદેસર અટકી પડયો. વીરબાઇજી અજબ થઇને જોવા લાગી અને બોલી :—

"શું? અરદેસર તમે મારા કાકાના દીકરા? એ આજે હું શું સાંભળુંછ?"

“ હા મારી વહાલી બેન, આપરે સગાં પીત્રાઇ છીયે. ત્યારના ભીમજીભાઇ એજ વાત કહેવાની તજવીજ કરેછ. પણ એવણે એટલું લંબાણ કીધું કે મારી ધીરજ રહી નહી.”

વીરબાઈ અને અરદેસર ઉઠીને એક બીજાને ભેટી પડયાં. ભીમજીનું તો ઘણુંજ પાકી આવ્યું. તેણે તો સઘળી વાત રસ લઇ લઇને નાટકના આકારમાં રજુ કરવાની નેમ રાખી હતી. પણ અરદેસરે બ[illegible]ણી દીધું. તોબી એ ઠાવકો પારસી હસતું મોહોડું [illegible]માને ઓઢયો.

“ વીર, તું તો આજે નવુ સવું સાંભળીને ખુશી ખુશી થઇ ગઇ પણ મને તો એ વેહેમ પેહલે દહાડેથી હતો કે અરદેસર કોઈ ખાનદાની માણસ છે.”

વીરબાઇએ પુછયું. “ અરદેસર તારે તમે પોતે અમારા પીત્રાઇ છેઓ એમ અગાઉથીજ જાણુતા હતા કે ? ”

“ હા—મેં ભરૂચમાં પગ મુકયો તેની અગાઉની મને ખબર હતી પણ તે વાત જાહેર કરવામાં મેં કંઇ ફાયદો જોયો નહીં. હું તો હજુબી વાત છુપી રાખતે પણ મેં જોયું કે ભીમજીભાઇને બધી ખબર છે એટલે પછી તેમ કરવામાં ડહાપણુ વીચારયું નહીં. ભીમજીભાઇ મારા બહેસ્તી બાપની ખોડ કહાડવા લાગ્યા તે મારેથી સંભળાઇ શકાયું નહીં. મારા બાવાજી તો એવા ફરેસતા ખસલતના હતા કે મરતાંને મર કહે નહીં ને તેવણુની જુતીને આપરે લાયક નથી.”

"હાસે–હાસે—પણ તે તકરાર હમણા નથી" હીમજી અકળાઇને બોલી ઉઠયો "ગમે તેમ હોય પણ બાપ બેટા વચ્ચેની આ પંચાતીને લીધે હું ગાદીવારસ થવા પામયો ને અરદેસર રહી ગયો તેથી એને જરા ઓછું આવે તેમાં નવાઇ નથી."

"જરાબી નહીં મારા બાપે પેસાને પૈસો કરીને ગણુયો નહીં ને મોટી દોલતને ઠોકરે મારી તો હું તેની શું કરવો દરકાર કરૂં? તેવણ બચારા દેશ પરદેશ રખડી રઝળીને મારગ લાગા તોબી કોઇએ તેવણની તરફ જોયું નહીં કે તેવણનાં છોકરાં મરેછ કે જીવેછ તેની દરકાર કીધી નહીં તેનું મને ઘણું દુ:ખ લાગેછ. પૈસાને હું રડતો નથી. બાવાજી હમેશ કહેતા હતા કે તેવણનો કાંઇ વાંક નહીં હતો તે છતાં પોતાના બાપ ઉપર ઘણાં માફી પત્ર લખ્યાં, પણ તેમાંથી એકનો જવાબ મળયો નહીં. ઠાકી ઠાકીને તેવણે બાપુજી કાકા ઉપર રેજીસટરડ કાગલ મોકલ્યાં કે બાવાજીને સમજાવીને તેવણનો ગુસ્સો નરમ પાડે પણ તેવણેબી એક હરફ લખ્યો નહીં."

અરદેસરને ઉસકેરાયલો જોઇ દસતુર હીનીઆર તેને ઠંડો પાડવાની મતલબથી બોલ્યા:—

"ભાઇ, તારી ચુક છે. હું તુંને ખાત્રી આપુંછ કે તારા બેહસ્તી કાકા બાપુજી પોતાના ભાઇના વાસ્તે ઘણો બળાપો કરતા હતા. અને તમારા લોકની ખોળ કરવા સારૂં પાછળથી ઘણી મેહનત કીધી હતી. હવે ગઇ ગુજરી વાતને

છંછેરવા શું લાભ છે? જે બન્યું તેમાં હીમજીભાઇનો તો કાંઇ કસુર નથી. હું આશા રાખુંછ કે હવે પછીના તમારા ફાયદાને સારૂં પોતાથી બનતું કરવાને હીમજીભાઇ ચુકશે નહીં."

"હસતુરજી—તમારો તો હું બાલેબાલ કરજદાર છેઉં. હું ભરૂચ આયો તારે જો તમારી મદદ નહીં હોતે તો કોણ જાણે મારા શું હાલ થતે. પણ એટલું તો માનજો કે હું મારૂં નામ ફેરવવાનો નથી. હવે પછીબી હું અરદેસર સાહેર. સાહેરનાં નામથી મારા બાપે નામ કહાડયું છે અને તેજ નામને હું વળગી રહેવશ—બપાવાજીએ જબરાણથી મારા બાવા પાસે કોટવાલની અટક છોડી દેવાડી તો હવે તે મારે મનથી નકામી છે."

"તે તો જેમ તમારી મરજી" હીમજી બોલ્યો. "ગમે તે અટક રાખો પણ તેથી કાંઇ આપરી સગાઇ તુટવાની છે? ગમે તે પણ આપરે તો એકજ લોહી. બપાવાજીએ ને બાવાજીએ ગેરઇનસાફ કીધો હોય પણ તે બધાંનો બદલો હું વાળી આપવા તૈયાર છું. હું ને વીરબાઇ આએ બધી આગલી ખટપટથી અણુજાણ્યા છીએ ને તેમાં નવેસરથી પડવા રાજી નથી. બપાવાજીનું વીલ રદ બાતલ કરવાની તો મને સતા નથી પણ મારાં એસટેટમાંથી તમારે સારૂં સારો જેવો ભાગ જુદો કહાડવાની મારી મરજી છે."

હીમજીએ આ ઓરંગો જબરદસત ઠોક્યો. પણ તે અરદેસરને સારીપેઠે ઓળખતો હોવાથી જાણતો હતો કે

તે કાંઈ એમ ફેંકેલો ટુકડો હે નહીં એટલે તેણે તોહલો મારવામાં કાંઇ ધાસ્તી જેવું જોયું નહી. આ અસાધારણ સખાવત જોઇને વીરબાઇ ને હસતુરજી તો મઘન મઘન થઇ ગયાં પણ ઠાવકો અરદેસર ઉઠીને નાચવા કુદવા અથવા કોટાકોટી કરવાને બદલે ઠરીઠામ થઇને બેસી રહયો. હીમજીના પેટમાં ફાળ પડી.

જરા વાર વીચાર કરી અરદેશર બોલ્યો "તમારી ઘણી મેહેરબાની થઇ. તમે આએ માંગણી કીધી તેમાં ફક્ત મને ઇનસાફ કરવા ધાર્યો છે. પૈસા લેવા કે નહીં લેવા તે પછીની વાત છે પણ તે અગાઉ હું પુછવા માગુંછ કે મારા બાવાએ પોતાના બાપ ઉપર લખેલાં સંખ્યાબંધ કાગલો બાબે મરહુમ બાપુજી કાકાએ પોતાનાં મોતના બીછાના ઉપર તમને કાંઇજ કહયું નહીં ?"

"ભાઇ—આવો સવાલ કરીને તમે નકામો મારો જીવ રંજીદા કરોછ. બાવાજીને બચારાને ઘડી પળ ઉંચકી લાયા તાંહાં એવી વાત કાંહાં કરવા જાય."

"મરહુમ કાકા બાપુજીએ મને પહેલાથીજ ઓળખ્યો કે નહીં ને મારે સારૂં તમને કાંઇબી કહી ગયાછ કે નહીં ? સાચ્ચું કહો."

હવે હીમજીએ જોયું કે વાત બેહેકતી જાય છે તેથી તરીઆપાવ ફેંકવાની સીકત રમી હસતુરજી ગમ ફરી કહયું:

"હસતુરજી—આએ તો હાઇ જારટબી હટી. હું કાંઇ એવા ઢંગા સવાલોના જવાબો આપવા આહીં બેઠો નથી.

તમેજ જુઓ કે ભાઇ અરદેસરના કેટલા તાણાવાણીના સખુનો હું અત્યાર સુધી સાંખી ગયો પણ એવણ તો જાણે હું ગુનેહગાર હોઉં તેમ મારી ઉલટપાલટ તપાસ લેવા બેઠાછ. હું કહુંછ કે જે આગલી પાછલી બીના છે તે ભુસી વાળીને હું મારા પીત્રાઇને ઘટતી મદદ કરવા તૈયાર છેઉં. એટલે વધારે તકરારની જરૂર નથી—કેમ હસતુરજી ?"

અત્રે વીરબાઇ બોલી "હા—ખરી વાત છે—કાકાજી માણેકશાહે જીદ કરીને પોતાની ખરાબી કીધી તે રસ્તે અરદેસર ભાઇએ ચાલવું નહીં જોઇયે. વડવાઓની ચુકથી અથવા ગેરસમજથી મીલકત તમારે ભાગે નહીં આવી ને લીમજીને ભાગે આવી તેમાં લીમજી શું કરે. જેવી ખરી વાત જણાઇ કે લીમજી તો ઇનસાફ કરવા તૈયાર છે એટલે હવે લંબાણ કીધામાં ફાયદો શું ? અરદેસર ભાઇ, બેઅદબી માફ છે પણ જરા તમે મગરૂર છેઓ. જરા નમનતાઇ પકડો ને જે મળે તે ઉપર સુકરાના કરશો તો અમે ખુશી થઇશું"

"બેન, હું મગરૂર નથી તેમજ બોહોસીલો નથી, પણ મુવાં તરફની મારી ફરજ બજાવવી જોઇયે. બાવાજી ઉપર પૈ પૈ સારૂં કહાણી પડી પણ તેવણ એક હરફ બોલ્યા નહીં. સામું તેવણ મને ને મારી બેહેસ્તન બેહેનને હમેશ શીખામણ આપતા કે જો આપરાં કુટુંબીઓ આપરી સાથ દોસ્તી કરવા માંગે તો કણુ ના કહેવું નહીં. એ લીધે હું ચાલી ચલાવીને મુંબઇથી ભરૂચ આયો. એ લીધે તો બાપુજી કાકાએ કુતરાને રોટલી ફેંકે તેમ મને જમવાનું તેડું કીધું

તે મેં કબુલ રાખ્યું. એ લીધે તેવણુ અને લીમજીભાઇએ મને તુચ્છકાર સાથ જોયો તે હું મુગે મોહાડે ખમી ગયો."

લીમજી વીચારવા લાગ્યો કે કાંહાં ને કાંહાં આએ પાપને છેડયું. અરદેસર આવો આકળો ભુત છે એમ જાણુતે તો પહેલાંથીજ સેતાન ડામો કરતે. એ તો સારૂં થયું કે આ ટાંકણે દસતુરજી વચ્ચે પડયા.

"ચાલો હવે તકરાર વધુ થતી બંધ થવી જોઇયે. અરદેસર તમેજ વીચાર કરો કે તમારા પીતા હૈયાત હતે ને લીમજીભાઇ આવી આફરને કરતે તો તેવણુ શું વીચાર આપતે. હું ધારૂંછ કે લીમજીભાઈની ખુલાસાભરી માંગણી તરફ તમે તમારી સદાની સભયતા દેખાડી નથી."

"હું દલગીર છું—હું માફ માગુંછ—પણુ મારા પીતા ઉપર થયલા ગેરઇનસાફની બાદથી હું ઉશકેરાઇ ગયો હતો તે ને વળુ જે પૈસાની મોજ મારા પીતા પામી નહીં શકયા, જે પૈસાની તેવણુ દરકાર નહીં કીધી તે મને જોઇતી નથી. જે ગેરઇનસાફીની માફી કોઇએ નહીં ચાહી તે ભુસી વાળવાને પૈસા લેવા હરામ છે."

લીમજી ખભરીને બોલ્યો "એમ કહીને તમે ગામના લોક આગળ ડાહેલા થવા માંગોછ?"

"તમે મને અપમાન કરશો તેમાં નવું શું છે? હું ખમતો આવેલો છઉં ને ખમશ મેં કાંહાં કહયું તું કે મારી સગાઇ જાહેર કરો. હજીબી કોઇ જાણુતું નથી ને તમે વાત છુપી રાખશો તો મારે ના નથી."

અહીં દસ્તુરજી વચ્ચે પડયા.——

"હે હવે બસ કરો. હવે એ વાત કાંઇ છુપી રહે? તે છુપી રાખવાની જરૂરબી શું છે. જરા નીરાંતે વીચાર કરજો ને પોતાની મેળે તમને સારો રસ્તો સુઝશે."

## પ્રકરણ—૧૫.

### ખરૂં નરૂં.

ગયા પ્રકરણ આપણેમાં જોઇ ગયા છીયે કે લીમજીએ પોતાના ખેશી અરદેસર સાહેરને જે બુકલો નાખી ચુપ કરી નાખવા ધારયો હતો તેમાં તે નીશફળ થયો હતો, અને તેમાંથી થોડુંક પજરણ જાગ્યું હતું. દસતુર દીનીઆર સમાધાની કરાવવા બહુ રાજી હતા તેથી વાત ફેરવી અરદેસરને પુછયું.

"ભાઇ તમે ને લીમજી એકજ ઉમરના દેખાવોછો, તેથી જે સાલમાં મરહુમ બાપુજી પરણુયા હશે, લગજગ તેજ વખતમાં તારા બાપનીબી શાદી થઇ હશે એવું જણાય છે. એટલું તો હું નકી જાણુંછ કે માણેકશાહને ઘરમાંથી કહાડી મુકવા પછી તારા બપાવા બીજાં દસ વરસ જીવ્યા હતા."

અરદેસરે જવાબ દીધો "હા, તેમજ છે. મારા મરહુમ બાપ ઘરમાંથી છુટા પડયા પછી કનટાનમાં ચીનાઓના બળવાની વખતે જખમી થયા, જે વખતે એક ગરીબ પારસી દલાલની છોકરીએ તેવણુની ઘણી ચાકરી કીધી. તેવણુ સાજા થવા પછી આ છોકરી સાથે પરણુયા અને બે વરસ બાદ મારી બેહેસ્તન બેનને જન્મ આપયા પછી મા-

એજી ગુજરી ગયાં. તેવણુની સીકલ મારા ધ્યાનમાં નથી પણુ આખું થીન તેવણુની તારીફ કરતું હતુ. બાવાજીનો સ્વભાવ ચટપટીયો. એક ઠેકાણે કણુ રહે નહીં. તે છતાં જ્યાં જાય ત્યાં માએજી ખુશીથી સાથે જતાં હતાં. એક વખતે એમોય્યની નજદીકમાં તેવણુને સખત અકસમાત નડયો, તે દહાડેથી તેવણે હીમત છોડી. અતયાર સુધી અમે બે ભાઇ બેન માટે તેવણુ રાત દહાડો ચીંતામાં રહેતાં હતાં પણુ સૌરા સંજોગે એવું બન્યું કે તેવણુની એ સઘળી ચીંતા દુર થઇ. પણુ એ બધી મારા પોતાના સંબંધની વાતમાં તમને કંટાળો આવતો હશે."

"નહીં, નહીં," વીરબાઇજી બોલી ઉઠી "હમણા લગણુતો તમે તમારા બાવાનીજ વાત કીધી પણુ તમારી પોતાની હકીકત સાંભળવા હું ઘણી ઇંતેજાર છું."

દસતુરજી બોલી ઉઠયા "ને હુંબી જાણુવા માંગુંછ કે આટલી બધી હાડમારીમાં તમે આવી કેળવણી લેવા કેમ પામ્યા?

"જો તમો મેહેરબાની કરી ધીરજથી સાંભળશો તો તે કહેવા હું તૈયાર છું. આ કેળવણી મારા બાપ તરફથી મળી નથી. બાવાજી જ્યારે ચીનમાં રખડતા હતા ત્યારે તેવણુને એક બુઝરોગ પારસી વેપારી નામે હોરમસજી સાહેર સાથે દોસ્તી પડી હતી. એકવાર એક ચીનાએ હોરમસજીનો જાન લેવા સારૂં મોટી છરી ઉંચકી પણુ બાવાજી આ ચીનાને વળગી પડયા અને પોતે જખમી થઇને હોર-

મસજી સાહેરનો જાન બચાવ્યો. આ હોરમસજી સાહેરની મેહેરબાનીથી હું મારી કેળવણી લેવા પામયો છું. જયારે બાવાજી મોતને બીછાને પડયા ને અમારે ખાતર કકળવા લાગા ત્યારે આએ હોરમસજી સાહેરે અમને પોતને ત્યાં રાખવાની કબુલાત આપી અને તેમ કરીને અમુને ઘણી જતનથી કેળવ્યાં. તેવણુ નરા છરા હતા. એટલે અભ્યાસ કરવાની મારી ખુશી જોઇને મારી સાથે જરમની સુધી આવ્યા. અહીં કમભાગયે મારી બેહેન ગુજરી ગઇ અને છ મહીના પછી મારા મુરબી હોરમસજી સાહેરબી ગુજરી ગયા."

આ ઠેકાણે વીરબાઇજી દલગીર દેખાઇ પણ લીમજીએ પુછયું "પણ હોરમસજી સાહેરની બધી દોલત કયાં જતી રહી?"

"વારસો બધું ઉંચકી ગયા. હોરમસજી વીલ કીધા વગર મરી ગયા. તેવણુને અચબુચ ખુરસી ઉપર બેઠાં બેઠાં લકવો થઇ આવ્યો. તેવણુના ભાઇનો દીકરો જે કાયદાની રીતે વારસ હતો તે આવ્યો અને બધું પોતાને સ્વાધીન લઇ મને ખરચ સારૂ પાંચસો રૂપીઆ આપીને પાછો ચાલ્યો ગયો. તે દીવસથી હું મારી રોટી માટે રાત દીવસ મેહેતન કરૂં છું."

આ ઠેકાણે લીમજી બોલ્યો "પણ તેમ કરવાની કશી જરૂર નથી. જો તું ચાહે તો કાલનો કાલ મુંબઇ જઈ ગ્રાંટ મેડીકલ કાલેજમાં દાખલ થાય અને તારો સઘળો ખરચ આપવા હું તૈયાર છું."

લીમજીની આ માગણીનો કશો ઉતર આપવા વગર અરદેશર બોલ્યો "મારા સંબંધમાં કાંઇબી ફેરફાર હાલ થઇ શકશે નહીં. હજુબી થોડીક મુદત સુધી શાપુરજી શેઠને ત્યાં નોકરી કરવાને હું બંધાયલો છું."

લીમજીના ભવાંનો ચાલ્લો વળી પાછો ચહડયો હતો. પણ વળી પાછા કસ્તુરજી વચે પડયા.

"લે ચાલો ચાલો, આજે જેટલી વાત થઇ છે તેટલીજ બસ છે, થોડા દહાડા જવા પછી વળી પાછું જોઇશું."

આ પછી સઘળાં પોતાને ઘરેબારે ગયાં. લીમજી શેઠ અને અરદેશર વચે સગા પીત્રાઇનું ખેશીપણું છે એ વાત એક દીવસમાં શેહેરમાં પંથરાઇ ગઇ, અને અલબત્ત ચુનોચરા થવા લાગી. જે માટે ઘરનાં કુટુંબો આએ ગરીબ માસ્તર ગમ નાકના ટીચકાં ચાહડાવતાં હતાં તેઓ હવે અરદેસર આમો મળે ત્યારે હસીને ડોકું નમાવવા લાગ્યાં.

અરદેસરે ઠરાવ કીધો હતો કે કે બીજા ત્રણ મહીના જવા બાદ શાપુરજી એલાવીઆને ત્યાંની પોતાની મુદત ખલાસ કરીને મુંબઇ ડાકટરી કાલેજમાં સપટેમબર માસમાં સામેલ થવું. તેણે ગણત્રી કરી હતી કે જો તે બધી પરીક્ષાઓમાં ફતેહમંદ નીવડશે તો પછી ચીંતાનું કાંઇ કારણ રહેવાનું નથી. શાપુરજીની નોકરીમાં મળેલો પગાર કરકસરથી રહેવા માટે અને જોઇતી ચોપડીઓ વગેરે ખરીદવા માટે બસ હતો. વળી તે પોતાના અભ્યાસ અને ખંત ઉપર એટલો મુસ્તાક હતો કે સ્કાલરશીપ મેળ-

જમાં મેળવવાની તેની ખાતરી હતી. આગસ્ટ પુરો થતામાં શાપુરજીને ત્યાં તેને પંદર માસ થવાની મુદત વહી ગઇ હતી. પુતળાંને લેસન આપ્યા ઉપરાંત તેને એટલો બધો વખત મળતો હતો કે તેણુ પોતાનો ડાકટરી અભ્યાસ અત્યારથીજ ચાલુ કીધો હતો.

એનીમેર લીમજીભાઇ મુંબઇ જઇને ડીગ્રી મેળવવાના જે સટાકા હાંકતા હતા તે સઘળા હવામાં ઉડી ગયા હતા. પોતાની મીલકતનું કામકાજ કરવાને બહાને તેવણુ ભરૂચમાંજ હાલ તુરત તો ઠસી રહયા હતા. વળી અગરજો તેવણુ મુંબઇ જવાનું મનબી કરે પણ જે જગામાં પુતળાં વસે તેજ જગામાં અરદેસરને મેલીને પોતે મુંબઇ જાય એ ખમાઇ શકાય એવું ન હતું. તેણે ઘણીબી તજ-વીજ કીધી કે ભપકા સપકામાં પુતળાં સાથ શાદી થઇ જાય પણ ગામડયા શાપુરજી એલાવીયા જરા હીલ્યા નહીં. તેવણુ બહાનું લાવ્યા કે પુતળાં હજી ઘણી નાની છે અને પોતાના લાભની વાત સમજવાની શકતી ધરાવતી નથી, તેમજ લીમજીની આ નવા શોખ માટેની લાગણી જેવીને તેવીજ રહેશે તેની જામીનગીરી નથી, માટે બેહેતર એ હતું કે તે વાતજ એક વરસ પડતી નાખવી. તેટલામાં પુતળાં મોટીબી થશે, એનાં લેસનોબી પુરાં થશે ને જે હશે તે ઠેકાણે આવી જશે. "લેસન" એ શબ્દ સાંભ-ળીને લીમજીને આંઝ ચહડી.

"બાવાજી, તમે એ લેસન, બેસન શું કરયા કરોછ? હું, દસતુરજી, વીરબાઇ બધાંનું એકજ મત છે કે અરદેસરને અહીં એવી હલકી નોકરીમાં ચાંપી રાખીને તેના હવે પછીના અભ્યાસમાં તમે મોટી ખલલ કરોછ. વળી છોકરીની જાતને ફારસી શું ને ફ્રેન્ચ શું? મને તો લાગેછ કે તમે એને છગાવીને તદન રદ બાતલ કરી નાખશો."

શાપુરજી અંડકાર ખાઇને બોલ્યા "તે તો બા મારૂં કામ છે. ધણીઆણી તરીકે તને નહી પસંદ આવે તો મારી કાંઇ જબરદસ્તિ છે? વળી તારો પીત્રાઇ એક બોલનું માણસ છે. એણે સવા વરસનું "ગીરમીટ" કીધુંછ તે એ પુરૂં કરશે ત્યાં વગર અહીંથી ખસવાનો નથી. એ તારો પીત્રાઇ જાહેર થયો ત્યારથી બધાં એને બોલાવ બોલાવ કરેછ પણ હું તો એની કીમત અગાઉથીજ પીછાની ગયો હતો."

"તારે શાપુરજીબા, તમે તો માણેકશાહને જોયા હોશે, એટલે અરદેસર તેવણનોજ છોકરો છે તેનો અજબ તમને વહેમ નહી ગયો? બધાં જાણ કહેછે કે એનો ચેહેરો એના બાપને ઘણો મળતો આવેછ."

"તેં કેમ જાણ્યું કે વહેમ નહીં આયો? અરે જારે છોકરા, મેં તો પહેલે દહાડેથીજ ગાંઠ વાળ્યો હતો કે અરદેસર કોણ છે, બીચારાપર ઘણો ગેરઇનસાફ થયો."

હીમજી ફગલાઇને બોલ્યો "હું બી તે કબુલ કરૂં છ, પણ અરદેસર એવો એંટાલ છે કે મારી કશીબી મદદ લેવા ના પાડે છે. હું મારાં એસટેટમાંથી સારો હીસો એને આપવા કહું છ પણ એ સમજતો નથી. તમારો પગાર મળે છે તે ઉપરાંત એની પાસે ખાખ નથી."

"નથી કેમ? એનું ભેજું છે તે એક સોનાની ખાણુ છે, લાવોની આજેબી એ કબુલ કરે તો એને મારો ભાણ્યો કરીને મારી સાથે સદાનો મારાં ઘરમાં રાખું."

હીમજી જબરદસ્ત ભડકયો. "અરે પણ તે જ્યારે એવો હોશયાર છે ત્યારે આવાં ગામડાંમાં રહીને શું કરવાનો છે? એને તો દુરદરાજ મોકલીને સારીપેઠે કેળવવો જોઇયે."

"હા, હા, તે હું બધું સમજું છ. એજ શીખશે ને કોટવાલના કુટુંબનું નામ રાખશે, યાદ રાખજે. ડાકટર દીનશાહ એને પોતાને ત્યાં રાખીને શીખવવા કહેછ તેબી એ ના પાડેછ પણ મેં એને કહેલું છે કે જો મુંબઇમાં એનું કાંઇ નાહીં ચાલે તો સુખેથી મારે ઘરે પાછો આવે."

ઉપલી વાતચીતથી હીમજી એટલો તો ગભરાયો કે આખરે પોતાની ખુશી ઉપરાંત પોતાની બેન વીરબાઇ સાથે મસલત કરવાની તેણે જરૂર જોઈ.

## પ્રકરણ—૧૬.

### વીરબાઇજીને પટાવટ.

"બેન, અરદેસરને તારી સાથે ઘણું સારૂં છે તો તું એને કાંઇબી કરીને સમજાવની? મુંબઇ જઇને મોટો અભ્યાસ શરૂ કરીને નામ કહાડવાને બદલે આએ ગામડયાના ઘરમાં ઢુકરખોરની કાની પડી રહયો છ તેથી આપણાં કુટુંબને કેવું ખરાબ લાગેછ?"

"ભાઇ, તું શું ગટમાં લોટે છ તે હું બધું સમજુંછ. તું એને અહીંથી કાંઇબી કરીને ખેરવવા માંગેછ પણ જરાક વીચાર તો કર કે પુતળાંની ઉપર તુંને વીશ્વાસ નહીં હોય તો પછી એ છોકરી તારી ધણીઆણી થવાને લાયકની કેમ ગણાય? જરા ધીરજ રાખ, તારી હાલત ઉપર એ છોકરી. ને એનો બાપ ગીધની માફક વળગી રહેશે."

"તમે ઓરત જાતની બધી અક્કલ એક બીલ્લસનાં માથાબાનામાં. તું પુતળાંને ઓળખતી નથી, સાધારણ ઓરત જેવી તે ઓરત નથી. આએ અરદેસર તેની સાથે એકજ ઘરમાં રહે તે મને જરાબી પસંદ નથી. તારેથી બને તો મને મદદ કર."

'ખરૂં કહું તો મને આએ પુતળી જરાબી ગમતી નથી, પણ મને નક્કી ગુમાન છે કે એ તારે માથે ઠોકાઇ. અરદેસરની એ છોકરી સારૂં જરાબી ઇચ્છા હતે તો આજ સુધી બેસી નહી રહેતે."

"અહેખાઇ, અહેખાઇ, બીજું કાંઇ નહીં. રે ખોદા, શું આએ બેરાંઓને એક એક ને સારૂં વેર છે? વીરબાઇ તારૂં ગમે તેવુંબી મત હોય પણ મારેથી એ છોકરી વગર જીવાવાનું નથી. આએ અરદેસરને એનાજ ઘરમ રહેવા દઇને હું મુંબઇ જાઉં? કબુ નહીં. વીર એટલું, મારૂં કામ નાહી કરે? કંઇબી કરીને અરદેસરને સમજાવ કે એ અહીં માસતર તરીકે પડી રહયોછ તેથી આપરાં કુળને ખરાબ લાગેછ."

"ઠીક છે, તારે ખાતર હું અજમાવી જોએશ પણ કંઈ વળવાનું નથી તે યાદ રાખજે."

પોતાની કબુલાત મુજબ, પહેલી તકે વીરબાઇએ અરદેસરને પટાવ્યો પણ એક રજભારબી ફાવી નહીં.

અરદેસરે ઠંડે પેટે ઉતર દીધો "બેન તમે લોક ઇચ્છોછ તેવું કોઇ કાળે બને નહીં. હું શાપુરજી સાથે સવા વરસની મુદત સુધી બંધાયલો છઉં. માંરી કબુલાત હું તોડી શકતો નથી ને તોડવા માગતો નથી."

"પણ તમારા બાવાજીને થયલો ગેરઇનસાફ અમે ધોઇ નાખવા માગ્યેછ તેમાં તમે ખલલ નાખોછ તેથી અમારૂં દીલ દુખેછ, અમને શરમ લાગેછ તેનો તો તમે કંઇજ ખ્યાલ કરતા નહીં?"

"ઘણો ખ્યાલ છે. હું તે વીશે તમો ભાઇ બેનનો ઉપકાર માનુંછ. હું કાંઇ મગરૂરીને ખાતર ના પાડતો નથી. આપનું લેવું બધું સરખું છે. પણ મારે બીજાબી વીચાર

કરવાના છે. મારા બેહેસ્તી બાવાજીને એક ગુનેહગારની કાની ગાળબેલ દઇને કહાડી મુકયા, તેવણુની આજુજીઓ કચરાની ટોપલીને હવાલે કરી, પોતાનામાં જણ્યા ભાઇએ તેવણુને પરદેશમાં મરવા દીધા, અને હવે તે પૈસા હું વાપરૂં? નહીં. મારાં આંગળાંબી બળી જાય.”

“પણુ સમજો, અરદેસર, આએ પરીક્ષામાં તમે નાપાસ થયા તો?”

“કશુ નહીઁ, મારા મરહુમ મુરબ્બી હોરમસજી સાહેબનાં નામને હું એબ લગાડું એવો નથી. પણુ ધારો કે નસીબે યારી નહીં આપી તો પછી હું મારી બેન વીરબાઇ પાસે આવશ અને જે મદદ હું હમણુા ના પાડું છ તે અછી માંગી લેવશ ને મારી બનતી જોગવાઇએ મારૂં દેવું પાછુ અદા કરશ.”

“પણુ મારી પાસે કાંય, લીમજી પાસે કાંય નહીઁ? તેને મનમાં ઓછું નહીં આવશે.”

“કદાચ તેમ થાયબી, પણુ તેવણુના કરતાં તમારો દેવાદાર થવાનું હું વધારે પસંદ કરૂં. જોકે કોઇનોબી દેવાદાર થવાને હું રાજી નથી.”

અરદેસર જવા ઉઠયો પણુ વીરબાઇના ચેહેરા ઉપર નાખુશીની નીશાન જોઇ અચકાને ઉભો. વીરબાઇ બોલી.

“પણુ એટલી બધી ઉતાવળ શું છે? કોઈ દહાડે તમે ઠરીને એક કલાક બેસતા નહીં. જારે હોય તારે તમને ખેંચી મંગાવવા પડેછ.”

"બેન, તમે ઇચ્છો તો આખો દહાડો બેસું, પણ હું કેમ જાણું કે તમુને ગમશે. ખરી વાત એ છે કે હમણાંજ મુંબઈથી મારી ચોપડીઓનું પારસલ આયુંછ ને તે જોવામાં મારો જીવ ભરાયોછ."

"શું ચોપડીઓ? વરી કાંઈ પુતળાંને કેળવીને કન કરવાનાં ચીથરાં હોશે?"

"નહીં, એ બધી ફ્રેન્ચ ને જર્મન ભાષમાં વેદાંત ચોપડીઓ છે."

"જરા બેસો, અરદેશર હું તમારી સાથે એક બેન તરીકે ખુલાસાથી વાત કરવા માગુંછ. આજે તમને રોકવામાં મારી કાંઇ મતલબ છે. જો ગુસ્સો ના કરતા, પણ જે છોકરી ઉપર મારા ભાઇ હીમજીએ પોતાની આશા બાંધીછ તે બાબે મારે તમુને કાંઇ પુછવુંછ."

અરદેસરને આ શરૂઆત જરાબી ગમી નહીં પણ બેસવા સીવાય ઉપાય નહીં હતો. વીરબાઇ તેના પાસામાં ભરાઇને બેઠી અને બેનના હકથી તેનાં ખભાં ઉપર હાથ મુકીને બોલી.

"મારા ભાઇનો જે વીચાર છે તેની તમુને તો ખબર પડી હોશે?"

અરદેસર હુશીયાર થઇ સાવધ બેઠા.

"નહીં, જરાબી નહીં. એ બાબદ વીશે હું કશું જાણવા માંગતોજ નથી. હીમજી એ વીશે કાંઇ બોલ્યા

હતા ખરા પણુ મેં તે સાંભળવાની અને યાદ રાંખવાની ના પાડીછે."

"પણુ કાંય? તમારી રીત મને સમજ પડતી નથી. એક ભાઇના સુખને વાસતે બેન તમારી સલાહ પુછે તેમાં એટલા બધા કાનપર હાથ મુકવાનો સબબ શું છે? લીમજી મારા કરતાં ૭ વરસ નાનો છે ને હું એની માએની કાની એને રાખુંછ."

"વીરબાઇજી, જો મારૂં મત પુછો તો લીમજીભાઇ તમારા કરતાં દશ વરસ વડો લાગેછ. એવણુના ચેહરાની જુવાની બધી ઉડી ગઇછ, ચીંતાથી એવણુનો ચેહરો એ-ટલો ચીમરાઇ ગયોછ કે તેના કારણુ માટે હું વારેઘડીએ અજબ રહુંછ. બેન, તમારા ચેહરામાં સફાઇ છે ને તમા-રો દોસ્ત થઇ રહેવા હું ખુશી છઉં. હું તદન એકલો છઉં ને તમે મારી ઉપરબી જરા બેનની નજર રાખશો તો મારી ઉપર મોટી નવાજેસ કરશો."

આ સાંભળી વીરબાઇ લાલ લાલ થઇ ગઇ પણુ અર-દેસરનો હાથ પોતાની આંખમાં ચાંપી બોલી:—"ને મનેબી તમારા જેવા ખરા હેતવંતા ખેશીની જરૂર છે. તમારા આવ્યા પછીથી મારી હીમ્મત બેવડી વધીછ. પહેલે દહાડે મેં તમુને જોયા તારથીજ તમે મારી આંખમાં સમાઇ ગયા. આહ! આએ મારૂં બાપીકું ઘેર એક વખત મને છોડી જવું પડશે એ વીચારથી મારી છાતી ફાટી જાયછ. આવું ઘેર એક ગામડીઆણુ છોકરી શું સમજવાની હતી."

"કોણ? શું તમે પુતળાંને વાસ્તે બોલોછ? અરે એ છોકરીને શેઠાણી તરીકે ભપકો મારતાં ને ચાકરોને ધમકાવતાં નહીં આવડશે પણ એક ખરી ટેસ્ટવાળી બાનુ તરીકે ભીમજીભાઈની તો શું પણ મોટા ઉમરાવની મોહરદાર થવાને તે સરજેલી છે."

"ઓહો! તારે આએ છોકરીએ તમારૂંબી ભેજું મારા ભાઇની કાની ચેરવી મુકયુંછ? એ ઢીંગલીમાં ઓહો જાણે એટલું બધું શું છે?"

"તમે વસી જુઓ તો જાણો. મારે મનથી તો એ ટાઢના થથરતા દહાડામાં તડકાંના આશીરવાદ સમાન છે."

"અરે બસ હવે—તમે લોક એનાં ગોળ ગોરાં મોહોડાં ઉપર મરી ફીટોછ" વીરબાઇ ખભરીને બોલી.

"બેન, હું જોઉંછ કે તમારા દીલમાં ઓછું આયું. પણ તમેજ વાત કહાડી."

"તમે કહેવા માંગોછ કે એ છોકરી એટલી સરસ છે કે મારો ભાઇ એને લાયકનો નથી?"

"હું શું બોલું. મારેથી જુઠું તો બોલાય નહીં. હા તેવું મારૂં મત છે ખરૂં. એ લોક એક બીજાને લાયકનાં નથી. મારા વીચાર પ્રમાણે પુતળાંજેવી છોકરીએ પરણવુંજ નહીં જોઇયે."

વીરબાઇની જીભની અણીપર હતું કે અરદેસરને પુછે કે જ્યારે તમે આ છોકરીનું હીત એટલું બધું હૈડે રાખોછ તો તમે પોતેજ કાંય એની સાથે પરણી જતા નથી. પણ તે પોતાની લાગણી અટકાવીને બોલી.

"અરદેસર, એકજ વાત સાંભળી લેઓ. એ છોકરી મને ગમતી નથી પણ ભીમજી એના ઉપર ગેલો દીવાનો થઈ ગયોછ. એને ખાતર તો એ મુંબઈ જવા ના કહેછ. પણ જો તમે કબુલાત આપો કે તમે એનો ઘાન. બગાડશો નહીં તો કાંઇબી કરીને એને મુંબઇ મોકલું."

"હું ધ્યાન બગાડું?"

"એટલે જે ભીમજીની ગેરહાજરીમાં તમે આ છોકરીનું— પણ નહી, વળી તમને ગુસ્સો આવશે. હું ધારૂંછ કે ભીમજી મુંબઈ જાય તે વખતે તમેબી જાઓ તો બધાંને ઠીક પડશે. જો નીરાંતે વીચાર કરજો."

## પ્રકરણ—૧૭.

### જરૂરી ખુલાસો.

એ બધું તો ખરૂં પણ હાલના હીંગામમાં પુતળાંનાં મનમાંથી શું પસાર થઇ જતું હશે? કહેવાનું ઘણુંજ મુશકેલ છે, કારણ કે પુતળાં પોતેજ પોતાનાં મનની હાલત અથવા ઇચ્છાઓથી નાવાકેફ હતી. અત્યાર લગણ એ છોકરીનું મન અને બદન એક બટ ગુલાબની કળી- ની મીસાલ બંધીઆર હતું પણ અરદેસર સાહેરના આવ્યા

પછી જરા જરા એ ગુલાબ ખીલવા માંડયું હતું. શાપુરજી બોલાવ્યા તો બચારા આવાને આવાજ બોલીઆ ગપાટ એટલે પુતળાંને હજી બાળક સમજતા હતા પણ શેઆની પુતળાં બાપ ઉપરના પોતાનાં સઘળાં હેત છતાં જાણુતી હતી કે બાવાજી તદન ધલ્ભુસ છે.

અરદેસર સાહેરના ભરૂચ આવ્યાને વરસ થઈ ગયું હતું અને તે અરસામાં મોટો ફેરફાર થઇ ગયો હતો. અગાઉ તે બચ્ચાં જેવી લાગતી હતી પણ હમણા તે વીચારવંત અને કોઇ વાર લગાર ચીંતાતુર દીસતી હતી. જેમ જેમ અરદેસરની પંદર માસની મુદત ખૂલાસ થવા આવી તેમ તેમ પુતળાં વીચારમાં પડી કે તે મુદત પછીની જીંદગી કેમ પસાર થશે—દહાડા કેમ જશે.

એક દહાડે તેઓ સાંજના પોતાના અભીયાસ ઉપર બેઠેલાં હતાં, ધના ડોસાં દુરથી બારી આગળ બેશીને આંખે ચશમો અને માથે પાટો લગાવીને સીવતાં હતાં એટલામાં અચબુચ પુતળાંએ ચોપડી ઉપર હાથ મુકી દીધો અને બોલી.

"તમે જાણોછ, અરદેસર, કે આપરા અભયાસમાં હું કોઇ દહાડે ખલલ કરતી નથી. પણ આજે ધનામાસી જરા દુર રોકાયલાં છે તેથી મને બે વાત પુછવાની રજા આપશો? મને તાલમેલથી બોલતાં આવડતું નથી તેથી કદાચ કંઇ બેવકુફાઇ થઇ જાય તેની અગાઉથીજ માફ માગુંછ."

"બેન, બોલોની શું છે? હું ગરીબ માણુસને ગુસ્સો કેવો હોય?"

"જો મારૂં ચાલતે તો હું હરગેજ આએ સવાલ તમને નહીં પુછતે. પણ હું શું કરૂં. બીજાંઓએ મને ઢેડનું ગાડું આગળ કીધુંછ.. તમારાં સગાં મને કહેછ કે અમે તમુને અંહી ચાંપી રાખ્યાછ તેથી તમારા હકમાં મોટું નુકસાન કરીએછ."

"કીઆં સગાં?"

"તમારા કાકાનાં દીકરી વીરબાઇજીએ તે દહાડે મને ને બાવાજીને ખખરાવી નાખ્યાં કે એક ખાનદાની માણુસને આએ પ્રમાણે—પણ હેવો બાવાજીજ આયા. બાવાજી સારૂં થયું કે તમે મારી મદદે આવી પહોંચયા. કાલે વીરબાઇજી કહેતાંતાં તે હું મી૦ અરદેસરને કહી સંભળાવતી હતી. હું અરદેસરને તમારો વીચાર કહેવા જતીતીજ કે પોતાનું કાંઇબી ભલું થતું હોય ને મુંબઇ તુરત જવાથી કામ સુધરતું હોય તો અમારે થકી રોકાવું નહીં."

શાપુરજી દીકરીને પસવારીને બોલ્યા "અરે છોકરી, તું એ ગડબડ ગોટો સમજે નહીં. હીમજી નેવીરબાઇજી બેઉ એનો એજ રદનુ રોટલો રોજનો રોજ કર્યા કરેછ. એ લોકના મનમાં એમ છે કે કોઠવાલના ખાનદાનનો એક નબીરો આપરે તાંહાં વહીતરૂં કરે તેથી એ લોકનાં કુટુંબને એબ લાગેછ."

હવે અરદેસર વચ્ચે બોલી ઉઠયો "બાવાજી, તમારો ખ્યાલ ખરો છે પણ બીજાઓ આડું તેડું બોલે તેમાં મારો વાંક નથી. પુતળાંબાઇને થોડું ઘણું શીખવવામાં મેં જે મદદ કીધીછ તે સારૂં હું મગરૂર છેઉં પણ મારૂં સાંભળી લેઓ. તમે પોતે મને અહીંથી કહાડવા માંગતા હો તો હું કાલે જવા તૈયાર છેઉં પણ મારી પોતાની જવાની ખુશી નથી."

પુતળાં બોલી "પણ વીરબાઇજી ઘડી ઘડી કહેછ કે તેથી તમુને નુકસાન થશે તે વાત મને પસંદ નથી. મી૦ અરદેસર, અહીં રહેવાથી તમારાં ભવીશને અલવલ આવતી હોય તો અમારો કાંઇ વીચાર ના કરતા" આ પ્રમાણે પુતળાં બોલી ખરી પણ તે વાર તેણીની આંખોમાં પાણી આવી ગયાં હતાં.

"બેન, તે મારૂં કામ છે. તુરતને તુરત જવાની કશી જરૂર નથી. મારા મેહેરબાન દોસ્ત ડાક્ટર દીનશાહના હાથ તળે મેં મારો અભીયાસ ચાલુ રાખ્યોછ ને જ્યારે હું મુંબઇ જવશ તયારે કાલેજમાં દાખલ થવાની કશી અડચણ પડનાર નથી."

ત્યારે સેવટે નક્કી થયું કે અરદેસરે પોતાની મુદતના બાકીના ત્રણ મહીના ભરૂચમાંજ કહાડવા. ભીમજી તો ઘણીજ આનાકાનીથી મુંબઈ ગયો હતો. દસતુર દીનીઆરજી પોતાની માતાને મળવા સુરત ગયા હતા અને વીરબાઇજી પોતાના ઘેરમાંથી આગા બાહાર નીકળતાં નાહીં હતાં.

એટલે ઘણુંાંખરાં અરદેસર ને પુતળાં એકલાં પડી ગયાં હતાં. પણ શાબાશ છે ભલા અરદેસરને કે આ સઘળી તક છતાં તે ખાલેસ મનથી ફકત પોતાનાં કામને વળગી રહેવા સીવાય બીજો કશો વીચાર કરતો ન હતો.

---

## પ્રકરણ—૧૮.

### મનની ગુચવણુ—અરદેસરનો ઠરાવ.

દહાડા નીકળી ચાલ્યા. મુલકમાં દુકાળ પડયો હતો. ઘઉંનાં ખેતરો સુકાઇ ને છોડાં થઇ ગયાં હતાં અને શાપુરજી રોજ પાતાનાં ખેતરોમાં જઇને બળાપો કરતા હતા. તે છતાં લીમજીના ઘરની આવક કોઇ રીતે ઘટી ન હતી. ગામના લોકના કહેવા પ્રમાણે લીમજીની આવક કંઈ નહી તો ઓછામાં ઓછી વરસ દહાડે લાખ રૂપીઆની હશે. ભરૂચના મોટે મોટે ઘરના લોક લીમજીને જમાઈ તરીકે ઘસડવાને ભુખ્યાં વરૂની કાની તલપી રહયાં હતાં. અને તોબી લીમજી પુતળાંને સારૂં ચાલી ચલાવીને માંગણી કરવા આવ્યો તેને શાપુરજીએ બરાબર જવાબ આપ્યો નહીં! શાપુરજી હવે અંદેશો કરવા લાગ્યા કે જરા ચુક થઈ ખરી. એ છોકરાને ઓંહાંસ કરીને મુંબઇ મોકલ્યો ને તાંહાં ગીઆ પછી નજર ફરીબી જાય. મોટે ઘેર પુતળાં પરણી જાય ને મોટી શેઠાણી થાય ને જગ વાહ વાહ કરે તે બધું શાપુરજીએ ઉતાવળા થઇને અટકાવ્યું એ કંઇ ઠીક થઇ થયું નહીં.

આ વાર શાપુરજીને પોતાના ગુજરેલા ભુચાની—પોતાના આદી વારસની યાદ આવી અને તેવણુ બહુ મુંઝાયા. પણ જે બની તે કાંઈ નહીં બની થવાની છે? પુતળાંને ઘેર ભુચો આવશે તેબી પોતાનોજ કેની?

જ્યારે તેવણ ઘેર પાછા આવ્યા ત્યારે આગલા ઓરડામાં પુતળાં બેઠેલી હતી. તેણીના હાથમાં એક કાગલ હતું.

"શું છે દીકરા? એ કોણનું કાગલ?" તેવણે ગમગીન જીવે પુછયું. આ કાગલ ધીમજીના તરફથી હતું માટે તેમાં તે જણાવતો હતો કે પરીક્ષા પુરી થઇ છે અને તે આવતી કાલે પાછો ભરૂચ આવનાર છે. કાગલ ધ્યાનથી વાંચીને શાપુરજી બોલ્યા.

"દીકરી, એજ બાબેની વાત કરવા હું હમણા તારા ઓરડામાં આવ્યો. ધીમજીના દીલની મુરાદ શું છે તે એણે મને ઘણા મહીના થયા કહી હતી પણ મેં તારી આગળથી તે છુપાવી રાખી. જો સાંભળ દીકરી. ધીમજી આવે ને તારો વીચાર પુછે તો ના કહેતી રખે. કહેજે કે મારા બાપનીબી સાત વખત ખુશી છે. મારૂં મન આજે ઘણું ઉદાસ છે પણ તુંને સારે ઠેકાણે ગોઠવાયલી જોવશ તો મારા જીવને ઘણો કરાર થશે."

"પણ બાવાજી."—

"ચુપ રહો—મારાં જીગર. હું જાણુંછ કે તું તારા ગામડયા બાપથી અલગ રહેવા માંગતી નથી. પણ છોકરીની જાત પરણેલી સારી. હું જીવી જીવીને હજુ બીજાં કેટલાં વરસ જીવવાનો છઉં? મારી હૈયાતીમાં તારૂં સુખ જોઉં એવી મારી ઉમેદ છે. કોટવાલનું ખાનદાન મોટું છે પણ તું કંઈ છેક ખાલી હાથે સાસરે જશે નહીં."

પુતળાં બચારી શું કરે. હા કહેવું કે ના કહેવું? બાવાજીએ હા ના ની ખુશી પુછીજ નહી હતી. તેવણુ તો બસ મન સાથ નકી કરીને આવ્યા હતા. વધુ તકરાર થાય તે આગાઉ ધનામાસી ઓરડામાં આવ્યાં અને તે લાગ જોઇને શાપુરજી સટકી ગયા.

પણ તેવણુ વ્યાંથી નીકળેલા પાધરાજ અરદેસરના ઓરડામાં ગયા જ્યાં તે પોતાની 'મેડીકલ' ચોપડીઓ વાંચવામાં ગુંતાયલો હતો. અરદેશર ઝટ ઉઠીને શેઠને ખુરસી આપી અને આગળ બેઠો.

"અરદેસર, આવતી કાલે લીમજી આવેછ. કહેજે એ પરીક્ષામાં ગીયોતો ને બધું બરાબર છે. એ કાલે શું કરવા આવેછ તે તું જાણેછ કેની?"

"નહીંજી તે મારૂં જાણવાનું મારૂં કામ નથી."

"તું એમ ધુખરાયલાં છાણાની કાની મારી સાથ વાત કરેછ તે મને ગમતું નથી. હું તારી સલાહ લેવા આયોછ. લીમજીએ પુતળાંના હાથનું માગું કીધુંછ. એ બે જણુ જબલીઆં ઉતાં તારથી સાથે રમેલાં ને ઉધરેલાં છે. એ ખાનદાની છે પણ મારી છોકરી સાત ખાનદાનને શોભાવે તેવી છે. એને મેં મારી આંખ આગળથી ખસાડી નથી ને હવે જારે એને પરણાવવાનો વખત આયોછ તારે મારાં મનની ગુચવણ ભાગતી નથી. જો પુતળાં પરણી જાય ને પછી સુખ નાહીં જોય તો મારો જીવ જતો રહે. સાચ્ચું કહે અરદેશર, લીમજી વીશે તારૂં શું મત છે?"

"હું દલગીર છેઉં, બાવાજી, કે હું એ બાબદમ મત આપી શકતો નથી. મારા કરતાં તમે ભીમજીને વધારે વધારે ઓળખોછ."

"નહીં—પણ મારા સમ—ખરૂં કહે."

"હું એટલું જાણું છ કે પુતળાંબાઇ ઉપર એનો ઘણો જીવછે. વીરબાઇજીબી પોતાના ભાઇ ઉપર ફીદા છે. વળી મારા બાવાજીને થયલો ગેરઇનસાફ દુર કરવાબી એણુ પોતેજ માંગણી કરી હતી તે તો તમને ખબર છે."

"પણ એ બધું ખરૂં પણ એ ભલા આદમીને મુંબઇમાં ઘોડાની સરત ફરતનું ચેટક લાગું છ."

"તે તો ખોદા જાણે. ગામના લોક એમ બોલેછ ખરાં પણ ભીમજી એક વખત કહેતો હતો કે પરણીને એ બધા ખ્યાલ છોડી દેશે."

"તેમ હોય તો સારૂં, પણ એક વખત એ લખ લાગો કે તે સહાબરો જવો મુશકેલ છે. એ લીધે હું ઘણો અંદેશામાં છેઉં. પણ ચીંતા નહીં કાજ કીધા અગાઉ આપરે એ વીશેનો સખત બંદોબસ્ત કરીશું. વળી પુતળાંબી એને ઠેકાણે લાવશે. પોતાના ધણીને આડે રસ્તે ચાલવા દે એવી એ નથી."

"તારે શું પુતળાંબાઇએ હા કહીછ?" અરદેસરે ઇંતેજારીથી પુછ્યું.

"હા તો નથી કહી, પણ ના કહે તેવુંબી નથી. એ જોડું ખોદાને બારથી સંધાયલું છે, આવું જોડું આખાં શેહેરમાં બંધાશે નહીં."

અરદેશર કાંઇ બોલ્યો નહીં પણ શાપુરજીના જવા પછી આ સઘળા મામલા ઉપર વીચાર કરવાને બહાર નીકળી પડયો. તેનું વમાસણ જો પ્રગટ શબ્દોમાં મુકયે તો નીચે પ્રમાણે વર્ણવી શકાય:—

આ મારાં મનની આટલી મુઝામનનું કારણ શું? શું હું પુતળી સાથ પ્યારમાં પડયોછ? નહી. તેમ તો નથી. કારણકે જો આજે તે મારા પગપર પડીને એવું માગે તો હું ના કહું તારે શું લીમજીને વીશે મારા મનમાં અદેખાઇ છે? પણ શું કરવા? તે મારી આડે આવતો નથી અને હું તેની અરાસે જતો નથી. અરે જીવ, આ બધું છે તારે તું ઉદાસ કેમ? પુતળી અહીં પરણે કે તાંહાં પરણે તેની સાથ તુંને નીસબત શું? આહ (!) તારે શું જાણી-જોઇને પુતળીને ખાડામાં પડવા દેઉં? છતી આંખે કીકીમાં ચાતરી ભોકું? જે છોકરીને મેં કેળવણીનું અમરૂત પાઇને આવી બનાવી તેને આ નાપાક છોકરાના હાથમાં ફસવા દેઉં? તેણીને રોકવાનો અથવા શાપુરજીના મનમાં સંદેહ ઉભો કરવાનો મને હક શો છે? નહીં—આજથી મારૂં મોહું ચુપ. જે થાય તે તેનું ને—ને મારૂં નસીબ. મારો નવો ધંધો મારી મોહોબત છે. આજારીઓને સાજાં કરવામાં મારી મજાહ છે."

---

## પ્રકરણ—૧૯.

### કસોટી.

અરદેસરે આ પ્રમાણે ઠરાવ કર્યો પણ તેને કસોટી ઉપર મેલવાનો વખત ન ધારેલો જલદી આવી પુગ્યો. શાપુરજીએ એકવાર ઠરાવ કીધો કે લીમજીને જમાઇ કરવો તો પછી તેવણ ધરીયા ધસાયા નાહી. તેવણે ફરીથી અરદેસરનું મત પુછયુંજ નહીં એટલે તેની તો જબાંજ બંધ થઇ ગઇ. પુતળાંને કાંઇબી કહીને તેણીને ચમકાવવાનું તેને ગમ્યું નહીં. તોબી તે ભરૂચમાં પડી કાં રહયો એ એક સવાલ છે. અરદેસરે વીચારયું કે મને વચ્ચે બોલવાનો હક નથી પણ ભરૂચમાં રહું તો એ લીમજીના ચેન ચાળા તપાસવા અને પુતળી ઉપર કાંઇ અણઘટતો લાભ લેતાં અટકાવવા કામ આવે કોણ જાણે કાલ કેવી છે અને કાઇબી ઘડીએ તેની મદદની પુતળાંને જરૂર પડે.

આ સઘળો વીચાર જ્યારે અરદેસર કરે છે ત્યારે રાતના બાર વાગેલા હતા. આખું ઘર સુમસામ હતું. અરદેસર ઉઠયો અને હળવેથી બહાર પડીને આગલા ઓરડામાં ગયો ત્યાં શીખવાની ટેબલ આગળ પુતળાંની ચોપડીઓ પડેલી હતી અને આગળ એક તેણીનો રૂમાલ પડેલો હતો. અરદેસરે આ રૂમાલ ઉંચકીને પોતાની આંખમાં ચાંપ્યો અને પછી તે પોતાને ગળે લગાડીને પોતાની છાતીમાં છુપાવ્યો.

સવારના જ્યારે તે ઉઠી કપડાં સજીને જમવાના ઓરડામાં ગયો તો પુતળી એકલી ઉભેલી હતી. તેણીએ તુરત આગલ વધીને અરદેસરના હાથમાં એક ફુલનો તુરો મુકયો.

"કેમ, આજે શું છે?" અરદેસરે અચરતીથી પુછ્યું.

"તમે નહીં જાણતા હશો પણ હું કેમ ભુલું. આજની તમારી સાલગરેહ તમને મુબારક થાઓ."

"મારી સાલગરેહ? તમે કેમ જાણ્યું?"

"મારા વહાલા ભાઇ, હું તમારી બેહેસ્તન બેનની જગા રાખું છ ને હું અંતઃકરણથી ઇચ્છું છ કે આજથી તમે મને તે મરનાર બેનની જગા રાખવા દેશો. એ તમારા દીલમાં ગમગીની શાની છે? હું જોઉં છ કે તમારો જીવ બેતાબ છે. મને નહીં કહો? હું? કોઇ આગળ નહીં બોલું."

"બેન મારી; જો મારી બેન હૈયાત હતે તો હું જરૂર તેને કહેતે કે મારો જીવ બેચેન છે. મેં અગાઉ તુંને કહયું હતું કે મને મુંબઇ જવા ગમતું નથી પણ હવે મેં મારો વીચાર ફેરવ્યો છે. મારો જીવ કંટાળી ગયો ને હું હવે તમારી રજા હોય તો જવા માગું છ."

"એ બધી ખરી વાત છે, પણ તારી બેન જીવતી હોતે તો તારાં ગળાં ઉપર હાથ મુકીને એમબી પુછતે, કે કાંય, આવી રીતે મન ઉતારો કરવાનું કારણ શું."

"હા તેમ પુછતે ખરી, ને હું જવાબ આપતે કે મારી ગમગીનીનું છુપું કારણ છે જે તેને કહેવાય નહીં."

"પણ વહાલા ભાઇ, એ કારણ દુર થઇ શકે એવું નથી ?

"નહીં—ને દુર—વાત બંધ કરીએ."

પુતળાં મુગી થઇ ગઈ પણ અરદેસરના આ દીલને ગમ અને તેના કારણ તે એક ખુલ્લી કેતાબ મીસાલ પામી ગઇ હતી.

---

## પ્રકરણ—૨૦.

### લાવ મારૂં લેહેણું ને જાઉં મારે ગામ.

અરદેસર સાહેરનાં મનની ઉદાસીનું વર્ણન થઇ શકતું નથી. તે સવારના પોહોરમાં ઉઠયો અને બગલમાં એક વાંચવાની ચોપડી લઇને બહાર ખેતરોમાં ફરવા નીકળી પડયો. સાંઇનાં તકીઆ આગળ આવી પહોંચતાં જોય છે તો સામેથી હીમજી આવતો હતો.

હીમજીએ ધસી આવીને અરદેસરને શેકહેંડ કીધી અને હસતું મોહ કરી બોલ્યો "ઓહો, કાકુભાઇ કેમ છો ? હજુ અહીંજ ડમકીયા કરોછ કે ?"

હીમજી આમ બોલતો હતો ખરો પણ તેનાં પેટમાં છરી હતી તે સાફ જણાઇ આવતું હતું.

"હા, હજુ છીએ તો ખરા, પણ હવે થોડાજ દહાડા. હવે જે દહાડા જાયછ, તેમાં આપરે ચાલીયા."

"પણુ અહી દીકરા, આએ તારા શું હાલ, તારી આંખમાં આવા ખાડા શાના? આએ તારાં નામીચાં કપડાં કોણુ સીવ્યાં? વેલાતથો કોઇ શાહ કટર બોલાવ્યો હતો કે?"

"ભાઇ, તું તારે ગમે એટલી મશકરી કર પણુ માણુસ જાતની કસોટી તેનાં કપડાં ઉપરથી થતી નથી. હું ગરીબ માણુસ એસકી કપડાં કયાંથી લાઉં. પણુ લીમજી બેઅદબી માફ છે. મે પેલા તમને પાંચસો રૂપીઆ તમારી મુશકેલી વખતે ઉછીકા આપ્યા હતા તે ભુલી ગયા હશો. હવે તે રકમ પાછી આપશો તો મેહેરબાની થશે. મને ઘણી જરૂર છે."

લીમજીને ઍરડે પાણી ઉતરયું. અરદેસરના શબ્દો તેને તીરની પેઠે લાગ્યા. આખરે લોહીનો ગોટ ગળીને તેણુ ઉતર દીધો.

"હું ઘણો શરમીંદો છઉં. બાવાજી ગુજરી જવા પછી મારી ઉપર ઉપરાસાપરી એટલા બધા ખરચ આવી પડયા કે હું કંઇ કરી શકયો નહીં. પછી મેં વીચાર કીધો કે તારૂં દેવું પગાર કરવા ઉપરાંત તુંને બીજી રીતે નવાજી નાખવો. પણુ તેં મારી માંગણી તીરસભાર સાથ ના પાડી એટલે બધી વાત મારા માથામાંથી સરી ગઇ, હું કાલે એ વાતનો બંદોબસ્ત કરશ."

"ચ્યીંતા નહીં. પૈસા જેવી નજીસ વાતની યાદ દેવાડવાની મારી ખુશી નહીં હતી. પણુ હું હવે જવાનો છઉં એટલે બીજો ઉપાય રહયો નહી."

"અરે તેમાં શું, મારો જીવ હમણા એવો ખુશાલ છે કે મને કશી વાતનો ગુસ્સો નથી પણ અદુભાઇ, હું ગયો તારે મારી એક મોટી દોલત, મારી આશા, મારૂં સુખ તારા કબજામાં સોપી ગયોતો તેમાં તું દગો તો રમયો નથી.?"

"એવું ગાંડુ ગાંડુ શું બકોછ, લીમજી? જો તમે પુતળાંબાઇને માટે આ પ્રમાણે બોલતા હો તો તમારે શરમાવું જોઇયે. ચાલો સાહેબજી."

પણ લીમજીનો જીવ ખુશાલ હતો એટલે શું? જયારે અરદેસર ઘર ભાણી વળ્યો ત્યારે બાગમાં શાપુરજી એલાવ્યા ફરતા હતા. તેવણે અરદેસરને બોલાવ્યો.

"કેમ, અદીબા લીમજીએ બધી વાત કીધી કે?"

"નહીં સાહેબ, હું કાંઈ જાણતો નથી."

"અરે ભલા માણુસ બધું ઠીક થયું. લીમજી ને હું ને પુતળાં બધાં ઘણા ખુશ છૈયે. ગમે તે પણ છોકરો ઘણો સારો. આજે સવારનાજ પુતળાં આગળ આજુજી કરીને રડી પડયો ને પુતળાંએબી હા કહી. હું તો જાણું કે એ મારી દોલત ઉપર કુદતો હોશે, પણ નાહીં. પેહલાંથી સાફ સાફ બોલી ઉઠયો કે મારી બધી પૈએ પૈ પુતળાનાં પોતાના નામપર કરી આપવી. અમે ગોઠવણ કીધીછ કે પુતળાંને તાંહ, જો છોકરાં આવે તો એની માએનો વારસો છે તે બધાં બીજાં છોકરાંને જાય. જો પેલી સામેથી પુતળાં આવેછ, જા, જઇને એને મુબારકબાદી આપ."

"નાહીંજી, આજે નહીં—આજે મારા જીવને સારૂં નથી. હું થાકીબી ગયલો છેઉં. હમણા એવણનો જીવ બધો પોતાના નવા પતીમાં ભરાયો હોશે તેમાં મારૂં કામ નહીં."

શાપુરજીએ આ પછી અરદેસરને ઘણોબી સમજાવ્યો કે તેને મુંબઇ જવાની કશી જરૂર નથી. પુતળાં સાસરે જશે પછી અરદેસર ઘેરમાં રાજ ચલાવશે પણ અરદેસર એકનો બે થયો નહીં.

"બાવાજી તમારી ઘણી મેહેરબાની થઇ. પણ હું કોઇના ઘેરમાં પડીને મુફતનો ખીચડો ખાવાને સરજેલો નથી. મારૂં બધું ધક મારા અભયાસમાં છે. મને ભરૂચ હવે કરડવા આવેછે. હવે તો મને જવાની રજા આપશો તો તમારી ઘણી મેહેરબાની."

"તે તો જેમ તારી મરજી. હવે મારી કશી અડચણ નથી."

અરદેસર ઘરમાં ગયો અને પોતાના ઓરડાનું બારણું માંહેથી બંધ કરી મન સાથ વીચારવા લાગ્યો:—

"ચાલો, હવે રાતના ઉજાગરા ને દીસના હાય સોસારાનું સેવટ આવી ગયું. હું પોતે તો આ અમરૂત ફળ ખાવાને પહેલાંથીજ ના પાડતો હતો પણ એક પાપી ચંડાળ તે ખાઇને બગાડે તેનો અટકાવ કરવાને મારો જીવ તલપતો હતો તેબી તક મારા હાથમાંથી જતી રહી છે. ખોદાનો જેમ હુકમ."

લીમજીને હર્ખ માયો સમાયો જાય નહી. તે સવારથી શાપુરજીને તાંહાં આવે અને આખો દહાડો પુતળાંની આગળનો આગળ રહે. રાતના ઘેર આવે તારેબી વીરબાઇજીની આગળ પુતળાંનીજ વાત. એક તો પુતળાંને નામે બેનને પેહેલાંથીજ અભરામજી હતા. તેમાં જ્યારે લીમજી ઘેરમાં ઓરડા સણગારવાની અને ફેરફાર કરવાથી વાત કરતો ત્યારે તેણીનું કાંહી જતું હતું. તે સારી પેઠે જાણતી હતી કે જે દહાડો જાયછ તેમાં આએ ગામડીયાની છોકરીને ખાતર તેણીને પોતાનું બાપીકું ઘેર છોડવું પડશે. લીમજીબી તેમજ ધારતો હતો. પણ તેને બેનની થોડીજ પરવાહ હતી.

કાંઇબી બહાને જો પુતળાં સાથ ચીથરાં પાડવાની વીરબાઇજીને જરાબી તક મળતે તો તેવણને થોડી ઘણીબી કળ વળતે પણ પુતળાંએ આવી તક આપીજ નહીં. તે જ્યારે પેહેલવેહેલી સાસરે મળવા આવી ત્યારે લીમજીએ બંગલામાં મોટા ફેરફાર કરવાની વાત છેડી પણ પુતળાંએ કાંઇબી મત આપવાને સાફ ના પાડી અને કહયું કે મોટાં બેન જે કરે તે ખરૂં. વીરબાઇજીએ ઘણાબી અણકા કીધા અને શાપુરજી ગામડીયા છે એવી અસેમસે ટકોર કીધી. પણ પુતળાં તેવણને પગે લાગી અને તેવણને પોતાની નનંદ નહીં પણ માએ તરીકે ગણવા માંગયું.

"વીરબાઇ માય, હું તો તદન નાદાન છેઉં ને તમારી આગળ કુચ બીસાદમાં નથી. તમારેથી તો ઘણું શીખ-

વાની મેં આશા રાખીછ. હું તમારો પડેલો બોલ ઉંચકી લેવશ, ફકત મારી ઉપર જરા મેહેરબાની રાખજો ”

વીરબાઇજી જરા નરમ પડીને બોલ્યાં “ અરે હારે માય, બધી વહુઓ પેહેલાં પરણીને આવે તારે એમજ કહે ને પછી સાસુ નનંદનો ચોટલો પીખે.”

“નહીં—નહીં—હું તેવી નથી. મને છ મહીના તપાસી જોજો ને પછી જો તમુને એક બોલ બોલવો પડે તો મને સુખેથી ખાસડું કહાડીને મારજો.”

પુતળાંની આવી નમનતાઇ આગળ વીરબાઇજી જરા પગ-ળીયાં અને સુચના કીધી કે તેવણ મુંબઇ પોતાનાં માસીને ઘેર જનાર છે માટે સાથે પુતળાંએબી આવવું કે લગન ટાંકણે જોઇતાં કપડાં વગેરે ખરીદવા માટે બની આવે. આ ગોઠવણ શાપુરજીનેબી પસંદ આવી અને જતી વખતે તેવણે પુતળાંના હાથમાં બે હજાર રૂપીઆની નોટ મુકી કે પોતાને મનપસંદ સાડીઓ વગેરે ખરીદ કરે.

“દીકરા પુતળાં, જે કંઇબી પસંદ કરે તેમાં વીરબાઇ માએનું મત પુછજે. જો એટલા પૈસા પુરા પડે નહીં તો મને બેલાશક લખજે. ખોદાના હુકમથી આપરે તાંહાં કંઇ મોટો ખાડો પડવાનો નથી.”

પણ જે ખુશીથી બાવાજીએ પુતળાંને મુંબઇ જવાની રજા આપી તે દીકરીને ગ્રાઝું ગમયું નહીં. તે તો આજ સુધી એમજ સમજતી હતી કે બાવાએ તેણીને ટાટે બાંધી

છે અને તેવણુથી છુટું પડતાં બાવાજી કોણ જાણે કેમ ઉંધે મસતક પડીને રડશે પણ બાવાજી તો દીકરીથી છુટું પડતાં સામા ખુશ દીસવા લાગ્યા એટલે આ હવા માંહેના કીલ્લા હવામાંજ ઉડી ગયા.

વળી લગન ધમધમ કરતાં માથે આવતાં હતાં તેબી કાંઇ પુતળાંને ઘણું ગમતું હોય એમ કહેવાય નહી. લગનની યાદ આવતાંજ તેણીને એક જાતની ફાળ પડતી હતી. તે લીમજીને નાપસંદ કરતી હતી અથવા લીમજીથી બીહતી હતી એમ અમે કહેવા માંગતા નથી. નાહીં—નાહીં—તેથી ઉલટું તેઓ બચગીના દોસ્ત હતાં અને લીમજી જે ઉલટથી તેની ઉપર મરી ફીટતો હતો તે માટે તે મનમાં મગરૂર હતી પણ કોણ જાણે હરૂદયનાં કયાં ખુણામાં તેને આનાકાનીના ટકોરા વાગતા હતા અને તે મન સાથ ઇચ્છતી કે આએ લગન હજુ બે ત્રણ વરસ મુલતવી રાખવામાં આવે તો સારૂં. પણ એણીમેર બાવાજી આએ લગન કરી દેવાની વીરમાં એવા તણાઇ જતા હતા કે પુતળાંનું કાંઈ ચાલ્યું નહીં. જે દહાડેથી લગનનો દીવસ મુકરર થયો તે દહાડેથી શાપુરજીએ બોલાવ્યાનો હર્ખ માયો સમાયો જતો નહીં.

મુંબઇમાં પુતળાંના દહાડા ઘણાજ ખુશ ખુશાલ નીકળી ગયા. ભેસાનીયાને તાંહાંથી માધવદાસને તાહાં. અને માધવદાસને તાહાંથી કાપડ બજારમાં ફરતાં કલાક મીનીટની પેઠે નીકળી જવા લાગ્યા. સાંજ પડી કે વીકટોરીયા ગારડન, બેંડસ્ટાંડ, નાટક ફાટકમાં રાતના બાર કયારે વાગ્યા તે જણાય નહીં.

વીરબાઇજી પોતાની થનાર ભોજાઇને સાથે બધે ફેરવતાં અને તેના ઉપર હવે જરા જરા મેહેરબાની રાખતાં દેખાતાં હતાં અને વીરબાઇના માસીને તો પુતળાં ઘણીજ ગમતી. જેવી પુતળાં મૂંબઇ ગઇ કે તેની પુઠે લીમજીભી મુંબઇ કામને બહાને દોડી આવ્યો અને આખો દહાડો સાથેનો સાથે ફરતો. જ્યારે તેઓ બધાં સાથે નાટકમાં જતાં ત્યારે શેકસપીયરના ખેલોમાં લીમજી કરતાં પુતળાં ચારગણું વધારે સમજતી અને લીમજી તો ડઘાઇને અડું ખરાની પેઠે બેસી રહેતો.

સઘળું પાણીની કાની સમાધાન વેહયું જતું હતું એવામાં એક દીવસ માસીએ અભારો આણ્યો.

"બા લીમજી, તારો પીત્રાઇ હજુર પોતાનું નામ 'સાડ્રુ-રજ લખાવેછ કે?"

"હા માસી."

"તે તમો લોકોને ગણકાવતોજ નહીં કે? જાંહાં છે તાંહાં તમે એને ખભરાવ્યો હાશે."

"નહીં માસી, મેં તો મારી પાસેથી એને સારી જેવી રકમ આપવા માંગી પણ એણે મને અપમાન કરીને ઝંઝેરી નાખ્યો. માસી, લોક જાણેછ કે મારી પાસ ઘણી દોલત છે પણ બાવાજી શું શું કુમથાન મેલી ગયાછ તેની કોણને ખબર છે."

"વારૂં, લીમજી—પરમ દહાડે આપરે તાંહાં પાંચ છ જણને જમવા બોલાવ્યાંછ તારે આવવાનું એ અરદેસરનેબી તેડું કરીયે તો કેમ?" માસીએ પુછ્યું.

બધાંએ હા પાડી, પુતળાંનો ચેહરો ખુલી ગયો પણ અરદેશરે ના લખ્યું એટલે માસી ઉખરીયાં.

"વાય, વાય, એ તે વરી કેવા મીજાસ. મોટો ગવનડરનો છોકરો આયો તે અમથો ઉફનાયછ. લીમજી તું પોતે જઇને કોઇ દહાડે અમથો એને પકરી લઈ આવ. કહેજે કે એની આગલી ચેલી પુતળાંબી અહીં છે."

"હા માસી, પણ એ એવો જીદ્દી છે કે કણુ આવવાનો નથી. એ પોતાને મનથી મોટો ફીલસુફ સમજેછ."

પુતળાંએ ઠંડે સાદે પુછ્યું "એણે તમારૂં શું બગાડયું. લીમજી?"

"દીકરા, તારી સાથે તો પેંગો મેંગો થાયછ પણ મને ને મારી બેનને હીણેછ. મારા બાપ બપાવાએ ચુક કીધી હોય તેનો બધો ટોપલો અમારે માથે નાખેછ."

પણ પુતળી હઠી નહીં. તે પોતાના પુરાણા ગેરહાજર મીત્ર અને ઉસતાદને માટે ખડી રહી. "જે માણસને માસીજીએ જોયા નથી તેની પીઠ પાછળ તેની ગીનીસ કરવી વાજબી નથી. અરદેસરે કોઇ દહાડેબી તમને ઠપકો આપયો હોય અથવા તમારી સાથ તરછોડ કીધી હોય એવું મારા જોવામાં આવ્યું નથી."

"હાસે પણ અમારી આટલી બધી સમજાવટનો ઉપકાર કીયે દહાડે માનયો? એ થોડું બોલે છે પણ એના પેટ માં ટાંટીયા છે." લીમજીએ કહયું.

માસીએ જોયું કે વાત વધી પડશે તેથી ફેરવી તોલયું અને આ તકરાર તાહાંજ અટકી.

---

## પ્રકરણ—૨૧.

### ધણી અને ધણીઆણી.

લીમજી અને પુતળાં પરણ્યાં. શાદીને ત્રીજે દીને આ સુખી જોડું મુંબઇ આવ્યું કારણકે પોતાની ખુબસુરત ધણીઆણીને પોતાના મીત્ર મંડળમાં આમેજ કરવાને લીમજીનો જીવ તલપતો હતો. તે પુતળાં ઉપર જાન કુરબાન કરતો અને જ્યારે તેના મીત્રો પુતળાંના રંગ રૂપ અને કેળવણીના વખાણ કરતા ત્યારે તે ખુશી ખુશી થતો હતો કોઈ જાહેર પારટી કે મેળાવડામાં જ્યારે તેઓ જાય. ત્યારે પુતળાંની અસાધારણ ખુબસુરતી જોતાં લોક ઉભાં રહે ત્યારે તે મનમાં મલકાઇને પોતાને સઉથી નસીબદાર આસામી સમજતો. પુતળાંને ખાતર તે જાણુસ ને કપડાંના ઢગલા લાવીને નાખતો જેની કીમત સાંભળીને ભોળો પુતળાંનો દમ બંધાઈ જતો હતો. પણ સઘળી લાવેલી જાણુસ અને કમસુર સાડીઓ સજીને જ્યારે પુતળાં બહાર પડતી ત્યારે તે પોતેબી આરસીમાં પોતાનો ચેહેરો જોઇને ખોદાની આ

નવાજેસના શુકરાના કરતી હતી ખરી, પ્રીતીની વાત તો ખોદા જાણે પણ પુતળાં લીમજીના ઉપર પણ ખુશ હતી. મીજલસમાં તે પોતાના ભરથારને સારો દરજ્જો ધરાવતો જોઇ મનમાં મગરૂર રહેતી.

ઘણી વાર પુતળાંને પોતાના એકલા બાપ યાદ આવતા અને તે ભરૂચ જવા ઇચ્છતી પણ લીમજી તે વાત સાંભળવાની ના પાડતો અને એ પ્રમાણે બાર મહીના મુંબઇમાં નીકળી ગયા. આખરે ભરૂચ જવા માટે પુતળાંનો જીવ એટલો તલપવા લાગ્યો કે લીમજીથી વધારે વાર સામું થવાયું નહીં. તેઓ ઘર ભાણી પાછાં વળ્યાં અને ઓટલાપર પગ મેલતાંજ તેમના પુરાણા દોસ્ત દસતુર હીનીઆરે તેમને મુબારકબાદી આપી. લીમજીની સઘળી નીચાઇઓ અને નબળાઇઓ દસતુરજી જાણતા હતા પણ હવે આએ બહાદુર છોકરી તેને સુધારશે એવી તેવણ પકી આશા રાખતા હતા.

રાતનું ખાણું ખલાસ થયું અને પુતળાં ઉઠી—"દસતુરજી, મને માફ કરજો. બાવાજીને મળવા મારો જીવ ભરાઈ રહયોછ તે જરા ઉભી ઉભી મળી આઉં. હું જરાબી મળશ નહીં તો તેવણ આખી રાત સુશે નહીં."

લીમજીએ ઘણી નાખુશીથી રજા આપી અને પુતળાં ચાલતીજ નીકળી પડી. આ પછી લીમજી અને દસતુરજી વાતે બેઠા.

દસતુરજીએ પુછયું "ભાઈ લીમજી, તારો પીત્રાઇ અરદેસર મુંબઇમાં શું કરે છ? તમે લોક મળતા હતા કે?"

"નહીં—એ એવો મીજાજનો ખાધેલો છે કે એ ત્રણ વાર ઇંજન મોકલયું પણ આયો નહીં. એવા મગરૂર માણસને ઘડી ઘડી મોહોડે કોણ લગાડે."

'નહીં', લીમજી, તારી ભુલ છે. તુંને એ ગમતો નથી પણ બધું જોતાં તારે આએ નાપસંદગીને ડાટી દેવી જોઇયેં

"હું તેમ કરવાનો ઘણીવાર વીચાર કરૂંછ પણ બની શકતું નથી. એની બાપીકી દોલત મારે હાથ આવી તેથી એના ને મારા વચ્ચે અંતર પડેલો છે તે સેહેજમાં દુર થઈ શકે તેમ નથી. દસતુરજી તમારી આગળ એ કાંગલો થાયછ. તેથી એ તમુને ઘણો ગમેછ પણ મારી ઉપર તો એ ઘણો નાખુશ છે ને મને એની ઘણી બીક લાગેછ. જો જો કોઇ દહાડે એ પોતા ઉપર થયલા ગેરઇનસાફનો કીનો વયાજ સીકે લેશે, જો તમે સાક્ષી રહેજો કે મેં તો એને રકમ કાની આપવા કહી પણ એણે લેવાની સાફ ના પાડી."

"તે તો જેમ એની મરજી."

"પણ સબર કરો, મારી શાદી અગાઉ મેં એની બધી કાલેજની ફી આપવાની આફર કીધી પણ તે એણે તુછકારી કહાડીને જાણી જોઇને અમને બુમ પડાવવા ભીખારીની હમણા મુંબઇમાં રહેછ."

"પણ તેમાં તુંને શું? એણે પોતાની મેહેનતથી સ્કાલરશીપ મેળવીછે તેના ઉપર એ મુસતાક છે. આવતે વરસ એ ગીલક્રીસટ સકાલર દાખલ દૈદાંની મોટી પદવી મેળવવા સારૂં લંડન જનાર છે ને તાંહથી એમ. ડી. થઇ આવશે તો તમારાં આખાં કુટુંબને જેબ દેશે; એ હમણા એટલી મેહેનત કરેછે કે એની તબીયતને થકી હું ઇંતેજાર છેઉં."

"પણ એ બધી વાત તમે કેમ જાણી? અરદેસર પોતેજ બધી લહભાસ લખી મોકલેછે કે?"

"નહીં—હું બે ચાર વાર મુંબઈ ગયો હતો તારે અરદેસરને શોધી કહાડયો ને મહા મુશકેલે ચોપડીઓપરથી ઉઠાડયો. લીમજી, તું માવે ગરીબ છે પણ આએ તારા પીત્રાઇ તરફની તારી લાગણીથી હું અજબ છેઉં. એ તારી આડે આવતો નથી એટલે તુંને ખફા થવાનો કાંઇ સબબ નથી. તું તારી મરજી પ્રમાણે પરણયો, ઠરયો એટલે હવે બધું વીસરી જા."

"ઠીક છે—હું તેમ કરવાની તજવીજ કરીશ"

પણ કયાંથી કરે. બાપે મરતી વખત આપેલી શીખામણ અને શ્રાપ, પેલું છુપું કાગલીઉં અને તેની રાત દીવસની ફકર, પોતાનું હૈડું અન અરદેસરની મોટાઇ અને લાયકી એ સઘળું લીમજીને માંહેના કીડાની પેઠે કરડતું હતું અને હમણા હમણા તે પોતાની ઉંઘ ખોવા લાગ્યો હતો.

## પ્રકરણ—૨૨.

### ઠંડા ગાર—નવો લખ—મોહોકાણનું મંડાણ.

ખુબી કહો કે ખામી કહો. અરદેસર સાહેરમાં એક એવો ખવાસ હતો કે જે કામની પુઠે લાગે તેને ચુંથીને ચાંલ્લો કરે. પોતાના વૈદાંના અભીયાસ પુઠે તે એવો જુની પેઠે વળગ્યો હતો કે ખાવા પીવાનું વટીક મુકી દીધું હતું. તે રાતના બાર વાગતે સુતો અને સવારના ચાર વાગતામાં ઉઠતો. આ કારણને લીધે તેનો સ્વભાવ જરા કુંજરો થઈ ગયો હતો એમ કહેવાઇ શકાય. પોતાનાં ત્રીજાં વરસમાં તેણે સોનાનો ચાંદ અને રૂ ૨૦ ની સ્કાલરશીપ મેળવી હતી અને તેમાંથી તે ફકત પાંચ રૂપીઆના ભાડાંની ઓરડીમાં કરકસરથી રહેતો. ઇસ્પીટલમાં તેને હસ્તક બે વાર્ડ હતા જ્યાંના બીમારોને તે પોતાનાં બચ્ચાંની પેઠે ગણતો અને તેઓનાં દુ:ખ ટાળવાને એવી મેહેનત કરતો કે બીજા વાર્ડના દર્દીઓ અરદેસરના વાર્ડમાં આવવા માટે બહુ આતુર રહેતા.

વાહાડકાપ એથવા સરજરીનાં કામમાં અરદેસરે એવી સફાઇ અને કુશળતા બતાવી હતી કે મોટાં ભયંકર આપરેશનોમાં વડા ડાકટર હમેશ અરદેસરને પોતાની મદદમાં રાખતા. ઘણાકોનું એવું મત હતું કે ખરાં આપરેશન તો અરદેસર પોતે કરતો અને ઉપરીઓ તો ફક્ત આગળ ઉભા રહી તપાસયા કરતા હતા. જ્યારે અરદેસરે ડાકટરની છેવટની પરીક્ષા ઘણીજ ફતેહમંદીથી પસાર કરી ત્યારે

તેના ઉપર કુરબાન થયલા એક મોટા સરજયન ડાક્ટરે તેને ભલામણ કરી કે જો તે વીએના જઇને ત્યાંની નામીચી આસપીટલોમાં એકાદ બે વરસ ખાસ અભ્યાસ કરી આવે તો તે એવો નામાંકીત સરજ્યન નીવડે કે તેની જોડી આખાં હીંદુસ્તાનમાં મળે નહીં. અરદેસરની પોતાની ઘણી મરજી હતી કે પોતાનો હુનર આ મુજબ સંપુર્ણ કરે પણ પૈસાની તાણથી તે ચમકયો. આ તેનો ગભરાટ સમજી જઈ મજકુર યુરોપીયન ડાક્ટરે તેને પોતાની સાથે પોતાના મદદનીશ દાખલ લઇ જવાની માગણી કરી અને આ ગોઠવણની રૂએ ડાકટર અરદેસર સાહેર વીએનાની મોટી આસપીટાલમાં જોડાયો. તયાં બે વરસ સુધી તેને રહેવા દઇને આપણે પાછા શીમજીભાઇ તરફ વળયે.

શીમજીભાઇને પોતાનો ભરૂચનો બંગલો કરડવા આવતો હતો. આ સઘળી માલ મીલકત તેની પોતાની નથી પણ એક ઠગાઇને આધારે તે તેનો ભોગવટો કરે છે એવ વીચારથી તેને રાતના ઉંઘ આવતી ન હતી. પરણવાની ધુનમાં અને જગની વાહવાહની ખુમારીમાં પહેલાં તો તેને આ ઠગાઇ દમ વગરની લાગી પણ જ્યારે આ સઘળું ઠંડું પડી ગયું ત્યારે તેના પેટમાં ફાળ પડવા માંડી. અરદેસરને આપવા માંગેલી રકમ જો તેણે સવીકારી હતે તો શીમજીને મનમાં જરાબી સધયારો આવતે. પણ અરદેસરે તો એક પૈબી લેવા તીરસકારથી ના પાડી એટલે શીમજી બીધો કે રખે એમાંથી કાંઇ વાત વધે,

બંગલામાં સર્વેથી મોટો ઓરડો હમેશ કોટવાલ કુટુંબના વારસો, એટલે જે ઘેરનો શેઠયો વાપરતો હતો પણ બાપુજીના ગુજરવા પછી લીમજીએ, બીહને આ ઓરડો તરફ કરયો. તેણે પેલું "વીલ,' વાળું કાગલીઉં—કહાડી કહાડીને સેંકડો વખત વાંચ્યું. બે ચ.ર વાર તેની મરજી થઇ કે તે બાળીનાખવું પણ તેની છાતી ચાલી નહીં. જો આ કાગલીઉં છુપાવી રાખવાનું ગુનાહભરેલું હતું તો પછી ફાંડી નાખવું એ તો સાત વરસ બત બે જવાની વાત થાય અને તેની અસર કોઇબી રીતે તેને નડયા વગર રહે નહીં. વળી આ કીમતી કાગલીઉં તેની પાસે છુપાવેલું હતું એટલે ફાડી નાખીને મોટો જોખમ પોતાનાં શીર ઉપર ખેંચી લેવામાં ફાયદો શો?

ઘણો અંદેશો કરીને લીમજીએ આ કાગલીઉં પોતાની લખવાની પેટીમાં બંધ કીધું. પણ વળી વીચાર આવ્યો કે જો કોઇ હોનારતથી એ વીલ પેટીમાંથી મળી આવે તો સાફ પુરવાર થાય કે તેની હસ્તી વીશે લીમજી જાણતો હોવો જોઇયે. આ ખ્યાલથી તેણે પોતાના બાવાજીની એક પુરાણી લખવાની ટેબલના છઠા ખુણામાં તે ચાંપયું. આ ટેબલને વીસેક ખંગ હતાં અને તેમાં જાત જાતનાં પુરાણાં કાગલીયાં ચાંપેલાં હતાં અને તે ટેબલ ધરમ ખાતે વખારમાં પડી રહેલી હતી.

શાદી પછી બીજે વરસે લીમજી અને પુતળાંને ત્યાં એક હીરા જેવા પુત્રની પ્રાપ્તી થઇ. સગાંસંબંધી આથી

મુબારકબાદી આપવા લાગ્યાં. પુતળાં પોતે હર્ખમાં ગરકાવ થઈ ગઈ પણ લીમજી ઉલટો તેથી ઉદાસ થયો. જો તેને ત્યાં સંતાંન નહીં થતે તો કોઇ દહાડેબી પાપનો પસતાવો કરીને જેનું હોય તેને સપોર્દ કરવાનો ચાન્સ મળતે પણ હવે તો પાપને ચાલુ રાખે નહીં તો નવો ગાદીવારસ ભુખે મરે.

બુચાજી આવ્યા એટલે પુતળાંનો બધો વખત તેને ઉછેરવા અને જીવાડવામાં જવા લાગ્યો. લીમજીબી હવે ઘેરબારથી અને પુતળાંની સોબતથી કંટાળી ગયો હતો. કોઇ જરાબી સાંમે થનારી કે તકરારી સ્ત્રી હાથ લાગતે તો સાંમે થવામાં જરાબી સ્વાદ લાગતે, પણ પુતળાં તો એવી નમાની હતી કે લીમજી જે કહે તે હાજી હા કરે એટલે જીંદગી લુખ્ખી લાગવા માંડી.

બુચાને લઇને પેહેલ વેહેલી જ્યારે પુતળાં પાછી ઘેર આવી ત્યારે આગળ કરતાંબી તેણીનું રૂપ વધારે ખીલી નીકળયું હતું. તેનો ચેહેરો ભરાવદાર થયો હતો અને પેશાંની ઉપર હસમુખી નીશાન પ્રગટી નીકળવાથી તે બહુજ મનમોહાવન લાગતી હતી. પણ લીમજીનો જીવ તેથી ધરાયો નહીં. તેને ખ્યાલ આવ્યો કે પુતળાં હવે તેની દરકાર કરતી નથી. આ લીધે તે પોતાના બેટા ઉપર દાંત કચકચાવતો હતો યાને તેને કોઇ દહાડેબી પ્યારથી પોતાની ગોદમાં લેતો નહીં. પુતળાં આ સમજી જઇ બહુજ દુખી થતી હતી.

સારાંશ કે બેઉ જન હવે સમજવા લાગ્યાં હતાં કે, તેઓના સ્વભાવ એક બીજાને રૂચે તેવા ન હતા. લીમજી કરતાં પુતળાં ચારગણી વધારે ભણેલી હતી અને જ્યારે ત્યારે હાથમાં મોટાં વીષયાનાં પુસ્તકો લઇ વાંચવામાં રોકાતી ત્યારે લીમજીનું ઘણું જ કોહી જતું હતું અને કંઇને કંઇ બહાને તેણીના હાથમાંથી ચોપડી મુકાવી દેતો હતો અને બને તેમ તેણીને હલકી પાડવાની તજવીજ કરતો. પણ ડાહી પુતળાં અખાડા કરી જઇ કોઇ આગળ હમ કહાડતી ન હતી.

આખરે લીમજી થાકયો. આપણે જોઇ ગયા છૈએ કે તેને ઘોડાની સરતનો ભારે લખ હતો. પરવારતાને કામને કાજ! તેણે આ લખ જે છોડી દીધો હતો તે પાછો હાથ ધરયો. બગીચાના એક મોટા ભાગનાં ઝાડ કપાવી નાખ્યાં અને ત્યાં ઘોડાના નવા સુધારેલી ઢપના તબેલા બંધાવવા માંડયા. સરતના ઘોડા ખરીદી તેમને જુદી જુદી સરતોમાં દોડાવવાનો તેનો જુનો અભખરો પાછો તાજો થયો. મુંબઇથી કીમતી પાંચ છ ઘોડા આવ્યા અને તેમને કેળવવાને આવેલા તુંદ સવારો તથા ઘોડાવાળાઓથી કમપાઉંડ એબ લગામણો થઇ ગયો.

• ગામમાં હો હો થઇ ગઇ અને શાપુરજી એલાoચાબી જબરા ચમકયા. તેવણે એક દહાડો લાગ જોઇને લીમજીને બોલાવી મંગાoયો અને પોતાની આગલી કબુલાતની યાદ આપીને ખુબ લેકચર આપ્યું. શાપુરજીની અત્યંત અજા-

ચવી વચ્ચે લીમજી સામો થયો અને રોકડો જવાબ આપ્યો કે "મારા કામની વચમાં તમુને આવવાની કંઇ જરૂર નથી—પૈસા મારા છે અને તેનું ગમે તે કરવાનો મારો હક છે. તમારી પાસે કંઈ માંગતો તો નથી?"

જયારે શાપુરજીએ જરા જીદ કીધી ત્યારે લીમજીએ દમ આપ્યો કે આવી તકરાર જો ચાલુ રાખવામાં આવશે તો પુતળાંને પોતાના બાપને ઘેર આવતી જતી અટકાવવામાં આવશે.!

---

## પ્રકરણ—૨૩.

### ડાકટર અરદેસર સાહેર.

આ ઉપલી સઘળી હકીકતને દરમ્યાન અરદેસર સાહેર અને પુતળાંને બે વારજ મુલાકાત થઇ હતી. એક વાર લીમજી અને પુતળાં ચાલતાં જતાં હતાં તેવામાં સાંમેથી અરદેસર મળી ગયો. અરદેસરે તો પોતાનું મન ઠાવકું રાખ્યું પણ સાદી ભોળી પુતળાં એટલી ઉશકેરાઇ ગઇ કે ખાલેસ દીલથી અરદેસરને ભેટી પડી.

અરદેસરના જવા પછી લીમજી છેડાઇ પડયો, તે પુતળાં ગમ ડોળા કકડાવી બોલ્યો "એ વળી શું નવા ઢંગ માંડયાછ? પારકાં માણુસનાં ખભાંપર હાથ તે કેવા મુકવાના, જારે એ પારસી તુંને ઘણો ગમેછ તારે મારી સાથ પરણી શું માથું ઝીંકવા?"

પણ પુતળાં જરાબી છેડાઇ નહીં. તેણીએ નમનતાઇથી જવાબ દીધો "કદાચ મારી ભુલ થઇ હોશે. મારા જુના શીક્ષક અને દોસતને ઘણી મુદતે જોઇ મારો જીવ ઉશકેરાઇ આવ્યો ચાલો, માફ કરો. મારાં મનમાં કાંઇ પાપ નથી."

"ઠીક છે—આજે તો હું કાંઇ બોલતો નથી પણ સો વાતની એક વાત, એ ધણી મને ગમતો નથી તે સારૂં તારેબી એનાથી દુરના દુર રહેવું એવી મારી ખાસ ઇચ્છા છે. એ પારસીના માથાંમાં રાઇ ઘણી છે તે હું કહાડી નાખશ. એ એમ લોકને કુત્રાંની કાની ગણેછ પણ એ પોતે સાત કુત્રા કરતાં નપેતર છે."

લીમજી આ પ્રમાણે પુતળાંને છેડવા અને ખીજવવાને જાણીજોઇને આવા સખત શબ્દો બોલ્યો પણ ફાવ્યો નહીં. પુતળાંએ ઠંડે પેટે ધીરા સાદે જવાબ દીધો "વારૂંજી—જેમ તમારો હુકમ."

એક તો લીમજીના મનમાં શક હતોજ તેમાં પુતળાંના આજના હરખથી તેનું માથું ફરી ગયું. અરદેસરનું નામ સાંભળીને તેને તાવ ચહડી આવતી હતી. પુતળાં એવી સાચ્ચી હતી કે પોતાના પતીની ઇચ્છાને સરણ થઇને અરદેસરને મળવાનો જરાબી કસદ કર્યો નહીં.

એણીમેર લીમજી દહાડે દહાડે એવો અનચાગારો થતો જતો હતો કે તેને વેઠવો ભારી થઈ પડયું. પોતાના બેટા જેનું નામ માણેકશાહ પાડયું હતું તેને તે આંખીને જોતો

નહીં તો નહીં પણ તેને ઝંઝેર ઝંઝેર કરતો હતો. જ્યારે કુટુંબ બહાર હવા ખાવા જાય ત્યારે પુતળાંને ભુમ પડાવવા સારૂં લીમજી જાણીજોઇને માણેકને તેના મમાવાને ઘેર નાખી જતો હતો.

એણીમેર ડાકટર અરદેસર સાહેરનું ફુકે ફાટતું હતું. તે લંડનની યુનીવરસીટીનો એમ. ડી. અને જરમન તથા આસ્ત્રીયન પાઠશાળાઓની મોટી પદવીઓ લઇ આવ્યો હતો. તેના નામની અને કામની હોહો એટલી થઈ હતી કે દરેક મોટા કેસોમાં તેને બોલાવ્યામાં આવતો અને જોકે તણે પોતાની ફી રૂ. ૩૦ રાખી હતી તોયે તેને જમવાની ફુરસુદ નહીં હતી. મહાભારત ઓપરેશનો તેને હાથે એટલાં ફતેહમંદ નીવડયાં હતાં કે ભલા ઇંગેજ સરજયનો એક બાજુએ બેઠા હતા અને અરદેસર ડાકટર ઉપર તુટાતુટ પડતી હતી. પણ શાબાસ છે એ પુરૂષને કે ફીની દરકાર કરવા વગર ગરીબ લાચારોને ઘેર પેહલો દોડતો હતો અને તેઓના સુખને સારૂં પોતાની ગાંઠનો ખરચ કરતો હતો.

યઝદેજરદી નવું સાલ મુબારક આવી પહોંચ્યું હતું અને તે ટાંકણે થોડા દીવસ આસાએશ લેવાને દસતુરજીના ખાસ આગ્રહને સરણ થઇ તેમના મેહેમાન દાખલ અરદેસર સાહેર ભરૂચ આવ્યો હતો. આવતી કાલે નવું સાલ હતું અને તેની ખુશાલીમાં લીમજી શેઠે પોતાના બંગલામાં ખાણું આપ્યું હતું, જ્યાં દસતુર દીનીઆર અને અરદેસરબી જનાર હતા. નોરોઝની સવારે બડી બામદા-

દના દસતુરજી ઉઠયા અને બંદગીથી ફારેગ થઇને પરોણાને હમાજોર કરવા ગયા તો પરોણો ગેબ થઇ ગયલો જણાયો. નોકરોથી ખબર કાઢતાં જણાયું કે રાતના એક વાગતે તેવણુને કોઇ ઉઠાડવા આવ્યું હતું અને માર મારનો વરસાદ છતાં ડાકટર ઉઠીને પાંઉ પીઆદા ચાલી ગયા હતા. પારકાને ખાતર એક પૈની હાંસલ વગર એક માણુસ પોતાના જીવપર જોરાવરી કરે તે જોઇ દસતુર દીનીઆર બહુ અજબ રહયા. નોરોઝના સપરમે દહાડે તેવણુ પોતેબી એવી રીતે જવાની ઉલટ કરતે નહીં.

પાછલી રાતના ૧૨ાા વાગતાનો ગયલો અરદેસર સવારના આઠ વાગતે આવ્યો અને ઝપાટામાં નાહી ધોઇને નાસતા ઉપર દસતુરજી સાથે બેઠો. તે આવ્યો ત્યારે તેનાં કપડાં ભીનાઇને તરબોર થઇ ગયલાં હતાં તે ઉપરથી દસતુરજીએ વાત છેડી.

"અદી બા, એવડી રાતે તું કાંહાં ગયો હતો?"

"છીપીવાડમાં પેલો ઘરડો પારસી કહાનજી રહેછ તેના છોકરાને કાલેરા થયો હતો તેની આગ'ગ ઘરડો બીચારો પરતો ખરતોબી રાતના તેરવા આયો."

"તે ખરૂં, પણુ છત્રી ઉતી તારે એટલો ભીંજાઇ કેમ ગયો?"

"કહાનજી ઘરડો છે ને રૂમેટીઝમથી અડા ગયલો છે તેથી તેને મારી છત્રી ઓઢવા આપી."

આ સઘળો વાર અરદેસર મોઢાંમાં ડબુસા મારતો હતો પણ તેનું ધક ધ્યાન બીજે ઠેકાણે હતું. દસતુરજીનું બોલવું તે ભાગ્યેજ સાંભળતો હતો. આખરે અરદેસરેજ વાત છેડી.

"દસતુરજી, આએ કહાનજીને તમે ઓળખોછ કેની?"

"હા, ગામમાં રહે તારે વળી ઓળખીએ કેમ નહીં?"

"એટલે જે તમે એ કંગાળનું ઘેર જોયું નથી, એ બીચારાની આપદા સાંભળી નથી અને એની દરકાર કરતા નથી?"

"પણ એમ હું બધાંને."—

"દસતુરજી સાહેબ, બેઅદબી માફ છે તમે ગુસ્સો કરતા ના, પણ લાચારોને મદદ કરવી, તેઓને ધીરજ આપવી, તેઓનાં દુ:ખ સાંભળવાં એ ધર્મગુરૂની પહેલી ફરજ છે. એટલા પાદસ કીધામાં કાંઇ મોટાઇ વધતી નથી. આ બચારા કહાનજીના ઉપર શું કાંહાણી પડેછ તેનો તેમને ખ્યાલબી છે? છાપરાં ઉપર નળીયાં નથી એટલે પાણી ધોધમાર ઝુપડીમાં પડેછ ને બધાં બચ્ચાં સરદીની ભોંયમાં સુવેછ. એક નામનીએ બારી નથી. ગયા મહીનામાં એ કમબખતના બે છોકરાઓ તાવથી મરી ગયા અને તેઓની ધર્મકીયા તમારાજ મોબેદો કરી આયા. તાર પછી ડોસો પોતે ખાટલે પડયો અને હમણા એની ઘરડી ડોસી અને બીજા છોકરાને કોલેરા થયોછ. પણ તેની તમે જરાબી ખબર કહાડી?"

"અફસોસ, હું કાંઇ જાણુતો નથી."

"ને તમારા નાંકના દાંડા આગળ આટલું બધું થાયછ તે છતાં રાતે તમે સખ્ખે ઉંઘી શકોછ. એ અજબની વાત છે. એ કુટુંબ સરગરદાન ભુખે મરેછ પણુ તેની કોણુને પરવા છે. પણુ હું તમને ઠપકો શા સારૂં આપું. એ લોકને તાબરતોબ આએ છાપરાંમાંથી ખસેડવાં જોઇએ, નહીં તો એકેએક મરી જશે. એ છાપરાં હું ધારૂંછ કે લીમજીની હદમાં છે?"

"હા એ બધી આખી લાઇન લીમજીની મીલકત છે અને એ છાપરાં એવાં કંગાળ છે કે તેમાં હું મારાં કુતરાંનેબી બાંધું નહી પણુ લીમજીને ઘણીવાર સમજાવયા છતાં કાંઇ કરતો નથી."

"ને એજ માણુસ—એજ ગામનો શેઠયો—પોતાના સરતના ઘોડાઓના તબેલામાં પંખા ચલાવેછ ને ઘોડાઓને આઈસના પાણી પાયછ. આહ! આએ મીલકત અને વજીફા ઉપર હું થુકુંબી નહીં પણુ આ કંગાળોને બચાવવા થકીજ એ મીલકતની મેનીજ મારા હાથમાં હોય એવું ઇચ્છુંછ. જોઇએ તો લીમજી ફફડે કે ભડભડે પણુ આ કંગાલીઅત વીશે એના કાન ખોલવા વગર હું રહેનાર નથી."

"અહીબા, તેં સાંજે મને સારી પખે ખખરાવીઓછ ત્યારે હવે તુને કંઇ શીખામણુ દેવાની મારી વારી આવીછ. આજે રાતના આપરે તાંહાં જમવા જવાના છીએ તાંહાં

કાંઇ અભાડો ના બાળતો, નહીં તો નકામું લગનમાં વધન થશે. આજે સપરમો દહાડો ફરેસના જેવી પુતળાંનું દીલ દુખાય તેવી વાત કહાડવાને હું રાજી નથી.'

"દસતુરજી સાહેબ, તમે શું મને એટલો બેવકુફ સમજોછ? પુતળાંબાઇનાં દીલને એક ઉદાસીનો કત્રો અટકાવવા સારૂં હું મારો જાન કહાડી આપું."

---

## પ્રકરણ—૨૪.

## પતેતીની પંચાત.

પતેતીની રાતે ખાણું ફતેહમંદી સાથે પસાર થયું. અરદેસર પોતાની સદાની ઢપે વાત વગત કરતો અને હીમજી જરા છાંટાપાણીની બહારમાં ખુશાલ હતો પણ પુતળાં અસાધારણ ચુપ હતી. દસતુરજી વીરબાઇજીને હસાવવાની ઘણીબી તજવીજ કરતા પણ વીરબાઇજીને આજે ખભે ચહડેલું હતું.

આખરે અરદેસરની ખુશાલી હીમજીથી જોવાઈ શકાઇ નહીં એટલે તેણે પોતાની ધણીઆણીને છુપી ઇશારત કરી કે તે જવા ઉઠીને ઉભી થઈ. પણ આજે અરદેસર ભેજાંમાં કોણ જાણે શું વારૂં આવી ગયું હતું. તેબી ઉઠયો અને બોલ્યો:—

"બેન પુતળાં" જો તમારી રજા હોય તો હું છુચાંના સુવાના ઓરડામાં જઈને જરા એને રમાડું? આજે એની સાથે કાંઇ વાત થઇજ નથી."

ગરીબ બીચારી પુતળાં. તે ઘણી કબસ આવી ગઇ; નાબી કેમ કહે. હા કહે તો હીમજીને ભડકણુ ભરાય આખરે તેણીએ તાલ શોધી કહાડી.

"બેન વીરબાઇ, હીમજી તમેબી આવોની, આપરે બધ સાથેજ જઇયે?"

વીરબાઈએ ઘસીને ના પાડી અને હીમજીએ કસો જવાબ આપ્યો નહીં એટલે લાચાર પુતળાંને એકલું જવા વગર છુટકો રહયો નહીં. તેઓ બેઉ જણ સાથે માળપર ગયાં અને પુતળાંએ બારણું ઉંઘાડીને બુચાના ઓરડામાં અરદેસરને દાખલ કીધો. બુચા માણેકશાને તેના બાપે આજે કંટામાં આવીને જમવાના ઓરડામાં આવવાની મના કીધી હતી એટલે તે ઘણો કફડેલો હતો અને એક ખુરસી ઉપર બેસીને પીકચરની બુક જોતો હતો. પોતાની વાહાલી માતાને અને દોસ્ત ડાકટર અરદેસરને જોઇને તેની ઉદાસી નાસી ગઈ અને પોતાની માને ભેટી પડયો. અરદેસરે તેને પ્રીતથી ઉપાડીને પોતાના ખોળામાં બેસાડયો અને તેને રાજી કરવાને મીઠી મીઠી વાતો કરવા માંડી. બુચો અરદેસરને ઘણા પ્યારથી વળગયો અને ખુલાસાથી વાત કરતો તે મુગી મુગી જોતી પુતળાં બેઠી હતી. બુચો પોતાના બાપને જોઇને એક હરફ બોલવા ના પાડતો અને નાહાસા નાહાસમાં પડતો તે યાદ કરીને પુતળાં ઘણી આજેરદે થતી વળી રખે તે વધારે વાર માળપર ખોટી થાય અને તેથી હીમજી વધારે ગુસ્સે થાય એવી અકળામણમાં તે ઉઠી અને 'હમણા આઉછ'

કહીને નીચે ઉતરી ગઈ. ધીમજી અને દસતુરજી એક ખુણામાં વાતે ઉભા હતા અને વીરબાઈજી એક નાની હારમોનીયમ ઉપર કાંઈ ગાતાં હતાં. આ સઘળું ચાલેછ એવામાં માળપરથી ઉતરીને અરદેસર હળવેથી આવીને એક ખુણામાં બેઠો. વીરબાઈજીની જેવી તેના ઉપર નજર પડી કે તેવણે તુરત ગાવાનું બંધ કીધું.

"આવો, કાકાભાઈ, તમે એમ છુપાછુપ આવીને અમારા ચાળા જુઓછ કે? માસી, તમે જાણોછ કે, અરદેસર ડાકટર ઘણું સરસ ગાયછ ને વજાડેછ જો. એક દહાડે શાપુરજીના ઘેરનાં બધાં બહાર ગીઆંતાં તારે એવણને મેં ગાતાં સાંભળયા તારથી એવણે એક હરફ કહાડયો નથી. પુતળાં, એવણ અમારૂં તો માનશે નહી, પણ તું જરા કેહની."

"શું કરવા?" અરદેસર પોતેજ વચ્ચે પડયો, "તમારી ખુશી છે તો લેઓની કાંઈ ગાઉં. મને હમણા ઝાઝી પ્રાકટીસ નથી."

આમ બોલી અરદેસર હારમોનીઅમ ઉપર બેઠો અને ઘણાજ મીઠા સ્વરે નીચલી દીલપઝીર ગઝલ ગાઈ.

(ગઝલ)

કીસ કદર જો મધ કરૂં, યાર બડાઈ તેરી
અકલ હયરાન હય મેરી, દેખ સફાઇ તેરી—કીસ
આફરીં કહીયે મીયાં તેરે મુસ્સવર કે તંઈ
જીસને ઇસ ખુબીસે તસવીર બનાઈ તેરી—કીસ
કયા કરૂં કીસસે કહું કોન કરેગા આશા
સખ્ત મુશકીલ હય મેરે હકમે જુદાઇ તેરી—કીસ

ભીમજી, દસતુરજી, પુતળાં વીરબાઈ વગેરે આ ધડાકો સાંભળીને ઠસ થઈ ગયાં. પુતળાંની તો આંખમાં પાણી આવી ગયાં.

"ઓ માયરે, શાબાસરે અરદેસર, આએ બધું ઘોહર તમે આજ સુધી કાંહાં છુપાવી રાખયુંતું?" વીરબાઈ અજબ થઇને બોલી.

"બેન, મને અસલથીજ ગાવાનો શોખ હતો. હું જર્મનીમાં મોટા ઉસતાદો પાસે વાયોલીન શીખ્યો હતો. પણ મને હીંદુસ્તાની અસલી ગઝલો ઘણી ગમેછ. ચાલો હવે મોડું થયું—સાહેબજી."

બાપુજી કોટવાલની મીલકત ઉપર આવેલી ઝુંપડીઓની કંગાળ હાલત જોઈ અરદેસરનો જીવ ઘણો મુંઝાયો હતો તે આપણ આગળ જોઇ ગયા છેયે. તેણે બધાં છાપરાંઓની એક પછી એક મુલાકાત લીધી અને ત્યાંના કંગાળ રહેવાસીઓની ફરીઆદ લખી લઇ ભીમજીને તે વીશે સમજાવવાનો ઠરાવ કીધો. એક તો અરદેસરને નામે ભીમજીને ભડકણુ તેમાં વળી તેના એસટેટની ખામી બતાવવી એતો હદ થઈ ગઈ.

એક દહાડે ભીમજી અને અરદેસર સાથે મળી ગયા ત્યારે અરદેસરે લગાર ઉતાવળા થઇને આ કંગાળ છાપરાંઓની વાત છેડી. ભીમજીએ પહેલાં તો ઘણાબી અખાડા કીધા અને વાત ફેરવી તોલવાની તજવીજ કીધી પણ જ્યારે તેણે જોયું કે અરદેસર પોતાની લડતને ઘણી જીદથી વળગી રહયો ત્યારે ભીમજીનો મીજાજ ગયો.

“ ભાઇ અરદેસર, તમે બોલી રહ્યા ? તમે તમારા મનમાં એમ સમજતા દેખાવોછ કે બધી અકકલ તમારામાંજ ભરેલી છે ને બાકી બધા તો ઘાસ કાપેછ. એ તો સારૂં છે કે તમે મારા પીત્રાઇ છેવો. નહીં તો હું તમને એકદમ બોલતાં બંધ કરી નાખતે. તમે આટલી આટલી લાંબી વાત કરોછ તેમ કરવાનો હું તમારો હક સાફ ના પાડુંછ. તમે આએ રીતે મારી ગીનીસ કરીને મને અપમાન કરોછ વાસતે મારી છેલ્લી વારની અરજ છે કે કાંઇ બીજી વાત કરયે તો સારૂં. ”

આ પ્રમાણે બોલતાં લીમજીના હોઠ ફરફર ફરફડતા હતા. અરદેસર પણ જરા ઉસકેરાયલો હતો પણ ઠંડે પેટે જવાબ દીધો:-

“ ગુસ્સો ના કરો, લીમજી શેઠ, શું તમે એમ કહેવા માંગોછ કે મેં આએ વાત ઉપાડી લીધીછ તેથી જીહના મારીયા તમે કાંઇ કરશો નહીં ? ”

“ હું એ વાત સાંભળવા માંગતોજ નથી. મારે એ વીશેની તકરાર કરવીજ નથી. મારાં કામમાં હું કોઇને મુહ ઘોસવા દેનાર નથી. કદાચ મારાં ભાડુતો આવીને મારી આગળ આજીજી કરતે તો હું કાંઇબી વીચાર કરતે પણ જારે તે લોકો એ તમને મોટા વડા કરીને આગળ પાડયાછ તારે તો મારી ના--ના ને ના. હું કહુંછ કે ઉલટો એ સ્ટુપીડ લોકનો તમે ઘાન બગાડયો છ. ”

આ જવાબથી અરદેસરને ઘણો ચટકો તો લાગ્યો પણ લોહીનો ગોટ ગળી જઇને ધીમેથી બોલ્યો :—

" તમે માફ કરો તો કહું કે મારાં ખુલ્લાં બોલવાથી તમને ખોટું લાગું હોય તો તે સારૂં તમે તમારી ફરજ બજાવવામાં પછાટ પડો તે વાજબી ગણાય નહીં. જો ફક્ત મારી ઉતાવળને લીધેજ આ બીચારા ગરીબ લોકનો તમે મરો કરવા માગતા હો તો હું તમારી પાસે માફ માગવા તૈયાર છું. હું આશા રાખતો હતો કે તમે પોતેજ આ શરમભરેલી નજીસાઇ ને દુર કરશો પણ તેમાં નીશફળ થવાથી મેં તમને મોઢે મોઢું કહેવાની હીમત કીધી."

" ને ફોકટમાં તમારા વસા ગુમાવ્યા. શું તમારી એવી લાપસીથી હું ડરી જવાનો છેઉં કે ? ડાકટર સાહેબ, તમે તમારા પોતાના ધંધામા હુશીયાર હોશો પણ જે વાતમાં સમજીએ નહીં તેમાં માથું ઘાલીએ નહીં. હું તમારી તક-રારની એક ટચાકરી ભારબી દરકાર કરતો નથી."

" ઠીક છે—જેમ તમારી મરજી. તમે ગુસાને મારે ફક્ત મને નારાજ કરવા આમ બોલતા હો તો ભલે, પણ જો એવો ખરેખરોજ તમારો ખ્યાલ હોય તો હું તે માટે દલગીર છેઉં. યાદ રાખજો કે આ એ ગરીબ મુગાંઓની જમાનુા સુધીની હાય કોઇ દહાડે ને કોઇ દહાડે પ્રગટી નીકળશે. તમારાં ભાડુતોને કમોતે મરી જતાં બચાવવાની તમારી ફરજ છે અને તે ફરજ બજાવવા તમે ફક્ત મારે લીધે આકા થશો તો તેનો જોખમ તમારે સર છે."

" બેરાન શાઇટ, તમારે ગમે તેમ બકીઆ કરો—મને તેની થોડીજ પરવાહ છે."

"બીરાદાર શીમજી, આજે તમે એમ કરોછો તે જોઇ હું દુખી છેઉં. જો જરા ધીરજથી હરીઆફત કરો. હું બીજો ઉપાય સુચવું. તમારા પીતાજી ગુજરી જવાને સાત વરસ થયાં તે વખતે તમે તમારી મીલકતનો અરધો ભાગ મને આપી દેવા તેયાર થયા હતા અને મેં જયારે તે લેવાની ના પાડી ત્યારે તમે મને મારા અભયાસ સારૂં કાંઇ વરસાન આપવા માગયું. બે ચાર વાર તે લેવા મેં ના પાડી તયારે તમે ગુસ્સે થઇ ગયા. તો ઠીક છે હવે. તે આફર હું હમણા સવીકારૂં છું અને મને ૧૦ હજાર રૂપીઆ આપો તેમાંથી આ ઝુપડાં હું સુધારીશ "

"તે તો રાઇનાં પાડ રાતે ગયા. એક વખત બક્ષીશ લેવાની ઘસીને ના પાડી તો હવે કીએ નાકે પાછું માગવા આયાછો? હવે તેમ કરવાની મારી મરજી નથી."

"વારૂં તેમ નહીં તો મને દસ હજાર રૂપીઆ વયાજે આપો, હું એક વરસમાં પાછા ભરી દેવશ"

"નહીં—મારે રૂપીઆ આપવા નથી."

"નહીં? તારે તો હું લાચાર છું. પણ આએ બેદરકારીને હું એવો અજીમ ગુનાહ સમજું છ કે હું મુંબઇમાં કોઇ બીજે ઠેકાણેથી રૂપીઆ કહડાવશ ને દસતુર દીનીઆર મારફતે આએ ગરીબોને મદદ કરશ."

"ઘણા ડાહ્યા? મારી મીલકત ઉપરના એક તણખાંને હું તમને આંગળીબી લગાડવા દેઉં કે? ભરૂસે રહેજો"

"સારૂં. તમારા આએ જવાબ પછી હું પણ મારો સેવટનો વીચાર જણાઉં છ. જયારથી હું તમારા કાકાનો દીકરો જાહેર થયોછ તારથી તમે મારા ઉપર ઢગલા બંધ અપમાન રેડયાંછ. પણ આજે તો તમે હદ કીધીછ; વાસતે નકામી બહારની દોસતીનો દેખાવ રાખવાનીબી હું જરૂર જોતો નથી. આજથી તમે ને હું એક બીજાને ઓળખતા નહી હોઇયે તેમ સમજજો."

## પ્રકરણ—૨૫.

## પુતળાંની ગુચવણ.

બીજે દીને સવારના પોહોરમાં અરદેસરે જાહેર કરયુ કે તેને મુંબઇમાં કામ નીકળી આવવાથી તેને તેજ દાડુડે જવું પડશે. લીમજી પણ સવારના પોહોરની ટરેનમાં પુને ચાલી ગયો હતો. વીરબાઇજીએ, માસીએ અને પુતળાંએ ઘણીબી આજીજી કરી કે બીજા બે ત્રણ દહાડા ખેંચી કહાડવા પણ અરદેસરે સાફ નાપાડી અને ખુલાસો કીધો કે લીમજીએ તેનુ અપમાન કીધું હતું તેથી તે હવે ભરૂચમાં વધારે દહાડા રેહવા ખુશી ન હતો: વીરબાઇજીએ ભાઇની તરફથી ઘણાબી ખુલાસા કીધા પણ ફોકટ. આખરે સ્ટેશન ઉપર જવા અગાઉ શાપુરજી ઓલાવીઆને મળી આવવા માટે અરદેસર ઉઠયો તેની સાથે પુતળાંબી જવા ઉઠી અને નાનો

માણેકશાહ પણ સામેલ થયો. વીરબાઈજીનું તો આ જોઇને પાકીને પોળો થયું પણ કાંઈ બોલી નહીં.

રસ્તામાં ચાલતાં તેઓ નીકળ્યાં. અરદેસર બહુ અંદેશામાં હતો અને પુતળાં તેની ગમ બારી આંખે જોઇને ,ચાલતી હતી. આખરે લાગ જોઇને પુતળાંએ વાત છેડી.

"ડાક્ટર અરદેસર, લીમજી અને તમારી વચ્ચે જે ખટ-પટ થઈ તે હું બધી જાણું છ. મારા પોતાના વરનો હું કેમ વાંક કહાડું? પણ તમારી લાગણી હું સારી પેઠે સમજી શકું છ."

"ખરી વાત છે. પૈસાદારને વળી સાથે ખુબસુરત ધણીનો વાંક કોઇબી સ્ત્રી કહાડે તે પોતાનેજ મોહાડે માથે ધુળ ભરે."

અરદેસરે પેહલીજવાર આવા કઠણ શબદો પુતળાંને ઓચરીયા હતા. પણ સારૂં થયું કે એટલામાં શાપુરજીનું મકાન આવી પહોંચ્યું અને શાપુરજી પોતેજ બાગમાં ફરતા જણાયા. તેવણ છેલ્લાં બે ત્રણ વરસમાં વીસ વરસ ઘરડા થઈ ગયા હતા. છેલ્લા છ માસ ઉપર તેવણને લકવાની અસર થઈ હતી અને નધારેલા ખખડી ગયા હતા. કહેવાની જરૂર નથી કે આ ફેરફાર જોઇને દીકરીનો જીવ બળીને ખાક થઈ જતો હતો. શાપુરજી અને ડાક્ટર અરદેસર વાતે બેઠા. પછી પુતળાં માળ ઉપર દોડી અને પોતાના બચગીના ઓરડામાં ભરાઇને આંખ પાણી કરવા લાગી. તેણીએ જે સુખના સવપના જોયા હતા તેમાં તે કેવી ઠગાઈ હતી. પોતાના ધણીને ચાહવાને અને તેની તરફ-

હારી કરવાને તેણીએ કેવો પોતાનો જાન પટકયો હતો. પણ ફોકટ—બધું ફોકટ. ધીમજી હવે પુતળાં ગમ આંખીને જોતોબી નહીં હતો એટલુંજ નહીં પણ તેને સઘળાં માણુસોના દેખતાં પાણી ઉતાર કરતો અને તેણીને રડાવવામાં મજાહ લેતો હતો. તેણે પુતળાંને હુકમ કીધો હતો કે હવે ફરીથી અરદેસર મળે તો તેને કાંઠું આપવું નહીં. ગરીબ બચારી પુતળાં. આવા જાલમ ધણી આગળ તેનું શું ચાલે. તેણીએ એ વાતની તકરાર કરવાનાજ અખાડા કીધા.

જ્યારે શાપુરજીને ત્યાંથી જવાની અરદેસરે રજા લીધી ત્યારે શાપુરજી સાથે વાડીમાં બાહાર આવ્યા અને અરદેસરના ખભાં પર હાથ મુકીને હલવે સાદે કહયું:—

"દીકરા, અદી તું કાલે મુંબઈ જાયછ પણ મને લાગેછ કે આએ આપણી મુલાકાત છેલ્લીજ છે. હવે મારાં પાણી ભરાઈ ચુકાં છ. મારી પછી મારી દીકરી ને અને માણેકને તું સંભાળજે. મારો બધો ઈતબાર તારી ઉપર છે. એ લોક કોઈ વાતે ફસે નહીં તે મારે ખાતર જોજે. ધીમજીના ઢંગ મને ગમતા નથી. હું કોઈ આગળ એ વાત બોલીઓ નથી પણ તું મારો પોતાનો દીકરો છે."

"મારી આંખોને જોરે, બાવાજી. હું તમારો વીશવાસ તોડશ નહીં. તમને લાગે કે તમારી તબીઅત ઘણી બગડીછ તો તુરત મને તાર કરજો. હું તેજ દહાડે આવી ઉભો રહેવશ. તમે મને દીકરાની કાની રાખ્યોછ ને દીકરા તરીકે તમારી સંભાળ લેવાનો મારો હક છે."

"અલબત, અલબત–ખોદા તારૂં ભલું કરે."

અરદેસર અને શાપુરજી આ પ્રમાણે છુટા પડયા. પણ આ સઘળો વાર હીમજી કાંહાં હતો? તે બેંગલોર અને લખનોર તરફ સરતના ઘોડા દોડાવવામાં હજારો રૂપીઆનો ધુમાડો કરતો હતો તેણે "રૂગબી" નામનો સરતનો નામીચો ઘોડો વેચાતો લીધો હતો અને તેની કીમત પોતાના કુટુંબથી છુપાવી હતી. પણ તેના તેણે રૂ. ૨૨૦૦૦ આપયા હતા! આ ઘોડા ને કેળવવાને મુંબઇમાં ઇંગ્રેજ "જાકી" વગેરે ઉપર હર માસે રૂા. ૪૦૦ નો ખરચ ચાલતો હતો. હીમજી પોતાને મનથી એમ સમજતો હતો કે ઘોડાની જાતભાત અને ખુબી ખામી જેટલી તે સમજેછ તેટલું બીજું કોઈ જાણતું ન હતું. તેની આ વડાઇનો લાભ તેના છાકટ સોબતીઓ લેતા અને ફુલણજી કરી છાપરે ચહડાવતા હતા.

આ ઘોડાને મુંબઇની રેસીઝમાં ઉતારીને હજારો રૂપઆ કમાવાની હીમજીની ગણત્રી હતી અને એ ઘોડાની હાર જીત ઉપર તેણે હજારો રૂપયાની સરતો બકી હતી આવાં કામમાં તેનો મોટો સલાહકાર કાવસજી શેમશાહ નામનો એક અઠંગ જુગારી પારસી હતો. આ કાવસજી, ગામહીઆ હીમજીને જેમ નચાવે તેમ તે નાચતો હતો.

કાવસજી જેવા જમાને ખાઘેલ રખડેલ પુરૂશથી બીજી શું આશા રખાય? તેણે હીમજીને સીફતથી જુગાર ખાના-ઓમાં દાખલ કરીને એક બે વાર જીતાવીને જુગારમાં

લાખ લગાડયો હતો. વાત બેહકી. રૂપઆ પરથી દશ રૂપીઆ, અને દશ પરથી સો અને હજાર ઉપર વાત આવી અહડી. ઘરબાર, વાડી વજીફા, બાયડી છોકરાં સઘળું વીસરાવા લાગ્યું અને હાથીદાંતના પાસાની જોડી અને સરતંના ઘોડાઓનાં ચેતકને અભાગ્યા હીમજીએ છાતીએ બાંધ્યાં.

---

## પ્રકરણ—૨૬.

### ખોવાયલું ખત—કીસમતની કહાણી.

હીમજી, હીમજી, અભાગ્ય તારાં. ઘરમાં સુન્ના જેવી સ્ત્રી અને હીરા જેવો વહીવટ ધુળ ખાતો નાખીને તું આએ સત્યાનાશના ખાબોચ્યાંમાં જાણીજોઇને ખરડાતો શા માટે હશે ?

પુતળી ઘરમાં તદન એકલી હતી કારણ કે વીરબાઇ અને માસીજી તો મુંબઇ ગયાં હતાં પણ પુતળાં જેવી સ્ત્રીને એકાંતવાસ કાંઇ ઘણી મુશકેલીની વાત નથી. જો બધું ખુટે તો ચોપડીઓ ક્યાં ખુટનાર હતી. દીવસના બે ચાર કલાક તે વાંચતી અને પછી પોતાના પીતાને ઘર જઇને તેઓને દીલાસો દેવામાં બે કલાક કહાડતી. વળી તેણીએ નાના બાળકશાને કેળવવાનું પોતાને માથે રાખ્યું હતું.

પણ આ હીમજીનું ગેરહાજર રહવું અને પોતાનાં કુટુંબ ઉપરથી મન ઉતારો કરવો એ કાંઈ કુદરતની ગેબી લાકડીનો અવાજ હતો. ઘણી વાર ભુડું થાય તે ભલાને કાજે.

એક દાહડે સવારના પુતળાં એકલી બેઠેલી છે એવામાં લીમજી શેઠનો માનીતો કારભારી ઘરડો ફકીરો આવી લાગ્યો. આ ફકીરો કોટવાલનાં કુટુંબમાં લગભગ ૯૦ વરસ સુધી એસટેટો ઉપર દેખરેખ કરનાર ઉપરી તરીકે પુળોટાઇ ગયલો હતો. લીમજી શેઠ પાછા ઘેર આવ્યા હશે એવી આશામાં તે આવ્યો હતો, કારણકે ગામની પાદરે આવેલાં એક નાનાં મકાનના ભાડુત સાથ કાંઇ વાંધો પડવાથી શેઠ પાસેથી એક જુનું ખત જોવાની જરૂર હતી.

પુતળાંએ ફકીરાની અધીરાઇ જોઇને સુચના કરી કે શેઠપર તાર કરી પુછાવ્યું હોય તો કેમ ?

ફકીરાએ આ પગલું ભરવાની ધસીને ના પાડી.

"નારે, શેઠાણી, એકવાર એમજ કામ પડેલું તારે શેઠને તાર કરી પુછાવેલું તે એવા છેડાઇ પડયા કે મને પાણી ઉતાર કરી નાખ્યો. કહેજે તું કારભારી છે કે બૈલ, મને ઘડી ઘડી કંટાળો આપ્યા કરે તારે તું કામનો શું. આપરે તો બા એવા હબકી ગયા કે ફરી શેઠનું નામ નહીં લીધું. હું જાણુંછ કે મોટા શેઠ બાપુભાઇના બંધ ઓરડામાં એમની ટેબલ છે તેમાં પડેલું હશે. તાંહાં શોધીએ તો કેમ ? એ ખત જડશે નહીં તો ઓલા ભાડુતનું કુકે ફાટશે ?"

"તે ખરૂં ફકીરા ભાઇ, પણ તે ટેબલનાં ખાનાંઓને તો ચાવી દીધેલી છે ને ચાવી મારી પાસ હોય તોબી શેઠના હુકમ વગર હું કેમ ઉંઘાડું."

"અરે નારે બાઇ, તેની ચીંતા તમારે કરવી નહીં. બાપુજી શેઠના બાપનો મારા ઉપર એટલો ભરોસો હતો કે એ ટેબલની ચાવીઓ પોતાની પાસેબી રાખતા ને બીજી ડબલ ચાવી મને આપી રાખી હતી કે વખત છે ને પોતે ગેરહાજર હોય ને કાંઇ કામ પડે તો મને જોઇતાં કરતાં કાગલીયાં કહાડી લેઉં. જુઓ બાઇ, આ કુંચી વડે ટેબલનું ઉપરનું ખાનું ઉઘાડશું તો તે ખત નકકી ત્યાંથી મળશે. એ ખત બહુ કાગલ ઉપર લખેલું છે ને ત્રીસ વરસનું જુનું છે. નીચે ડાબા ખુણામાં કાળી સાહીનો મોટો ડાઘ છે. તમે જરા મારી સાથે આવો તો ઝટ દેખાડું."

પુતળાં હવે શા કારણથી ના પાડે? પોતાના ધણીનું કામ બગડે તે જોવાને તે રાજી ન હતી એટલે કારભારી ફકીરો અને તે પોતે કરી વીસ વરસના ખાલી પડી રહેલા ઓરડામાં ગયાં. આ ઓરડો એક વખારના જેવો હતો. અને તેમાં જુનું પુરાણું ફરનીચર ઢગલા મારીને ધુળખાતું પડયું હતું. આ ઠેકાણે ૨૨ મા પ્રકરણમાં આપેલું વર્ણન એક વાર ફરીથી સજીવન કરવાનું ઠીક પડશે.

અમે લખી ગયા છીયે કે:—(ઘણો અંદેશો કરીને લીમજીએ પેલું કાગલ પોતાની લખવાની પેટીમાં બંધ કીધું. પણ વળી વીચાર આવ્યો કે જો કોઇ હોનારતથી આ વીલ તેની પેટીમાંથી મળી આવે તો સાફ પુરવાર થાય કે તેની હસતી વીશે લીમજી જાણતો હોવો જોઇયે. આ ખ્યાલથી તેણે પોતાના બાવાજીની એક પુરાણી લખવાની ટેબલના છઠા

ખુણામાં તે ચાંપયું. આ ટેબલને વીસેક ખંગ હતા અને તેમાં જાતજાતના પુરાણાં કાગલીયાં ચાંપેલાં હતાં અને તે ટેબલ ધરમખાતે વખારમાં પડી રહેલી હતી.)

ત્યારે હવે વાંચનારના ધયાનમાં ઉતરશે કે શીમજીએ પેલું વીલ છુપાવ્યું તે ટેબલ આએજ ઓરડામાં હતી. અને તેજ ટેબલ ફકીરો ઉંઘાડવા ઇચ્છતો હતો. આ ઓરડો જે છેલ્લાં છ વરસ થયાં બંધ પડી રહેલો હતો ત્યા પુતળાં અને ફકીરો ગયાં. ઓરડામાં ઢગલાબંધ ધુળ પડેલી હતી અને સામાન અહીંથી તહીં ઢગ મારી મુકયો હતો. મોટા બાવાની મોટી લખવાની ટેબલ ફકત વચમાં હતી અને તેની આગળ એક ખુરસી મુકેલી હતી. ટેબલ ઉપર નયુસપેપરોની ફાઇલના ઢગલા પડેલા હતા.

પુતળાંએ ખાનાં ખેંચી જોયાં તો સઘળાં બંધ હતાં, સઉથી ઉપરનો ખંગ ફકીરાએ ઉંઘાડયો પણ ત્યાંતો ખત મળયું નહીં. તે ફફડીને બોલ્યો :—

"હવે કેમ કરૂં. પેલો બાડુત કહેછ કે લખત થયુંજ નથી. અને મે મારી નજરે જોયલું તે.એમ કેમ હોય. બાઇ હમણાં તો મને અવકાશ નથી પણ કાંઇ નહીં;! એક બે દહાડા પછી ફરીથી ધીરે રહી જોઇશું તો જરૂર મળશે."

"ચીંતા.નહીં, ફકીરાભાઇ, તમે જાવો. મને હમણા ફરસુદ છે તેથી હું કલાક બે કલાક અહીં બેસીને જોઉછ. જો ખત હાથ લાગશે તો મોકલાવી આપશ.

## પ્રકરણ—૨૭.

### ખાસ શોધ્યું નહીં પણ જડયું.

પુતળાંએ ઠરાવ કીધો કે ધીરજથી સઘળાં કાગલીયાં ખોળીને પેહલું કામનું ખત શોધી કહાડવું ત્યારે તે થોડુંજ જાણુતી હતી કે તે એક મહાભારત સંસારી ધરતીકંપનો પાયો નાખતી હતી, તે થોડુંજ જાણીતી હતી, કે તેણીના આ પગલાં ઉપર તેણીનો પોતાનો, તેણીના ભરથારનો અને પોતાના પુત્રના ભવીશયનો મોટો આધાર લટકેલો હતો એકાદ મોટા બાવાના જુના કાગલીયાં ખોળવામાં કેવી મજાહ છે તે ઘણા જણા જાણે છે. પચાસ સાઠ વરસપર બનેલ. બનાવ નવેસરથી વાંચવાની ઓર લેહેજત છે. તે લેહેજતે પુતળાં ઉપર એવો ગલબો કરયો કે તે જમવાબી ઉઠી નહીં. એક ખંગ પછી બીજો ખંગ ખાલી કરી પુતળાંએ સઘળાં કાગલ વાંચયાં. સાઠ વરસની વાતપર નરણુ ભોજાઇઓ કેમ મરાયાં હતાં, નરણે ભોજાયઇની તાણુતાણીની ફરીઆદ માએજી પર દમણુ કેમ લખી મોકલી હતી, કાકાજી એક પાન સોપારીના બીડાંને સારૂં કેવા છેડાઈ પડયા હતા ઈત્યાહી, વાંચન સેર વાલટર સકાટના રમણીય રોમાનસને હઠાવે એવું હતું.

સાંજના ત્રણ વાગતાથી વાંચવા બેઠેલી તે રાતના સાત વાગયા તોય પુતળાં ઉઠે નહીં. બાહાર વરસાદ તો મારમારનો પડતો હતો અને વીજળીના ચમકારા અતેરૂં કરી રહયા હતા. ગગડાટ કહેજે મારૂં કામ. પુતળાં વીચારમાં પડી કે

આવા વાવીઝોડાંમાં તે લોક પોતે આવા મુસતકીમ બંગલામાં ઠઠરતાં હતાં તો પછી પેલા ભાગેલાં તુટેલાં ઝુપડાંમાં બચારાં બીમાર લોક કેમ રહેતાં હશે. લોમજી પોતાની ફરજ નહીં બજાવે તો ખેર. પુતળાંએ પોતાની ગાંઠથી ચોકસ રીપેર કરવાનો ઠરાવ કરયો હતો. કામ પડે તો બાનાજી પાસેથી રૂપીઆ ઉછીકા લેવામાં કશી હરકત ન હતી.

ખત ખતને ઠેકાણે રહી ગયું અને પુતળાં તો બીજાં આગલા પાછલાં કાગલયાં વાંચવા પડી. આમા અરદેસરના બાપ માણેકશાહના આવેલાં ઘણાક કાગલો હતાં અને તેપારથી જણાતું હતું કે માણેકશાહને છેક તેના બાપે અકારો કરીને કહાડી મુકયો હોયજ નહીં.

આખરે જડયું! શું? પેલું ખત. પુતળી ખુશી થઈ કે તેની મેહેનત સફળ થઇ. ફકીરાએ કહયું તેમ આ ખત બલુ કાગલ ઉપર લખેલું હતું અને છેડે કાળી સાહીનો મોટો ડાઘ હતો. ખત ખેંચી કહાડીને બાજુએ મુકતા પુતળાંની નજર આ ખંગની પછવાડે ખોસેલાં એક કપડાંના ડુચા ઉપર પડી. તેણીએ આ ડુચો તાણી કહાડયો તો પછવાડે એક ચોર ખાનું જણાયું. ઓહો, એ શું? જરા આમ તેમ હલાવી જોયું તો કાંઈ જુની કમાણ છટકી અને એક ખાનું બહાર નીકળી આવ્યું. પુતળાં ઉઠીને ચકીત થઈ માંહે જોયછ તો એક સફેદ રોમાલમાં વીટાળેલું કાંઈ કાગલ હતું.

માણસની નબળાઇઓમાં સર્વેથી મોટી નબળાઈ ખણખોટ કરવાની છે. પુતળાં ગમે એવી ભલી હતી પણ આ નબળાઇથી ખાલી ન હતી. તેણીએ રૂમાલ ઉખેડીને માંહે વીટાળેલું કાગલ વાંચ્યું.

બસ ! તેની છાતી ચાલતી બંધ થઈ ગઈ! આ શું ? જાણે તેણીના માથાંમાં કોઇએ હથોડી મારી હોય તેમ તે ધુમવા લાગું.

હીમજીના બપાવાનું નવું વીલ! તેમાં સાફ લખેલું કે બધું 'નાણીકશાને મળે અને બાપુજીને તો ફક્ત પગાર મળે!!

આ કાગળ પુતળાંએ ટેબલ ઉપર મુકી દીધું અને પોતાની આંખો ઉપર હાથ ધાંક્યા કારણકે તે વાર ઓરડો ચક્કર ચક્કર ફરતો હતો. હીમજી ત્યારે ફોકટનો શેઠીયો ગણાતો હતો. તેના મરનાર બાપે ત્યારે ઠગાઈ કરી હતી! ગામના શેઠ ઉપરથી એક પગારદાર પેનશનરની હાલતપર આવતાં હીમજી કોણ જાણે શું કરશે.

તે ખાનાર, પીનાર, અને એશઆરામમાં લપટાયલો તે પોતાની મીલકત કેમ કરી છોડી દેશે. પોતાના બુચાના હવે પછી શા હાલ.

પણ સબર, આ ખબર બાહાર પડતાં અરદેસરની છાતી-પરનો બોજો કેવો ઉંચકાશે. તેના બાપને ખાતર તે હમેશાં બળાપો કરયા કરતો હતો પણ હવે તેનો જીવ ઠરશે.

વળી અરદેસરના કારભાર તળે ગરીબ ભાડુતો કેવાં સુખી થશે. પુતળાંએ વીચાર કીધો કે આ ફેરફારથી હીમજીને કાંઈ ઘણું ખમવું પડે એવું નથી. પોતાના બાપની પુતળાં વારસ હતી અને શાપુરજી એલાવીયાનું જે પુતળાંને મળે તે પાછું હીમજીનેજ કામ આવે. વળી અરદેસર એવા મોટા મનનો હતો કે હીમજીને સારો જેવો ભાગ આપયા વગર

રહે નહીં. આહ! પણ તે ચટકોજ લીમજીથી કેમ ખમાશે. જે માણસને લીમજી ખરાં જીગરથી ધીક્કારતો હતો તે માણસ શેઠીયો થાય ને લીમજીની સવા પોહોરની પાદશાહીની ગામમાં ઠેકડી થાય! વીલ તો ખરૂં હતું તેમાં તો રતી ભારનો ફેર નહીં.

બાપુજીના બાપ ગુજરયા તેની બે દહાડા આગળની તે ઉપર તારીખ હતી. પણ સબર! જયારે આ વીલ મરનારે પોતાના મોતના બીછાનામાં છેલ્લી ઘડી એ કામ કીધું હતું તથારે તે એ વખારના છઠા ખુણામાં મુકી કોણ આવ્યું? ઘરડાજી પોતે તો કાંઇ ઉઠે 'નહીં', તારે મુકનાર કોણ? એક ધુંદાયલા જખમ ઉપર રાઇનો ઝટકો લાગે તેમ પુતળાં આ દગાના ખ્યાલથી છળાણી. અલબત પુતળાંને લીમજી વીશે તો કાંઇ વેહેમ આવ્યોજ નહીં. પણ સસરાજીનાં કામની સફાઇ વીશે તે ઘણી વીચારમાં પડી.

ખરાંનું ખરૂં થાય ને હકદારને પોતાનો હક મળે એવા ખ્યાલથી આ ભોળી છોકરી પેહેલાં તો રાજી થઇ પણ જયારે આ સઘળા મામલામાં દગા અને ગુનાહનો અંસ ઉમેરાયો ત્યારે તે ગભરાઇ. તે વીચારવા લાગી કે અલબત જે મકાનપર તેમનો હક નહીં તાંહાં હવે કોઇથી એક ઘડીબી રહેવાય નહીં. પણ વીરબાઇ શું કહેશે? વીરબાઇ તો એક બાજુ રહી પણ લીમજી શું કરશે? તે એક ઠગારા બાપનો બેટો!! તેમનો લાડકવાયો દીકરો માણેક તે એક ઠગીને મીલકત પચાવી પાડનાર ધણીનો દોત્રો!!

અલબત, ભલો અરદેસર સાહેર જાણી જોઇને તે લોકની એબ બાહેર તો નહીં પાડે પણ મીલકતોનો કબજો આપતાં લેતાં વાત બહાર આવ્યા વગર કાંઇ રહેવાની હતી? ગમે તે થાઓ, વીરબાઇજીને ગમો કે ના ગમો, લીમજી ગુસ્સે થાઓ કે ચીથરાં ફાડો પણ પુતળાંને તો સાચ્ચે માર્ગે ચાલવા સીવાય બીજો છુટકો ન હતો. પોતાના આવા સખ્ત વીચાર છતાં તે મન સાથ બહુ બીતી હતી કે આ વાત પંહેલવહેલી લીમજીને જાહેર કેમ કરવી. પોતાને ખાને ખરાબીની આગી ઉપર લાવી મુકવાનો દોષ તે પુતળાંને માથે જરૂર મેલવાનો? પુતળાં ઇચ્છવા લાગી કે આ ગુમાઇ ગયલાં વીલની શોધ કોઈ બીજાને હાથે થઇ હતે તો ઘણું સારૂં થતે.

હવે કરવું કેમ? દસતુરજીની મદદ માંગવી? નહીં. કુંટુ-બની બેઆબરૂ કોઇનેબી જાહેર કીધા અગાઉ પેહેલાં લીમજીને વાકેફ કરીને તેને ઇનસાફ કરવાની તક આપવી જોઇયે. અરે પણ એ કયારે આવશે. લીમજી આવે ત્યાં સુધી આ વાત દાબી કેમ રખાશે. તાર કરીને એને બોલાવી મંગાવીયે અથવા પુતળાંએ પોતે મુંબઇ જઇને વાત છેડી હોય તો કેમ? વળી પાછો તેણીને વીચાર આવ્યો કે બધી વાત વીરબાઇને કહી દઇને તેણીની મારફતે લીમજીના કાન ખોલયા હોય તો? છટ, શું પુતળાં હીચકારી હતી કે પોતાની અણગમતી ફરજ બીજાને માથે નાખે?

પુતળાં હવે થાકી ગઇ હતી. તે ઉઠી અને ચોર ખાણું સંભાળથી પાછું બંધ કરીને બહાર પડી. તેણીએ પેલુ વીલ પોતાના બદીયાનના ખીસાંમાં દાબયું. રાતના દસ વાગયા હતા તોયે તે માણેકના પારણા આગળ ગઇ અને હળવેથી તેના ગાલ ઉપર બોસો લઇ બોલી:—

"આહ દીકરા, આએ ઓરડામાં તુ નાચેલો કુદેલો ને પોઢેલો તે હવે તારો નથી. હું તારી જણેતા મા તુંને નાવારસ કરવાને તઇઆર થઇછ. પણ પૈસાના ડુંગર કરતાં તારી સચ્ચાઇની જીંદગી મને વધારે વહાલી છે. દાદાર હોરમઅદ મને સારો રસતો સુઝાડો. પરવર દેગાર મારા ધણીને ખરૂં કરવાની મતી દેખાડો."

બીજે દીને સવારના લીમજીનું કાગળ આવ્યું. તેમાં સરતના રોદરા રડેલા હતા. પોતાનો માનીતો ઘોડાશું શું કરી બતાવનાર છે તેનું સઘળુ ભરતીઉં હતું પણ પાછો ક્યારે આવશે, તેનો એક શબ્દ ન હતો.

પુતળી સવારના ઉઠી પણ ચીંતાને લીધે અને રાતના ઉજાગરાને લીધે તેનું માથુ દુખતું હતું. લીમજી જ્યારે પોતાની મીલકતનો પોતે માલેક હતો ત્યારે સરતમાં પૈસાની ધુળધાણી કરે તો એકવાત હતી પણ હવે તે પૈસા કોઇના હતા એટલે પુતળાંને ફાળ પડી. લીમજીને આગ્રહ કરીને ઘેર બોલાવવો કે નહીં એ એક અગત્યનો સવાલ થઇ પડયો. તે વીચારવા લાગી કે નહીં બોલાઉં તો લીમજી પારકા પૈસા ઉડાવીને ગુનેહગાર ઠરે. જો બોલાઉં તો ભારી રમખાણ ઉઠશે.

કાંઈ નહીં, આટલા દહાડા ગયા તે થોડા વધતા. અરદેસર ડાકટર કાંઇ બે ચાર દહાડાને વાસ્તે ઝાડ તોડી પાડે એવો ન હતો. એમ કાંય નહીં બને કે અરદેસર લીમજીને ભરૂચમાંજ આ મોટાં મકાનમાં રહેવાની રજા આપે ?

---

## પ્રકરણ—૨૮.

## શાપુરજી એલાવીઆની બીમારી.

ઘણા ગમગીન દીલે પુતળાં સવારમાં ઉઠી અને સરેસતા પ્રમાણે∘ બાવાજીને મળવા ગઇ. કોઇ દહાડે નહીં ને આજે એમ કેમ ? બારણામાં કોઇ મળે નહીં, ખડકીમાં કુઇ નહીં, બેસવાના ઓરડામાં બાવાજી નહીં ! સઘળું ચુપચાપ. ફાળ ખાઇને પુતળાં માળપર દોડી અને જોયછ તો દીવાન ખાનામાં ડાકટર દીનશા ઘણા વીચારમાં બેઠેલા.

"સારૂં થયું જે તું આવી, પુતળાં, હું તુંને તેડવા સારૂં માણુસ મોકલનારજ હુતો. તુંને કેમ ખબર પડી ? મામલો જરા વધારે બગડયોછ ખરો, પણ છેક ઘણી ધાસતી લાગતી નથી."

"ધાસતી∘! મામલો ! ઓ ડાકટર, હું તો કંઇ જાણુતી નથી. જરા વહેલા બોલી દેઓની શું છે ?"

ગભરા ના, મારી દીકરી. જરા બાવાજીને અચખુચ લકવાની ઝપટ લાગીછ. એવણુ બહારથી ફરીને આયા ને ખુરસીપર બેસી ગયા. પહેલાં તો નોકરો સમજીઆ નહીં પણ પછી તુરત હું આવી પહોંચ્યો ને માથાપર બલીસટર મારયુંછ. બચારાં તારાં ઘના ડોસાં ખુબ મેનીજ કરેછ. હું જરા જઇ આઉં તેટલાં આશા રાખુંછ કે એવણુ પાછા સુધીમાં આવશે."

"સુધીમાં !" આટલો શબ્દ બોલી પુતળાં લાકડાં જેવી થઇ ગઇ.

ભલા ડાકટર દીનશા આ દુખીયારી છોકરીની લાગણી સારી રવેશે સમજતા હતા. આ બાપ બેટી વચ્ચે એવો ગાંઠ મજબુત હતો કે તેવો જવલેજ હશે. પુતળાં એવી ફગલાઇ ગઇ હતી કે તેણીની આખમાંથી આંસુનું એક ટીપુંબી નીકળતું ન હતું.

ડાકટર દીનશાએ નરમાસથી તેણીના બરડા ઉપર હાથ મુકી પુછ્યું "માએ, તું તારા બાવાજી આગળ જવા માંગેછ? તારા જવાથી ફાયદો તો કંઇ થવાનો નથી પણ તારી ખુશી હોય તો મને કંઇ અડચણ નથી."

પુતળાં મુગી મુગી ઉઠી. શાપુરજીના ઓરડાની બહાર આવી પુગતાં ડાકટરે ચેતવણી આપવાનું દરૂસત ધારયું "જો, બીમારનો ચેહેરો ખેંચાઇ ગયલો છે તે જોઇને ગભરાતી ના. લકવામાં એમજ થાય. અસર ઉતરી જશે એટલે પોતાની મેળે પાછું બરાબર થઇ જશે. મને બીક એટલીજ લાગેછ કે રખેને એવણની જબાંપર અસર રહી જાય."

પુતળાંએ ચુપચુપ ડોકું નમ:વ્યું અને તેઓ બેઉ જણા ઓરડામાં દાખલ થયાં. ચીસ નહીં પડાઇ જવાય તે સારૂં પુતળાંએ પોતાના હોઠ દાંતમાં પકડી રાખ્યા હતા.

શાપુરજી એલાચ્યા પલંગ ઉપર ચતાપાટ પડેલા હતા. તેવણના ડોળા ઉંઘાડા હતા પણ કોઇને જોતા ન હતા. ગળાં આગળની નેસ ખેંચાઇને તસ થઇ આવી હતી અને ઘણી મુશકેલીથી દમ ચાલતો હતો. જરા જરા વારે તેવણનો ડાબો હાથ ઉડયા કરતો હતો.

તેજ પલંગ ઉપર ધનામાસી માથે મોટો કાળો પાટો બાંધીને ચહડી બેઠાં હતાં અને જરા જરા વારે બેભાન પડેલા બીમારનું મોહોડું ફેકટનું લુછ્યા કરતાં હતાં. તેવણુને દેખઇતી રીતે આવું કામ ગમતું હોય તેમ લાગતું હતું. હવે તેવણુ ઘેરમાં એકલાં કરતાં કાવરતાં શેઠાણી થયાં તે વાત કોઇબી રીતે ના પસંદ નહીં હતી આવી હાલતમાં પુતળાં આવી પહોંચી તે કાંઇ ધનામાસીને આગું ભાવ્યું નહીં.

ડાકટર દીનશા પુતળાં ગમ ઘણી બારીક નજર રાખીને ઉભા હતા અને આખરે તેણીની આંખમાંથી પાણી ગદગદ નીકળી પડયાં ત્યારે તેવણુને જરા ધીરજ આવી. દીકરી બાપના પલંગ આગળ આવી અને ધનામાસીએ નાકપર આંગળું મુકીને તેણીને બેરવવાની ઘણીબી તજવીજ કીધી તોય દીકરીએ બીમારનો હાથ ઉંચકીને પોતાની આંખમાં ચાંપ્યો.

આખરે ડાકટર ગમ ફરીને બોલી "ડાકટર, તમે હમણા બહાર ના જાઓ. એવણુ સજાગરૂ થશે તો અમે શું કરશું."

"માએ, ડાકટરે મને બધું સમજાવયું છ. તારૂં શું કામ છે. તું તારે ઘેર સીધાર. સીક માણુસ આગળ બચ્ચાંનું કામ નહીં."

"નહીં માસી, તમે આએ ઘેરમાં બીજી ગમે તેવી રીતે રાજ કરો તો હું ખુશી મારો ખોદા ખુશી પણ ત્યાંહાં બાવાજીની તબીએતની વાત આવી તયાં તેવણુને

સમાલવાની ફરજ બીજા કોઇને સોંપાય નહીં. બીમારનુ મોહોડું દર પાંચમીનીટે લુછયું ને માથાંપર હાથ મુકીઓ તેથી કાંઈ સારવાર થતી નથી. ખરી સારવાર કરવા સારૂં તો ઘણી આવડ જોઇએછ. તેથી બેઅદબી માફ કરજો પણ તમુને પોતાનેજ આએ ઓરડામાંથી બહાર જવું પડશે. બાવાજીની રાત દીવસ ચાકરી કરવાનો મારો હક છે."

પુતળાં આ શબ્દો ઘણી નરમાસથી પણ મજબુતાઇથી બોલી એટલે ધનામાસી તો ગંગેતાઇ ગયાં અને ડાકટર દીનશાને વચમાં ઓઠું લાવીને વાંધો લેવા માડયો.

"મારે શું. જો, પુછ ડાકટરને, એવણુ સવારના કહેછ કે ધનામાસી તમે નહીં હોતે તો કોણુ જાણે શું નું શું થઇ જતે. માએ જેટલાં મેં દુ:ખ સેહવીઆંછ તેટલાં તારાં કોઇ દુશમનબી નહીં જોય. કેમ ડાકટર ખરૂં કેની?"

"ખરૂં, પણુ ધનામાસી, શાપુરજીની સારવાર કરવા થકી તમારાં કરતાં પુતળાં વધારે લાયક છે. એકતો એ પોતે દીકરી, ને બીજું તો નવી રીતે 'નરસીંગ' કરવાનું એ વધારે સમજે."

"ચાલો, ઓછી પીડા. મારે શું. મને કંઇ ઉજાગરો કરવા ગમેછ કે. નહી તો તમારી ખુશી" એમ બોલી ધનામાસી ભારી છણુકો કરીને ઓરડાની બહાર જઇને બેઠાં.

પુતળાં બાપના પલંગ આગળ ખરેખુટ બેઠી. બરાબર પાછલી રાતના એક વાગતે ડાકટર પાછા આવ્યા. બીમારમાં કશો ફેર થયો ન હતો. પુતળાં ખડી આગળ બેઠી

હતી અને ધનામાસી તો બહાર એક સોફા કોચ ઉપર ધડોધડ ઉંઘ ખેંચતાં હતાં. ડાકટર દીનશા અને પુતળાં સવાર સુધી ખડેખુટ બેસી રહયાં. સવારે પાંચ વાગતે જરા જરા ઓરડામાં ઉજરડું અવવા માંડયું, ડાકટર ખુરસીચેર ઉપર જરા ઝુકણુમાં હતા. પુતળાં વીચારમાં હતી એવામાં બાપના ચેહેરા ઉપર તેણીની અચણુચ નજર પડી. મુશકેલાઈથી ચાલતો દમ આશાન થઇ ગયો, આંખનાં પાપણુ હાલ્યાં અને ડોળા જે તગર તગર થઇ રહયા હતા તે નરમ પડી ગયા. ડાકટર અને પુતળાં બંને બીમાર આગળ જઇને ઉભાં. દવા પાવાની ઘણીબી તજવીજ કીધી પણ ફોકટ. શાપુરજીનું ગળું ચીપલાઇ ગયું હતું. તેવણુ સુધીમાં આવતાંજ પુતળાંને ઓળખી અને જરા મોહ હસતું કરીને બોલ્યા.

"દીકરી."

આ શબ્દ સમેત હસતા ચેહેરા સાથેજ શાપુરજીનો જાન તેમના બદનમાંથી ઉડી ગયો.

---

## પ્રકરણુ—૨૯.

## શાપુરજી બેલાબીઆનું બીલ.

શાપુરજી બેલાબ્યા ગુજરયાની ખબર શેહેરમાં વીજળીની પેરે પસરી રહી, કારણુ કે તેવણુ ભરૂચના જુના અને જાણીતા રહીશ હતા. સવારના પોહોરમાં તો ઘેર આગળ ભર ભાહુત અને દોસત આસનાવોની મોટી મીજલસ

મળી. જરા વારમાં દસતુર દીનીઆર આવી લાગ્યા અને અંદર જઇ જોયછ તો પુતળાં એક કોચ ઉપર એકલી બેઠેલી હતી. તેણીએ કાળી સાડી પેહરી હતી અને મોહો ઉપરથી લોહીનો દરેક છાંટો ઉડી ગયો હતો. તેણીની આંખમાં આંસુનું એક ટીપું ન હતું પણ મોહો કુમલાઇ ગયું હતું.

દસતુરજી દીલાસો દઇ બોલ્યા "મારી વહાલી બેન, આ બનાવ વખતે શું બોલવું તે મને સુઝતું નથી. કુદરત સામે લડવાની આપણામાં કુદરત નથી. પણ સારૂં ગામ જાણેછ કે તમારા બેહેસતી બાપનો ને તમારો જીવ એક મળી ગયલો હતો."

"દસતુરજી, મારા દીલમાં હમણા શું થાયછ તે કહેવાની જરૂર નથી પણ તમે ભલે આવયા. તમારી સલાહની મને ઘણી જરૂર છે. મેં લીમજીને હમણાજ તાર કીધોછ. તમે શું ધારોછ? એવણે અહીં આવવું જોઇયે કેની?"

"હાસતો. એવણ રાતની મેલ ટ્રેનમાં નીકળશે તો સવારના ૬ વાગતામાં આવી પુગશે."

"મને તે વીશે ઘણો શક છે. પણ અરદેસરનું કેમ? તેવણ ઉપર બાવાજીનો બધો જીવ પ્રાણ ઉતો ને તેવણને નહીં કહેવાડશું તો ઘણા દલગીર થશે. હું તેવણનેબી તાર કરતે પણ તે—પણ તે—વખતે—

"ચીંતા નહીં બેન, હું હમણા 'અરજંટ' તાર કરૂંછ. મારા વીચાર પ્રમાણે અરદેસરનો અહીં આવવાનો શક છે. લીમજીબી જરૂર આવશે."

"ખોદા કરે ને એવણુને એવો સારો રસતો સુઝે. એવણુ આવશે તો મને કેવું સારૂં લાગશે. બચારાના પેટનો છોકરો હોતે તો તે આજે બધી ફરજ માથે લેતે. હું બાઇ માણુસ શું કરૂં.? ચાહારમને દહાડે બેહેસતીનું વીલ ઉખેડ્યાનું છે એમ દામોદરપંત વકીલ કહેતાતા. મેં કહ્યું કે ઉતાવળ શું છે, માસીસા પછી વાંચશું તારે મને મોહોરબંધ વીલ બતાવયું જે ઉપર લખેલું છે કે,

"મારાં ચાહાગમને દહાડે બધાં સગાં વહાલાંઓની હજુરમાં ઉખેડીને વકીલ દામોદરપંતે વાંચવું."

દસતુરજી ગયા પછી પુતળાંએ એકદમ છોડી મુક્યું. તેણીએ પોતાનો દીઓ દાબી રાખ્યો હતો તે એકદમ ખાલી કીધો અને હળવે સાદે ઝારઝાર રડી.

જરા વારમાં મુંબઇથી લીમજીનો તાર આવ્યો કે—

"ઘણોં દલગીર છેઉં. બનશે તાંહાં સુધી સવારન આવી પહોંચશ."

પણુ સવાર પડી ને સાંજ પડી તોય લીમજીની ધન નસલ જણાઇ નહીં. પુતળાં બહુ મુઆઇ. તેણીને પોતાને ખાતર નહીં તો મરનારના માનને ખાતર લીમજીએ વીચાર કરવો હતો. લોક શું બોલશે તેની શરમથી આ ભલી છોકરીનું મોત થઇ ગયું. બીજી મેર અરદેસર સાહેર સવારના પોહોરમાં આવીને ઉભા અને પોતાની સરેસતાની લાયકીથી સઘળી મરણુ કીયામાં મદદ કીધી.

ચાહારમની સવાર ખલાસ થઈ અને સઘળાંઓ શાપુરજીના મકાનમાં વીલ સાંભળવા માટે ભેગાં મળયાં. આ વીલ ઘણી સંભાળથી અને સાફ ભાશામાં લખેલું હતું. તેમાં પોતાના ખેશી ધનાબાઈને રૂ. ૫૦૦૦ અને દરેક નોકરને રૂ. ૫૦૦ અપાવ્યા હતા. વીલમાં નીચલો ફકરો સર્વેનું વધારે ધ્યાન ખેંચતો હતો:—

"મારા ખરેખરા ખેરખાહ અને ઘણા વહાલા દોસ્ત ડાકટર અરદેસર કોટવાલ, જેવણ સાધારણ રીતે ડાકટર અરદેસર સાહેરને નામે પોતાને ઓળખાવે છે તેવણને મારા તરફની પ્યારની ઇધાણી દાખલ રૂ. ૧ લાખની રકમ આપવા ફરમાવું છું. મારી દીકરી પુતળાં તે ધીમજીભાઇ બાપુજી કોટવાલની ધણીઆણીને રૂ. ૧ લાખની રકમ એવી સરતથી આપું છું કે તેનું વીયાજ તે પોતાને ગમે તેમ વાપરે. આ રકમ ઉપર તેના ધણીનો કશો હક ઇલાકો નહીં. મારી મજકુર દીકરીને હું સખત તાકીદ કરૂં છું કે આ રકમમાંનો કાંઇબી ભાગ કોઇનાબી માગતાં લેહેણાની પતાવટ કરવામાં વાપરવો નહીં. મારા પુરાણા મીતર દસતુર દીનીઆરને રૂ ૧૦૦૦૦ની રકમ આપવી. આ બધી 'લીગસી' આપ્યા પછી મારૂં જે કાંઇબી વધે તે—વાડી બંગલા, ખેતરાં, ઢોરવાં, ફરનીચર, જર જણુસકુલ અસકેઆમતના વારસ તરીકે મારી દીકરીના દીકરા માણેકશાહને ઠરાવું છું અને તેની ઉમર એકવીસ વરસની થાય તયાં સુધી આ અસકેઆમતનો વહીવટ ચલાવવા સારૂં મારા મજકુર દોસતો ડાકટર અરદેસર સાહેર અને દસતુર દીનીઆરને એકઝીકયુટરો ઠરાવું છું."

વીલ વંચાઇ રહેવા પછી સર્વે મુગાં મુગાં વીખેરાઇ ગયાં, માત્ર ધનામાસી નારાજ થયાં અને સામન અછાડ પછાડ કરી ને પોતાના પેટનો બળાપો જાહેર કરયો.

અરદેસર અને દસતુરજી ચાલતા રસતે પડયા ત્યારે દસતુરજીએ વાત છેડી.

" મારા દોસત, તારાં આએ નસીબને સારૂ હું તુને દીલોજાનથી મુબારકબાદી આપુંછ. આ દોલતમાંથી તારે હાથે ઘણાં ભલાં કામ થવાની હું આશા રાખુંછ."

" તે તો ખોદાને હાથ વાત છે. પણ શાપુરજીને એ ફાંટો શું આવી ગયો હશે. મેં આવી બક્ષેશની એક ઘડી ભરબી વકી રાખી ન હતી. હું કાંઇ થોડી ઘણી યાદદાસતની વકી રાખતો હતો પણ આએ તો હદ થઈ ગઈ. આએ વારસો કબુલ રાખવો કે નહીં તે વીશે હું વીચારમાં છું. જ્યારે હીમજીને ખબર પડશે ત્યારે તો કોણ જાણે કેમ કુવો પુરવા તૈયાર થશે."

"હું શાપુરજીનો તેમાં જરા વાંક કહાડતો નથી. હીમજીની હાલ બધી ચાલ એવી છે કે જો મરનારે તેના હાથમાં રૂપીઆ સોંપયા હતે તો તે એક જાતનો ગુનાહ કીધેલો હું સમજતે. ગરીબ બચારી પુતળાં, મને એની ઘણી દયા લાગેછ."

દસતુરજીના જવા પછી અરદેસર પુતળાંની મુલાકાતે ગયો. પુતળાં અલબત ઘણી ગમગીન હતી પણ સહુકાછથી સઘળો દીલાસો સાંભળતી હતી. જ્યારે અરદેસરે તેણીને હીમજીની ગેરહાજરી વીશે પુછયું ત્યારે તે રશ-

મને મારે લાલ પુણી જેવી થઈ ગઈ. અરદેસરથી હવે વધુ વાર રહેવાયું નહીં. પુતળાંનો હાથ અચણુચ પકડીને અરદેસરે પોતાની આંખમાં ચાંપ્યો અને બોલ્યો.

"હું અરધા કલાકમાં પાછો મુંબઇ જાઉંછ પણ જવા અગાઉ મારે બે બોલ બોલવા વગર ચાલતું નથી. એક વખત અગાઉ આપરે ભાઈ બેન તરીકે એક બીજાની અરાસે ઉભાં રહેવાની કબુલાત આપી હતી તે તો તમને યાદ હશે. અલબત એવી પ્રામીસો લગન પછી હવામાં ઉડી જાય છે. પણ તમારા પીતાના વીલની રૂએ હું ચોકસ રીતે તમારી ઉપર સંભાળ રાખવાનો હક ધરાવું છું. વાસતે એટલી કબુલાત આપો કે જો કોઇ વખતબી તમારી ઉપર કાંઇ મુશકેલી આવી પડે તો તમે મને બોલાવશો."

"પણ મુશકેલી પડશે એમ તમે ધારોછ? શું કાંઇ બીમજીના સંબંધમાં ઘોંટાળો છે? એવણ મુંબઇમાં શું કરેછ તેની તમુને કંઈ ખબર છે?"

અરદેસર ઘણો ચમકીઓ પણ કાંઇબી જવાબ તો આપવો જોઇએ. "હું દલગીર છઉં કે બીમજીના ઢંગ કાંઇ મને ઘણા પસંદ આવતા નથી. એવણે મને રાતના કબુલાત આપી હતી કે સવારના ટરેનપર આવશે પણ આવ્યા નહીં. મને મળેલી ખબર જો ખરી હોય તો એવણે મોટું દેવું કીધુંછ ને એવણના સોબતીઓ સારાં નથી. આએ બધું હું ખુલ્લાં મનથી તમને કહુંછ કારણકે મોડે વેહલે તમારા જાણવામાં તો આવશેજ તારે બેહેતર

છે કે મારેજ મોહોડે ખરી વાત સાંભળો. વળી તમે શેઆના છેઓ એટલે તેનો કંઇબી ઉપાય કરશો. મારે કહેવા વગર ચાલતું નથી કે લીમજી જો કોઇનુંબી માને તો તમારૂં માને. વાસતે મારી તમને ખરાં દીલની સલાહ છે કે કાંઇબી વગ લગાડીને એને અહીં બોલાવી લેઓ. એને બચાવવા થકી કાંઇબી બહાનુ ચાલશે."

પુતળાંની જબાં સુધી—આવ્યું કે અરદેસર આગળ ખોલાસો કરે કે તેણીએ પોતાથી બનતું કીધું હતું પણ ફોકટ. પણ પોતાના ધણીની આવી બેઆબરૂ કરવાની તેની છાતી ચાલી નહીં, તોબી તેણીએ જવાબ દીધો:—

"ભાઇ; એ ઉપરાંત બીજાં ઘણાં અગતનાં કારણુસર હું લીમજીની હરરોજ રાહા જોઉંછ. હું એટલી ઇંતેજાર છેઉં કે જો આઠ દસ દહાડામાં એવણ પાછા નહીં ફરશે તો હું પોતે મુંબઈ જવશ."

"ગમે તેમ કરો પણ કાંઇબી કામ પડે તો મને યાદ કરજો; કેમ કબુલ?"

"અલબતાં, મારૂં હવે બીજું મદદગાર—મકું જે તમારૂં કામ પડશે એમ દેખાયછ ને તેવી વખતે હું તમને સદા યાદ રાખશ."

"ઠેંકયુ—જો બીજી એક વાત યાદ રાખજો. તમુને કોઈ દહાડે પૈસાની ગરજ પડે એવો દહાડો ખોદા નહીં દેખાડે, પણ કોઇ વખત ન ધારેલું બને છે. વાસતે સાંભળી લેઓ.

જો કદાચ કાંઈ જરૂર પડી તો મારા મુરંબી શાપુરજીએ મારા નામપર કીધેલી રકમ મારી નથી પણ તમારી મીલકત છે. હું કાંઇ હવે અગાઉના જેવા ખાલી હાથનો નથી, જે છે તે તમારૂં પોતાનુંજ છે."

"જરૂર - હું પોતે પણ તેમજ સમજુંછ. હું તમારેથી જુદાઇ સમજતી નથી."

"સાબાશ, હવે મારા જીવને કરાર વળી. તમે એકલાં અહીં ઝુરીયા કરોછ તે મને ગમતું નથી. કોઇને મોકલું?"

"નહીં, મારા મેહેરબાન ભાઈ, મારી ગમગીનીનો એવો ઉતાર છેજ નહીં. મારી મુશકેલીઓ ખમવાને મને તે પરવરદેગાર શકતી બક્ષે એટલુંજ માગુંછ. તમે આજે આયા તે મારા જીવને મોટો સઘીઆરો છે. બાવાજીનું ખરૂં હેત મારાથી બીજે દરજજે એકલા તમારીપર હતું ને તમે નહીં આવતે તો હું તદન નાહીમત થઈ જતે. તમે તેવણુની જીંદગી બચાવી ને મને નવી જીંદગી બક્ષી વાસતે હું મરશ તાંહાં સુધી તમારી માયા ભુલનાર નથી."

અરદેસરે જોયું કે હવે વધારે થોભવામાં સાર નથી તેથી ઘણા હેતથી પુતળાંની રજા લઇને સ્ટેશન ભણી વળ્યો.

---

## પ્રકરણ—૩૦.

### લીમજી અને વીલ.

આસપાસની ખબર મુજબ લીમજી એવો ગુચવાડામાં ઘેરાઈ ગયો હતો કે તે કાંઇ હાલતુરત પાછો ભરૂચ આવે નહીં એમ પુતળાંને લાગ્યું. તે પોતાનાં પેટનો ઉભરો ખાલી કરવાને ઇંતેજાર હતી એટલે ઠરાવ કીધો કે આઠ દહાડા વાટ જોવી અને જો લીમજી તરફથી સમાચાર નહીં મળે તો બેહેસતીનાં દસમાને દહાડે મુંબઈ જવું. લોકલાજ તો એક બાજુ રહી, મરનારની શરમ તો એક બાજુ રહી, પણ પુતળાંની પોતાની એકલવાઇ હાલતનોબી તેણે વીચાર નહી કીધો એ ખ્યાલથી પુતળાં મન સાથ ઘણીજ નાસીપાસ થઇ હતી. પણ કંઇબી કરીને લીમજીને મળવું તો જોઇયે.

સોમવારે મુંબઈ જવું એવો પકકો વીચાર કરીને પુતળાંએ થોડાંક કપડાં બાંધી લીધાં અને રવીવારે રાતના બાર વાગતા સુધી જાગતી બેઠી. સઘળાં ઘરમાં સુઈ ગયાં હતાં અને પુતળાં માથે હાથ દઇને એકલી ઉદાસ બેઠી હતી. એટલાંમાં હળવેથી બારણું ઉંઘાડીને લીમજી પોતેજ આગળ આવી ઉભો ! આમ કહયા લખ્યા વગર અચબુચ આવી ઉભા રહેવાનું કારણ શું ? તે જાણવા માંગતો હતો કે પોતાની ગેરહાજરીમાં પુતળાં કેમ વરતે છે. તેણે કાંઈ નવાઇ જોવાની આશા રાખી હોય તો તેમાં સજ્જડ ઠગાયો હતો કારણકે પુતળાં તો મુગી મુગી કોચ ઉપર. બેઠેલી હતી. બારણું ઉંઘડવાનો અવાજ સાંભળીને ઉઠીને, ઉભી થઈ અને અચરતીથી બોલી:—

"લીમજી !"

પોતાના પતીને આમ અચબુચ જોવાથી ખુશી થવાને બદલે પુતળાંના હોઠ ફગલાઇ ગયા અને તે ડઘાઇને આસપાસ જોવા લાગી. લીમજી પણ ખભરેલોજ આવયો હતો.

"પુતળાં, એ બધા શું ઢોંગ ? ઘેરનો ધણી ઘેર આયે તેમાં આટલો બધો ગભરાટ શાનો ? શું હું કાંઈ તુને ખાઉં છ કરતું છ. લેઓની બા, તમારી ખુશી એમ હોય તો પાછા જઇયે. ને આએ કોર વગરની કાળી સાડી ? કાંય ? તારો બાપ મરી ગયો, કાંઈહું તો મારી નથી ગયો ?"

આ બેવકુફી ભરેલાં વચનો સાંભલી પુતળાંના પેટમાં શું થતું હશે તે સમજવું સેહેલ છે, પણ તે લોહીનો ગોટ ગળી જઇને કાંઇ બોલી નહીં. તે જરાબી ચીરડાઇ હતે અને તકરાર કરતે તો લીમજીને કળ વળતે પણ તેથી ઉલટું તે મુગી મુગી ઉભી રહી તેથી તેનો મીજાજ ગયો :—

"આય વળી નવાં ઢણક કાંહાંથી શીખી આવીછ ? માણુસો કાંહાં છે ? આય ઘેરનો તાળો બધો બગડી ગયોછ. ઘેરનો માલેક ચાલી ચલાવીને આવે તેવે વખતે બધાં ખરેખર ઉંઘ કહારે એ કેઇ જાતનો મામલો. છટ નાનસનસ, બધાં જનની ખબર મારે લેવી પડશે."

આમ બોલતી વખતે લીમજી ભુલી જતો હતો કે તે અચબુચ અને વળી છેક મધરાતના આવી ઉભો હતો. આટલુ છતાં બી પુતળાં જાગતી બેઠી હતી તે તરફ ગનીમત કરવાને બદલે તે ફ્રોકટના ચીથરાં ફાડતો હતો. આ

દેખઇતો ગેરઇનસાફ છતાં પુતળાં કાંઇજ બોલી નહીં પણ મુગે મોહોડે ધણી આગળ બ્રાંડી સોડા, બીસકીટ, સપાટ વગેરે લાવીને મુકયું. આ ભલી છોકરી વીચારવા લાગી કે એ બચારાની ઉપર મુશકેલીઓ હશે અને તેથી તેનો જીવ ચીરડાઇ થઇ ગયો હશે તેમાં એનો વાંક કહાડવો નહીં. વળી જે વાત છેડવાની તે આણી ઉપર હતી તે માટે લીમજીને ટાઢો મીઠો રાખવાની જરૂર હતી. પોતે આટલી જુઠી ધાંધલ કરે છે તે છતાં પુતળાં ફરીઆદ કરતી નથી એવું જોઇ રાજી થવાને બદલે લીમજી ઓરબી છેડાયો. પુતળાંની આ ચુપકીદીનું કારણ શું? શું અરદેસર સાહેર આવી ગીયો હશે અને તેને લીધે એના મનનું સમાધાન થયું હશે? શું આ છોકરી ફક્ત ઢાંગ કરીને તેને બેહેકાવતી હશે?

બ્રાંડીનો કટોરો ચહડાવીને લીમજીએ આખરે વાત છેડી. "વારૂં બધું તો રહયું પણ ઘેરના શું સમાચાર? તારા બાવાને થકી અલબત હું દલગીર છેઉં. અરદેસર સાહેર સીંપલો થઇને દોડી આયો તો તે તુને તો મળીઓજ હાશે?"

"હા અરદેસર આયાતા ને બાવાજીના કીરીઆકામનો બધો કારભાર એવણેજ કરયો. જો એવણ નહીં હોતે તો શું થતે તે હજુ હું સમજતી નથી."

"શું ? બધી ફીરીઆ અને મેનીજ એ અરદેસરે કરાવી ? એ કોણ થાયછ ? તમારી બધાંની સુધ કાંહાં જતી રહીથી ? કોઇ બીજું મુવું જીવતું ઉતું કેની. એ બધાં તારાં કારેસ-તાન છે. હું બધું સમજુંછ."

પુતળાંની આંખ ગુસ્સાને મારે બીલીઆન હીરાની પેઠે ચમકવા લાગી. તે ઉઠીને ઉભી થઇ અને બોલી. "લીમજી, તમે ભુલી જાઓછ કે બાવાજીના ઘેરમાં તેમજ આય ઘેરમાં એક માટીડો નથી કે એવા કામમાં મદદ કરે. આજે મારા જીવને સારૂં નથી તેમાં તમારા સખુનોએ મને છેકજ આજેજ કીધીછ વાસતે હવે હું સુવા જાઉંછ. તમે જરા વધારે શાંત થશો તારે બીજી વાત કરશું."

પુતળાંએ પોતાની લાગણી ઘણીબી દબાવી રાખી પણ આખર કરે ને તે માણુસ હતી એટલે પોતાના ધણીની આ નાલાયકી જોઇ તેણીનાથી રડી પડાયું. લીમજીબી હવે જરા નરમ પડયો.

"ઉભી રહે પુતળાં—આવી વખતે તુને એકલી મુકવામાં મારી ચાલ કદાચ વાંધા ભરેલી લાગશે પણ હું શું કરૂં. હું એવો ઘેરાઇ ગયો હતો કે મારેથી નીકળાયું નહીં. હું ઘણો કબસ આવી ગયોછ તે હું તુને કાલે સમજાવશ. તારા બાવા ને થકી મેં દલગીરી નહીં બતાવી તેથી તું એમ ના સમજતી કે હું તારે થકી દલગીર નથી. પણ તુને જેટલું લાગે તેટલું મને તો કાંહાંથી લાગે—ચાલ અહીં આવ, મારી આગળ બેસ."

લીમજીભાઈ આમ લટવા ગયા પણ પુતળાં જ્યાં ઉભી હતી ત્યાંથી ખીસી નહીં અને ગંભીરાઇથી ઉતર દીધો.

"મને ખોદાએ ધીરજનું ધન બખશેલું છે પણ તે સાથે હું કંઇ છેકજ લાકડાંની ઘડેલી નથી. તમે એક ગમથી તમાચો મારો ને બીજી ગમથી ગાલ પસવારો તે મારે ગળે ઉતરે નહીં. હવે આજનું આજ એ વાતનો ખુલાસો કરવાની જરૂર નથી પણ કાલે જે હું કહેવાની છેઉં તે ધીરજથી સાંભળશો તો મેહેરબાની થશે. હું બુચાના ઓરડામાં સુવા જાઉં છ."

પુતળાં દરજ્જાથી ચાલી ગઈ. તે રાત તેણીએ એક પળબી પોતાની આંખ બંધ કરી નહીં. વાત સટોસટ આવી ગઇ હતી અને તેણીએ જે મુશકેલીની વકી રાખી હતી તે મુશકેલીમાં લીમજીની ચાલથી એકદમ વધારો થઈ ગયો હતો. લીમજી બધું સાંભળયા પછી કોઈબી રીતે સીધો ઉતરે એ બનવા જોગ ન હતું. ત્યારે શું થયલો ગુનાહ એમનો એમ ચાલવા દેવો? લીમજીના બાપ બપાવાએ જે જબુન અધરમમાં હાથ દુબાડયો હતો તેમાં પુતળાંએબી ભાગીઅણ થવું? નહીં, કબુ નહીં. "જ્યાં સુધી મારૂં ભેજું સલામત છે અને મારી જીભમાં બોલવાની તાકાત છે તાંહાં સુધી તો એ વાત બનનાર નથી. મારો પકકો ઠરાવ, અને મારૂં બોલવાની સચાઇ જોશે તારે લીમજીને સરણુ થવા સીવાય છુટકો નથી. પણ લીમજીને ફફડાવીને કામ કહાડી લેવાનો મારો વીચાર નથી. મારો વીચાર જુદો છે. એને પટાવી સટાવી સમજાવીને કામ લેવું જોઇયે."

આવા વીચારથી સવારના પુતળાં ઉઠી અને પોતાની કાળી સાડી કહાડી નાંખીને રંગીન સાડી પેહેરી, હાથમાં સોનાની બાંગડી ઘાલી અને લગાર સંભાળથી બાલ વગેરે સજીને બહાર પડી. રાતના લીમજી પોતાના ઓરડામાં સુવા ગયો અને પુતળાંના ખભરાટની જરાબી દરકાર કીધી નહીં. તેણે પોતાની ચા, નાસતો વગેરે પોતાના ઓરડામાંજ મંગાવ્યો અને બીછાણાંમાંજ ચા પીને દશ વાગતા સુધી લેટયા કીધો. ધીરજવંત પુતળાં કાંઈ બોલી નહીં. તે પોતાનાં ઘેરનાં કામકાજપર વળગી. માણસોને દાણા તેલ વગેરે કહાડી આપયું, બબરચીને ખાધા પીધાની વરદી કીધી અને પછી બુચા માણેકશાહને લેસન આપવા તેના ઓરડામાં ગઈ. ત્યાં જોયછ શું કે મુરબ્બી શેઠ સાહેબ લીમજીભાઈ અગાઉથી આવીને એક ઇઝીચેર ઉપર બેઠેલા હતા!

"કેમ શેઠાણી, તમારો રોહોસો ઉતરયો કે? હું જાણુતો તોજ છે કે તમારો મેળાપ અહીં થશે તેથી કયારનો અહીં આવીને બેઠોછ. દીકતાને તો બહાર ફરવા મોકલયો. આએ ઓરડો તો મેં આજેજ જોયો. શું નવાબઆદા ભપકામાંજ રહેછ. પણ ગામના નગરશેઠનો દીકરો તે વળી એમજતો, કેમ પુતળાં?"

ગામના નગરશેઠનો દીકરો! પુતળાંના પેટમાં ફાળ પડી.

"ચાલ આવ બેસ, મારી પાસે. જરા કઈ આગલી પાછલી વાત તો કર. તારા બાવાનાં વીલ બાબે હું તો કઇ જાણુતો નથી."

બાવાનું વીલ! મુવાં છુટાં! સાંભળશે તારે આવું જ ડાચું રહેશે કે?

પુતળાં દુરથી એક ખુરસી ઉપર બેઠી અને પોતાના ચેહેરા ઉપર કાણુ રાખીને બોલી. “બાવાજીનાં વીલના દસતુર દીનીઆર એકઝીકયુટર છે તેવાણુ તમને બરાબર સમજ પાડશે. મને તો ઉપર ટપકેની ખબર છે. પણ બધી વીગત હું કાંઇ સમજી નથી. કાંઇ થોડી ઘણી લીગેસીઓ અપાઅયા પછી બધું અમુને આપેલું છે એમ હું સમજી.”

“પણ દોલત શું નીકળી?”

“સુમારે વીસ લાખ રૂપીઆ.”

“હું? શાબાશ. ધાંખરો—મકુજે બાવાજી એ તો એ હીસાબે ઠીક દલ્લો સાચવેલો. ખરૂં કહું? આએ સાંભળીને હું ઘણોજ ખુશી છેઉં કારણકે આપરે તો છેક તરીઆ આઠક થઇ ગયાછ ને પૈસાની ઘણી જરૂર છે.”

પુતળાંનો ચેહેરો કુમલાયો તે જોઈ હીમજી બોલ્યો. “કેમ, આજે તું એમ કેમ કરેછ? શું મારૂં આવેલું તુંને ગમતું નથી? બાવાજીનો ગમ હજી તાજો હોશે પણ છોકરી, ગામમાં બધાના બાવાનો મરવાનો એક વખત આવેછ. એમ તો મારા બાપ મરી ગયા તારે મેં તો મોઢે માથે ધુળ નહી ભરી?”

“ખરી વાત છે, પણ તે વખતે તમે કેવા પાણી પાણી થઇ ગીયાતા ને ખરૂં નરૂં કરવા તૈયાર થયાતા તે ભુલી ગયી કે?”

બાપુજીએ મરતી વખતે આપેલી તાકીદ અને તેથી લીમજી ઉપર તે વાર થયલી અસર તેને યાદ આવવાથી લીમજી ભડકીને ખડો બેઠો. તે હવે પોતાની પુર હુશીયારીમાં હતો.

"શું, એ તું શું બોલેછ? તે વખતે આપરે અદરાયલાં ઉતાં ને હું જે વાજબી હોય તે કરવા માંગતો હતો. તેથીજ મેં અરદેસરને સારી રકમ આપવા માંગી."

"કાંય આપવા માંગી?"

"તેનો કાંઇ હક નહીં ઉતો, પણ તેના બાપને ગેરઇનસાફ થયોછ એવી તેણે બુમ ઉડારી તેથી મેં જાણ્યું કે કુતરાને બુક આંસીઆમાં ફાયદો છે. મેં મારાં એસટેટનો સારો ભાગ આપવા કહાડયો પણ એને તે ભાવયો નહીં, તેમાં મારો શું કસુર,"

"એ વાતની મને ખબર નહીં હતી. ને હું સાંભળીને ખરેખર ખુશી છેઉ. કારણ તેથી મારૂં કામ સેહેલું થશે. તમે એને એવી આફર કીધી. એટલે હવે એબી તમુને એવી આફર કરવાને બંધાયલો રહેશે ને તમે લેવા ના પાડશો નહીં એબી હું સમજુછ."

પુતળાં આ પ્રમાણે પેચમાં બોલી પણ તેની છાતી અંદરથી ઉથલાતી હતી. લીમજી તો જાણે લાકડાં જેવો થઇ ગયો હતો. તેના મોહ ઉપર બીક અને ગુસ્સાની નીશાની પ્રગટી નીકળી હતી. પણ લોહીનું દરેક ટીપું ઉડી ગયું હતું. ઘણી મુશકેલીએ તે બોલ્યો.

" એ તું શું બકબક કરી રહીછ? તું હમણા જાણે એક ઘેલીની કાણી ટકટક કરેછ. તું શું કહેવા માગેછ. તેને એક બોલ મને સમજ પડતો નથી."

"ખોદા કરેને તમે નહીં સમજતા હો."

" પણ ભસી મરની. શું કહેછ શું ?

" લીમજી જરા ઉતાવળા ના થાઓ. હું કહેવાની તે તો કહેવાની. અકસમાતથી મારી જાણમાં આયુંછ કે આએ બધા એસટેટના ખરા હકદાર માલેક તો તમારા મરહુમ કાકા હતા, તમારા બાવા નહીં. હું ખુશી છેઉ કે આ ભુલમાં તમને પૈસા સંબંધી નુકસાન થશે પણ તમારી આબરૂને કાંઇ કલંક લાગવાનો નથી."

લીમજી સેહજમાં બધું પામી ગયો. તેના મનમાં તો એવું થતું હતું કે પુતળાં ને એક તમાચો તતરાવીને ખેંચી કહાડે. પણ જરા સાવધ રહી બોલ્યો :—

" ઉઠ, ઉઠ, અહીંથી. આવા બધા નાટકના ચવાઇ ચસકા કહાંથી શીખી આવી? એબી પેલા અરદેસરે શીખવ્યા કે? કાંઇ સપનો તો નથી જોયો. ખરી ખંખારીને કહે—શું તારી જાણમાં આયુ ?"

હવે પુતળાંનો મીજાજ ગયો પણ સભ્યતાથી બોલી " જી—સપનો નથી પણ ખરૂં છે. તમારા બપાવાને હાથનું વીલ મારા હાથમાં આયુંછ તેમાં તેવણે પોતાના વડા બેટા માણેકશાહને પોતાની સઘળી મીલકત આપવા લખીછ "

"ઓહો, ને એવાં કોહેલાં સડેલાં ચીથરાં ઉપર તું મને ખાનેખુઆર કરવાની આશા રાખેછ કે? એ ચીથરૂં તો ઘણું થયું મારી જાણમાં છે. જરા મેહેરબાની કરી કહેશો કે તમારા હાથમાં કહાંથી આયું?"

પુતળાંએ સઘળી હકીકત પહેલાંથી માડીને કહી પણ હીમજીએ તેણીને એક જગાએ અટકાવી.

"સબર, તું કહેછ કે તારા હાથમાં પેલું ગુમાયલું ખત આયું તો પછી મારાં ટેબલના ખંગ વધુ ખોરવાની તુને જરૂર શું હતી?"

"હું કબુલ કરૂં છ કે તેમાં મારી ભુલ હતી. એક વખત જુના પુરાણા કાગલ ખોરવા માડયાં કે પછી મારો હાથ રહયો નહીં. મને તમારા કારભારીએ ખાત્રી આપી કે આય ટેબલમાં તમારાં કોઈ કાગલ છેજ નહીં તેથી મને વધારે હીમત આવી. તમારાં કાગજને હું હાથ નહીં લગાડતે."

હીમજી ઉઠયો અને દાંત કચકચાવીને પુતળાંનો હાથ મજબુતીથી પકડયો અને ડોળા કકડાવીને બોલ્યો:—

"લાવ, એ કાગલ કહાં છે?"

પુતળાં આએ કાગલીઓ હંમેશ પોતાની પેટીના ખીસામાં રાખતી હતી ને હમણાબી તાંહાંજ હતું પણ તેણીએ કશો જવાબ દીધો નહીં.

"બોલ કાંહાં છે? અરદેસરને આપયુંછ કે? લાવ, મને તે જોવાની જરૂર છે. એ કાપલી કોઈ દાબાડીમાં છુપાવીછ?"

પુતળાં વીચારવા લાગી કે આ કાગલ ઘણું નાનું છે એમ લીમજીના ણુતો હોવો જોઇયે, નહીં તો એ કેમ જાણે કે તે કાપલી છે. પણ પુતળાં જુઠું બોલે નહીં તેણીએ ખીસામાંથી પેલું વીલ કહાડયું અને લીમજીના ધ્રુજતા હાથમાં મેલયું. હાહ! તે ઘડીની હાલત! આએ લીમજી પોતાના હાથમાં પોતાની આખી દોલત, પોતાની આબરૂ અને સુખ પકડીને ઉભો હતો. તે ચાહતે તો પોતાના બાપ બપાવાના ગુનાહની તોજેસ કરી શકતે, તે ચાહતે તો પોતાના કાકાના દીકરા પાસેથી માફી મેળવી શકતે. પણ નાપાક સેહેતાને તેના મનમાં ખતરો નાખયો. શું પેલા અરદેસર સાહેરને નેહાલ કરવા હું ભીખારી થાઉં? પુતળાં આએ બધી મેહેનત કાંય લેતી હશે. શું પોતાના વહાલા અરદેસરને નવાજવા ખાતર તે પોતાના ધણી અને બચાંને ખુવાર કરવા તેયાર થઈ હતી?

જરા વાર વીચાર કરી લીમજી બોલ્યો "જો સાંભળ, આએ કાગલની હસ્તી વીશે મને ખબર હતી. બાવાજી મને કહી ગીયાતા કે એક વખત બપાવાજીએ ગુસ્સામાં આવીને એક વીલ ઘડી કહાડયું હતું અને તેમાં માણેકશાહ કાકાને વારસ કરાવ્યા હતા પણ પાછવાડેથી ઠંડા પડીને તે વીલ રદ કીધું હતું ને મારા બાવાના લાભમાં નવું વીલ કીધું હતું. હવે સમજી? એટલે ફોકટમાં ખાંક ના ખાતી."

પુતળાં બોલવા જતી હતી પણ અચકીને ઉભી. તે જાણતી હતી કે આ બધી ગપ છે. નવું વીલ ક્યાંથી હોય. આ જુના વીલ ઉપર બપાવા ગુજરવાની ચાર દહાડા અગા. ઉની તારીખ હતી!

લીમજીએ કાગલીઉં હાથમાં લીધું અને બોલ્યો "આએ ચીથરૂ નકામું છે ને કુટુંબમાં વેર વસાવશે તેથી બેહતર એજ છે કે એને ભસતામાં પહોંચાડી દેઉં."

તે વીલ ફાડી નાખવા જતો હતો એવામાં પુતળાં વાઘણની પેઠે ઉછળી ને તેના આંગ પર પડી અને લીમજીના હાથમાંથી ઝુંટાવી લઈને ગજવામાં મુકી દીધું. તે હાંફતી બોલી.

"ખોદાના શોકરાના કરો કે એક અજીમ ગુનાહમાંથી મેં તમને બચાવ્યાછ."

લીમજી ખુરસી ઉપર બેસી ગયો અને પુતળાં ત્યાંથી વાને વેગે નાઠી.

---

## પ્રકરણ—૩૧.

### તારે હવે કરવું કેમ?

પુતળાં પેલું વીલ પોતાના પતીના હાથમાંથી ઝુંટાવીને નાઠી તો ખરી પણ હવે કરવું કેમ? લીમજી સાથ તો તુટ્યું પણ સાથે લાગું માણેકશા બુચાનું અને આખાં કુટુંબનું નખોદ ઘલાયું. લીમજીએ વીલને ફાડીને નાબુદ કરવાનો વીચાર રાખ્યો હતો તેમાં તેને હફાવીને પુતળાં નાસી આવી ખરી પણ હવે આગળ પગલું કેમ ભરવું એ મોટા અંદેશાની વાત થઈ પડી. કદાપી જે ઘડી જાયછ તેમાં લીમજી આવીને જબરદસતીથી આ કાગલીઉં માંગે અથવા છીનવી લે તો? ગભરાટમાં પુતળાં નીચે ગઈ અને જો ઓરડો બાપુજી

વાપરતા હતા અને જે તેવણનાં મરણ પછી હીમજીએ પડત નાખી બંધ કરાવ્યો હતો તે ઓરડા ઉપર તેણીની નજર પડી. બારણું તપાસી જોયું તો અલગુંજ હતું. પુતળાં માંહે પેઠી અને જોયછ તો જુની ચોપડીઓના ઢગ અને પડત ન્યુસપેપર ફાઇલો, અસલ વારેના હીસાબના ચોપડા, બીજા ભુકો વગેરે ધુળ ખાતું પડયું હતું. દરેક ચીજ ઉપર આંગળ આંગળ ધુળના લેપડા હતા કારણકે કોઇ દહાડે હીમજી આએ ઓરડામાં જતો ન હતો.

પણ આએ ઓરડામાં પુતળાંને આવવાની મતલબ શું? હીમજી રખે ચીરડાઇ ને જબરાણથી તેના ઉપર ફાવે એવી બીકથી તે અહીં નાસી આવી હતી કારણકે હીમજી જો તેણીને શોધવા નીકળે તો આ ઓરડામાં તો આવવાનું તેને સુઝેજ નહીં.

આવી તો ખરી પણ હવે? પુતળાં ધ્યાનથી સાંભળવા લાગી કે કોઇ આવતાં જતાંના પગલાં સંભળાયછ. પણ સઘળું ચુપાચુપ હતું. કાગળીઆંને કાંહાં મુકવું. એકવાર તેણીને વીચાર આવ્યો કે આનવી લોપમાં બીડીને દસતુર કીનીઆરને સવાધીન કીધું હોય તો કેમ? પણ વળી તેણીને વીચાર આવ્યો કે જે દાહડે હોય તે દહાડે કાગલીઉં જાહેર કીધા વગર તો છુટકો નહીં, ને દસતુરજીને સોંપે તો સવાલ ઉઠે કે શું તારે હીમજી ઉપર વીશવાસ નહીં? હીમજીની બેઆબરૂ થાય, તે ઠગારામાં ખપે તે બધી એબ તેણીના બેટાનેબી લાગુ પડે. નહીં—એમ તો નહીં બને. કાંઇ બીજો તોર શોધી કહાડવો જોઇયે. પણ તે શું?

પણ સબર, આએ સાદ કોણનો આવેછ? લીમજી કોઇ સાથ વાત કરતો સંભળાયછ. હા, બાઇ કાંહાં છે એમ તે નોકરને પુછેછ. તેના આવવાના પગલાં સંભળાયછ. ગભરાટ સમેત પુતળાં એક જુના કોચની પછવાડે ભરાઇ ગઇ. લીમજી દાખલ થયો. તેનો ચેહેરો ઉજળો પુણી જેવો થઇ ગયો હતો અને તેના ડોળા તસતસ થયલા દીસતા હતા. તે ગભરાયલો દાખલ થયો અને સેહેજ આસપાસ નજર કરીને ચાલી ગયો.

લીમજીના જવા પછી પુતળાં ધ્રુજતી બહાર આવી. તેણીને હવે લાગું કે આએ કીમતી કાગલીઉ પોતાની સાથે રાખીને ફરવામાં જોખમ હતો. તે કથે એવે ઠેકાણે રાખવું જોઇયે કે જરૂર પડે ત્યાં સુધી કોઇના હાથમાં નહી આવે. આએ પડત ઓરડામાંજ છુપાવ્યું હોય તો કેમ?

પાસેજ પડેલું એક ઉંચું ઇસટાન લાવીને પુતળાં ઉપર ચહડી અને એક કબાટના ટાપ ઉપર થોડાક હીસાબના ચોપડા પડેલા હતા તેમાંથી છેક નીચેના ચોપડામાં પેલું વીલ ઘુસાડી દીધું. રખે કોઈ આવે અને ધુળ પખોરાયલી જોઇને પામી જાય એવા વીચારથી થોડીક ધુળ તાંહાં પાછી નાખી અને નીચે ઉતરી. આસપાસ ઝડપમાં નજર કરતાં કોઈ દીસ્યું નહીં એટલે ઇસટાનને પાછું તેને અસલ વગે મુકીને બારણા આગળ કાન કરીને સાંભળવા લાગી. તે મન સાથ નકકી હતી કે આએ ઓરડામાં કોઇ શોધવા આવશેજ નહીં અને અગર આવે તોબી બધા ચોપડા ખોલીને જોય એ બનવાજોગ ન હતું. બાપુજી કોટવાલના પડત ઓરડાનું

બારણું બંધ કરીને લાગલી તે પોતાના ઓરડામાં ભરાઇ. પોતાનો ધણી આવો લુચો અને ઠગારો છે એમ જ્યારે પુતળાંએ આવાર પેહેલું જાણ્યું ત્યારે તેનો જીવ ઘણો ઉદાસ થયો. ત્યારે લીમજીને પટાવીને સારે રસતે ઉતારવાની તજવીજ કરવી ફોકટ. હજુબી પુતળાં લીમજીને પુરી ગુનેહગાર સમજતી ન હતી. તે તો હજુ એમજ સમજતી કે લીમજીએ આ કાગલીઉં પેહેલીજ વાર તેણીના હાથમાં જોયું હતું, બચગીથી પુતળાં એવાં સારાં ધોરણ ઉપર કેળવાઇ હતી અને ખરૂં કહેવાના સબક તેના માસતર અરદેસરે તેના ભેજાંમાં એવા મકકમપણે ઠસાવયા હતા કે લીમજી સાથ કાંઇબી સમજુતી કરીને આ નવાં વીલને દબાવી રાખવામાં પુતળાં કાંઈબી ભાગ લે એ બનવાજોગ ન હતું. અગર આ બનાવ બે વરસની વાત ઉપર બનયો હતે તો કદાચ પુતળાંનો કાબુ લીમજી ઉપર થોડો ઘણો ચાલી શકતે પણ હવે તો મામલો ફેરવાઇ ગયો હતો. લીમજી હવે પોતાની ધણીઆણી તરફ ઘણી નાખુંશીથી જોતો અને તેણીને લગભગ પડતી નાખી હતી.

પણ પુતળાંની મોટી મુશકેલી તો એ હતી કે જો લીમજી આડો થઈ બેશે અને કાંઇબી કરવા ના પાડે તો પછી કરવું કેમ? હાથમાં તેના સાથમાં. લીમજીના હાથમાં બધી મીલકત હતી એટલે તે નફટ થઇને કહે કે "જા હું નથી સાંભળવાનો" તો તેનો રસતો શું? હજીબી આગળ વધીને કહીયે કે તે હીચકારાની પેઠે પોતાની નાજુક ધણીઆણીને મારી કાહડીને અથવા જુલમ ગુજારીને પેલું કાગલ કહડાવે તો કેમ કરવું?

આહા! જુલમ શબદોથી પુતળાંનાં નાકના ફીફડાં કેવાં ફડકતાં હતાં! શાપુરજી એલાવચાની બેટી નરમાસથી પીગળી જાય, પચારથી પળોટાઈ જાય, પણ જુલમથી સરણ થાય એ મુશકેલ વાત હતી.

ઘણીવાર અંદેશો કીધા પછી પુતળાંએ ઠરાવ કરયો કે પહેલાં તો લીમજીને સીધે સલુકે સમજાવવો પણ જો પાધરો નહીં ઉતરે તો તેને દમ આપવો કે બીજાઓની મદદ લઈને આ વીલને બહાર પાડવામાં આવશે.

---

## પ્રકરણ—૩૨.

## છેલ્લે પાટલે.

આવા પુર અંદેશામાં પુતળાં બેઠી છે તેટલાં બપોરનાં ખાણાં માટે નોકર બોલાવવા આવ્યો. પુતળાં હવે ગભરાઇ. ખાણાની મેજ ઉપર લીમજી સામસામી થશે તો કોણ જાણે કેવી રચના થશે તેની તેણીને ફાળ પડી. તોબી તે હીંમતથી ઉઠી અને હાથ મોહોડું ધોઇને જમવાના ઓરડામાં ગઈ, લીમજી પણ એજ પ્રમાણે આવીને બેઠો હતો, પણ જાણે કશું જાણતો નહી હોય તેમ બીજી ત્રીજી વાત કરવા લાગ્યો. પુતળાં મુગે મોહોડે જમવા લાગી કારણકે લીમજી હરપળે વાત છેડશે એવી તેણીને બીક હતી. બારી આંખે તેણીએ જોયું કે લીમજી બીલકુલ જમતો ન હતો પણ ઘણાં ધ્યાનથી અવારનવાર પુતળાં ગમ જોયા કરતો હતો. નોકરો ટેબલ સાફ કરી ગયા પછી લીમજી ઉઠયો અને પુતળાં ગમ ખડો રહી પુછયું "કેમ, હવે શું કરવા માંગોછ?"

"શાને વાસ્તે? તમારો સવાલ હું સમજતી નથી."

"બધું સમજોછ! આજે તમે જે અણુગટતી ચાલ મારી સાથે ચલાવી છ અને મારા બેહસ્તી બાપનાં નામ ઉપર કલંક લગાડયો છ તે સારૂં તમોએ મારી પાસે માફ માંગવી જોઇયે એતો હું ભલો છેઉં. મારી જગાએ બીજો કોઈ હતે તે. કોણ્ જાણે શું નું શું થઈ જતે. એક ઓરતની શું મગદુર કે પોતાના ધણીના હાથમાંથી કાંઇબી ઝુંટાવી લે!"

પુતળાં કાંઇ બોલી નહીં, કારણકે એવી કશી તકરાર કરવાને તે તૈયાર ન હતી.

લીમજી તેનો અર્થ જુદોજ સમજયો, તે હવે બોલ્યો "હું! હવે કેવી ચુપ થઇ ગઇ! હું અગાઉથીજ જાણુતો હતો કે તું તારી ભુલ જોશે. મારાં ખાનદાનના નામ સાથે ચેડાં કહાડવાનો તને કશો હક નહીં હતો. ચાલ લાવ, પેલું કાગજ કાંહાં છે? એ સઘળી ભુલનો હવે નીકાલ કરી નાખવો જોઇયે."

હવે પુતળાંએ જવાબ દીધો "ખોદા કરેને મારી ભુલ પુરવાર થાય! એ મારી ભુલજ છે તેવી જો મારી તમે ખાતરી કરી શકશો તો મારાં માથા ઉપરનો એક મોટો બોજો ઓછો કરી શકશો."

પોતાનો ગુસ્સો ઘણુી મુશ્કેલીથી દબાવીને લીમજી બોલ્યો "શાપુરજી બેલાવ્યા જેવા એક ગામડ્યાની છોકરી આગળ હું કાંઈ મારો ઈનસાફ કરાવવા ઉભો નથી પણ નકામી ઘરમાં ખટપટ નહીં થાય તે ખાતર, મારા છોકરાના

ભવીશને ખાતર આ એકજ વાર મારો દરજજો ભુલી જઇને ખોલાસો કરૂંછ. આએ વીલ જેની ઉપર તું આટલો મોટો મદાર બાંધે છે તે હૈયાતીમાં છે એવું મારા બેહેસ્તી બાપે મને મરતી વખતેજ કહયું હતું, પણ બપાવાએ એ કાગ-ળીઉ ચીડમાં આવીને ઘડી કહાડયું હતું અને પાછળથી પસ્તાઇને મારા બાવાના લાભમાં બીજું વીલ કીધું જેની રૂએ અમે આ બધી અસ્કેયામત ભોગવ્યે છીએ."

જે લતરાજથી લીમજી આએ ઓરંગો ગ્રારતો હતો તેથી બીજું કોઈ હોત તો અંજાઈ જાત પણ કાવકી પુતળાં તરત એનો ભેદ સમજી ગઇ.

તે બોલી, "તે ખરૂં પણ આ નવાં વીલ ઉપરની તારીખ તમારા બપાવાના મરણની બે દીવસ આગળની છે ત્યારે વળી બીજું નવું વીલ કયારે કીધું હશે?"

લીમજીનો ચેહેરો ઉજળો સપ થઇ ગયો પણ દાંત પીસીને બોલ્યો "કયારે થયું ને કયારે નહીં તે જાણવાનું ને જણાવવાનું મારૂં કામ નથી, ગામનું લોક જાણેછ કે બધું બરાબર છે એટલે મારી પોતાની ધાણીઆણીએ એ સવાલ ઉઠાવવો જરૂરનો નથી."

"લીમજી, તમે ધીરા પડો, તમારા હક વીશેનો સવાલ હું કાંઇ મારે પોતાને ખાતર ઉઠાવતી નથી, એમાં બીજાઓ તરફ ઇનસાફ ગેરઇનસાફ સમાયલા છે, મારા સવાધીનમાં જે વીલ છે ને આજે જે મેં તમારા હાથમાં જોવા મુક્યું તે તમારા બપાવાના ગુજરવાની ફક્ત બે દીવસ અગા-

ઉનું છે ત્યારે સવાલ ઉઠે છે કે બપાવાના ઓરડામાંથી એ પડત ઓરડામાં એ વીલ મુકી કોણ આવ્યું? શું મરતાં મરત તેવણ ઉઠયા ને બે દાદર ચહડયા ઉતરયા? નહીં, તે વાત ગમે તે હોય, તેના જવાબદાર તમે નથી પણ આજ ત્રીસ વરસ થયાં કોઈની મીલકત આએ પ્રમાણે લુટાઇ અને હજીબી આપણે વાપરયે એ મારેથી સંખાતુ નથી.”

પુતળાં આગળ ગઇ અને લીમજીને પટાવવાની મતલબથી તેના હાથ ઉપર હાથ મુકવા જતી હતી પણ લીમજીએ તેને ડોળા કકડાવીને તરછોડી કહાડી. પુતળાં હટી નહીં. તે જરા દુર ઉભી રહીને બોલી:—

“ગુસ્સે થવામાં શું વળવાનું છે? મારો જીવ જાય તોબી મારી ફરજ બજાવવી જોઇયે. હરામનો એક રૂપીઓ બી આએ ઘેરમાં હું ખાવા દેનાર નથી. વાસતે લીમજી, હવે સમજી જાઓ—મારો ગુનાહ માફ કરો અને પરવરદેગાર ઉપર વીશવાસ રાખો કે તે બધું સરખે રસતે ઉતારશે.”

લીમજીએ દાંત કચકચાવ્યા. હવે લાંબી ટુકી કર્યા કીધામાં ફાયદો શો? બસ હવે તો છેલ્લે પાટલે આવવાનો વખત હતો.

તે પુતળાંના આંગપર ધસ્યો “મુગી મર, નહીં તો ફાંટો આવશે તો હમણા ગળચી પીસી નાખશ. તું આવતી જતી મરે. શું મને ખુવાર કરવા મારી સાથ પરણી આવીતી? તુંને કંઇબી સવાલ કે વાંધો ઉઠાવવાનો હક

શું છે ? મારી બાપીકી દોલતના ખટલામાં માથું મારવા તુંને કહેછ કોણુ ? એમ ચાલો ને એમ કરો એવી સલાહ આપનારી ડાહી કાગડી તું કોણુ ? તારા પેલા પ્યારા અદુને નવાજવાને સારૂં તું તારા વરનું ને તારા પેટના છોકરાનું ગળું કાપવા નીકળીછ તેની તુંને શરમ નથી આંવતી ? પાસાંમાં ભરાઇને મારી ઘોર ખોદનારી તું ડાકણુ છે.”

પણુ પુતળાં જબરી બા. લીમજીની આવી ગાળગાલોચની જરાબી પરવા કરવા વગર તે ઠંડે પેટે બોલી.

“ બોલો, તમારૂં પેટ ખાલી કરો, આએ વીલ કંઇ હું જાણીજોઇને શોધવા નહીં ગઇતી પણુ જયારે પડયું તારે ખુદાની ગુનેહગાર કેમ ઠરૂં.”

લીમજીએ જોયું કે પુતળાં જરા ગદગદી ગઇ હતી તેનો ઝડપમાં લાભ લેવાની મતલબથી તે બોલ્યો :—

“ તારે જરા અકકલ પકડ. તારા ખ્યાલ પ્રમાણે તેં તારી ફરજ બજાવી એટલે હવે તારે માથે કશો જોખમ રહયો નથી. તુંને જે પાયું તે તેં ઘેરના માલેકને સવાધીન કીધું એટલે હવે શું કરવું ને કેમ કરવું તે મારૂં કામ છે. તું મારી પાસ ઇનસાફબી કરાવવા માંગેછ ને જે કાગ-લોઆં ઉપરથી બધી તપાસ થવી જોઇયે તે કાગલોઉં પોતાની પાસે ચાંપી રાખવા માંગેછ. એમ બે વાત કેમ બને.”

પણુ ફોકટ. પુતળાં ગરવી હતી, ડાહી હતી. નીમક-હલાલ હતી પણુ સાથે લાગી ઠાવકી હતી. લીમજીની ગત

તે તુરત સમજી ગઇ. અને અફસોસને મારે તેનો જીવ ચુંથાવા લાગયો. ગમે તે થાવો પણ લીમજીથી નહીં ડરવા જેટલી તેણીનામાં હીમત હતી. તોબી તે સંભાળથી બોલી.

"વખત છે ને તમે ઉતાવળા થઇને આ વીલના સંબંધમાં કાંઇ એવું પગલું ભરો કે જેથી જાવેદાન સુધી તમારી ઉપર નામોશી રહી જાય, તેમાંથી તમુને બચાવવાને હું આ કાગલીઉં તમારા કબજામાં જોવાને ખુશી નથી. તમે બીહો ના. હું હાલ તુરત કોઇ આગળ આએ વાત કરનાર નથી. તમારી રજા થશે તારેજ હું એ વીશે બહાર વાત કરશ. જારે હું જોવશ કે તમે ઘટતું કરવા સાફ નાજ પાડોછ તારેજ બીજાના કાનપર એ વાત જશે. તાંહ લગણ નહીં."

"એટલે ? શું તું એ વીશે બીજાને કહેશે ?"

લીમજીએ પુતળાંને ગળાંમાંથી પકડી અને તેણીને ગુંગળાવી મારવાનો હોય તેમ ગળું દાબીને બોલયો "લાવ પેલું કાગલ, નહીં તો અબ ઘડી મારી નાખશ."

"મારી નાખો—મારી ઉપર મોટી મેહેરબાની થશે. આવી હીનપસ્તીમાં જીવવા કરતા મરવું હજાર દરજે બેહેતર છે. કાગલ મારી પાસે નથી. મેં તે ઘણીજ ચોકસ જગાએ છુપાવ્યું છે. જારે તમે વાજબી કરવાની ગોઠવણ કરશો તારે હું તે તમારા હાથમાં મુકશ."

હીચકારો લીમજી આ નબળી સાચ્ચી છોકરીથી દબ્યો

તેણે ગળું છોડી દીધું પણ એક ખરા બાયલાની કાની હજારો હજાર નજીસ ગાળો ભાંડવ લાગયો. પણ ગાળથી કાંઇ માથાં ભ ગતાં નથી. હજુ તો આ અપવાદનો વરસાદ ચાલુ છે એવામાં નોકરે આવને ખબર આપી કે દસતુર દીનીઆર મળવા આવ્યા હતા.

લીમજીને પણ એવુંજ કાંઈ બહાનુ જોઇતું હતું એટલે ત્યાંથી નીકળીને નીચે ગયો.

---

## પ્રકરણ—૩૩.

### છીટાં.

લીમજીએ સઘળી શરમ લાજ છોડી હતી પણ હજુબી દસતુર દીનીઆરથી તે ડરતો હતો. રખે ગામમાં હોહા થાય ને પોતાને ખરાબ લાગે એવી તેને સદા બીક હતી અને તે સારૂં દસતુરજીની મીત્રઇ સાચવી રાખવાને તે ઘણો આતુર રહેતો. પોતાની ધણીઆણી સાથે વહેંચી લીધા પછી તુરત દસતુરજી આવી ચહડવાની ખબર મળી એટલે લામજી લાગલો પોતાના ઓરડામાં દોડયો અને ઝડપમાં મોહ ધોઈ નાખી બાલ હોરીને પાછું ઠીકઠાક કરીને નીચે ઉતરયો. દીવાનખાનામાં દસ્તુરજી બેઠેલા હતા ત્યાં લીમજી જ્યારે દાખલ થયો ત્યારે તેનું મોહ હસતું હતું.

અરસપરસ આવો જાવો થયા પછી લીમજીએ પોતેજ ચીપલો થઇવાત છેડી.

"હું જાણું છુ કે બચારા શાપુરજીને એટલે મારેથી અવાયું નહીં તેથી તમે ઘણા નાખુશ થયા, પણ હું શું કરૂં. મને એવી અડચણ હતી કે મારેથી નહીંજ નીકળાયું."

" શાપુરજી તો બચારા ગીયા. તેવણ કાંહાં જોવા આવવાના ઉતા કે મારો જમાઇ મારી પાયદસત વખતે હાજર છે કે નહીં પણ તમારી ધણીઆણીનો જરા તમે વીચાર કરવો ઉતો તે બચારી એવી મુંઝાઇ કે અમે બધાંનો જીવ બળાં ને ખાક થઇ ગીયાં. "

દસતુરજીના આ ટીકકા હીમજીને ગમયા નહીં તોબી જીવ સાવધ રાખી બોલ્યો :—

" એનો બાપ થાય? એટલે શું કાંઇ મારોબી બાપ થાય? બચારાને પુરો પાધરો કકો ખખોબી લખતાં આવડતો, નહીં હતો, ને દહારે વારેનો થઇને મરી ગીયો તેમાં વળી આટલી બધી ગરબડ કરવાનું શું? એ બધુ જગને દેખાડ-વાનું મને પસંદ નથી. તોબી મારેથી બનતે તો આવતે."

"હીમજી, મુવાં પાછળ નકામો આવો ધુમાડો ઉરાડવામાં તમારા હાથમાં શું આવેછ? શાપુરજી એલાવીયા ઘણા ભણેલા ગણેલા નહીં હતા પણ આએ શેહેરને ઘણા કામનાં હતા. બીજા કેળવાયલા પણ કોરગા શખ્સોના કરતાં હું આવા ભોળા પણ ભલા ગામડીઆને વધારે પસંદ કરૂંછ. પણ તે મારી તકરાર નથી. હું કહેવા એમ માગુંછ કે આખર કરેને તેવણ તમારી પોતાની ધણીઆણીના બાપ થાંય, તો તમારે એ બાઇને ખાતર આવવું હતું. જુઓ તમારા પીત્રાઇએ પોતાના જુના શેઠની યાદગારીની કેવી મુરવત રાખી. "

" એતો ડાહ્યો થશે એમ હું અગાઉથીજ જાણુનો હતો. ઘરડાને અસટમ - પસટમ સમજાવીને પાંચ પચાસનું નામ વીલમાં પરાવ્યું હાશે. એના જેવા મદારી થતાં મને આવડતુ નથી. "

દસતુર દીનીઆર લગાર ખફા થઇને બોલ્યા ' શેઠ તમે જે ધણીને સારૂં આવી અપમાનભરી ભાષા વાપરોછ તે મારો ખાસ ફ્રેંડ છે એમ તમે ભુલી જતા જણાઓછ. આજે તમારા બોલવાના ઢંગ વીચીત્ર છે. પણ જવા દેઓ. હું તો તમારી સાથ કામ સબંધી વાત કરવા આયોછ મરહુમ શાપુરજીનાં વીલ સંબંધી મારે તમારી સાથ કાંઇક ગોફતેગો કરવી હતી. એ વીલની નકલ મારી સાથે લાવ્યોછ પણ આજના તમારા સ્વભાવ પરથી મને લાગેછ. કે હાલતો એ નકલ તમારી પાસ મુકી જાઉં ને તમે નીરાંતે વાંચીયા પછી ફરીથી મળશું તારે વાત કરશું'.

ભીમજી બોલી ઉઠયો " નહીં—નહીં મને વાંચતાં પાંચ દશ મીનીટ લાગશે. મેં પુતળાંને પુછયું પણ એણે તો કાને હાથ દીધા કે હું કંઇ જાણતી નથી, કંઇ એમ બોલી ખરી કે તમુને એકઝીક્યુટર કીધેલા છે. અલબત મારી સાથે તમારૂં નામ જોડયું હશે. બચારાને તમુને મરનારે નકામી તસદી આપી. "

ખુશીમાં આવીને ભીમજીએ વીલ ઉઘાડયું અને ઉલટભેર વાંચવા જતો હતો તે જોઇ દસતુરજીને દીલમાં દયા આવી તેથી બોલ્યા :—

"ભાઇ, તમે આ ઓચરીઉં વાંચવા માંડો તેની અગાઉથી હું તમારી ભુલ ભાંજવાની જરૂર જોવું છું. તમે જેમ ધારોછ તેમ બધુ ગોઠવયું નથી."

પૂણ સાંભળે કોણુની બલા. લીમજી તો વાંચવામાં એટલો મસગુલ થઇ ગયો હતો કે દસતુરના શબ્દો હવામાં ઉડી ગયા. ઝડપ ઝડપ લીમજી વાંચતો ગયો અને તેના મહોપરનો રંગ ઉડતો ગયો. આખરે તેના હાથ એવા ધુજવા લાગા કે કાગલબી પકડી શકયો નહી. ખરી વાત એ હતી કે લીમજીને હમણા પૈસાની અતીઘાણી જરૂર હતી અને શાપુરજીના દલ્લામાંથી પોતાનો છુટકો થશે એવી તેણે ખાસ ગણત્રી કરી હતી. પણ આ નાસીપાસીથી તે તદન નખાઈ ગયો. દસતુરજીની આગળ ડાહયા ડોહોશ થઇને કામ લેવાના તેના ઠરાવ હવામાં ઉડી ગયા. લાલ ખુની આંખો કરી તે બોલ્યો:-

"આએ શું મશકરી છે? પેલા ચંડાલ અદુના આએ બધાં કારેસતાન છે. એનું સર દોજખમાં જાય, એ નાપાકના જણીયાએ—

"લીમજી—લીમજી—જીભ સંભાળો. મુવા પાછળ આવા સખુન તમારા મુખમાંથી કહાડવા એ હીચકારાનું કામ છે."

• "અરે જાઓ દસતુર,તમેબી નકામી ખુશામદ ના કરો. અરદેસર કોણુ થાયછને તમારોબા આમાં શું હક છે? શાપુરજીનું માથું તો ચરી ગયું તું."

"ખામોશ! તેની સાથે તમુને શું લાગે વળગે? તમારી મરજી માફક નહીં થયું તેથી તમે ખફા થાઓ તે હું સમજી શકુંછ. પણ શું તમે સસરાના પૈસાપર બેઠેલા છેઓ? તેવણ પોતાની દોલતનું ગમે તે કરે તેમાં તમારે શું? તમે પોતે તો કંઈ નાગા ભુખા નથી? તમોને નહીં આપ્યું ને તમારા બુચાને આપ્યું તે બધું એકનું એક. તમારી ધણીઆણીનેબી સારી રકમ આપેલી છે."

"અરે બળી ગઇ ધણીઆણી ને બળી ગયું બધું. ધણીઆણીના પેસાને શું આગ લગાડે? સાથે સરત વાંચી કેની? જાણે હું લુચો, ચોટટો, પોશાગીર હોઉં તેમ સાફ લખ્યુંછ કે આ લાગેસીમાંથી કોઇબી દર દેવું અપાય નહીં. એના પૈસાને ખાતર તો હું એવા ગામડાઆ બોચને બાવાજી બાવાજી કરતો તો, નહીં તો એના ઘેરમાં પગબી નહીં મુકતે. મારા દુખતાને બધું આપ્યુંછ તો આપ્યુંછ પણ તેના વાલી તરીકેબી મારીઉપર વીશવાસ નહીં! મારા કટા વેરીને આએ છોકરાનો એકઝેકયુટર! આએ અદુનું નામ લેતાં મને ટાઢનાં લખલખાં ચહડેછ. એ હરામખોરે આએ બુઢાને સમજાવીને આએ રમખાણ કરાવીને મારી ઉપર વેર લીધુંછ. પણ હુંબી તો ખરો કે—

હવે દસતુરજી ઉઠયા, "મારે હવે વધુ સાભળવું નથી આટલોવારબી હું બેઠો તેમાં મારી ચુક થઇ. મારૂં મન અંદરથી મને એમ કહેછ કે મારે હવે તમારી સાથ બધો સંબંધ તોડી નાખવો જોઇયે. તમે આજે દીવાનાની પેઠે બકવા કરી રહયાછ. યાદ રાખજો કે હું હવે તમારા ઘેરમાં

પણ મુકનાર નથી. કામ કામ સંબંધી તમને કાંઇ પુછવું પડશે તો કાગલ પત્રથી વહેવાર ચલાવશું. મારા મોહડાં ઉપર મ રા લાયકીવાળા દોસત ડાકટર અરદેસર સાહેરને તમે ગાળગલોચ કરો તે હું હરગીજ સાંભળનાર નથી."

લીમજીભી ફફડીને ઉઠયો. દસતુરજી ખરેખર ઘણા ઉશકેરાયલા હતા. તેવણ જતાં જતાં બોલયા:—

"તમારા પીત્રાઇ સામે તમે આવું અનુન શું કામ રાખોછ તે આજ સુધી હું સમજતો ન હતો પણ હવે મારા મગજમાં જરા જરા શક ઉપજવા લાગેછ કે તે બચારો એક બોલ બોલતો નથીને તમે દોલત ખાવોછ પીવોછ મજાહ કરોછ તે છતાં તેને જોઇને તમુને તાપ ચહડેછ તેમાં કાંઇક બીજોજ ઉંડો ભેદ છે."

"ઉંડો ભેદ? એટલે? તે શું?"

"આજ સુધી હું બોલ્યો નહીં પણ તમારી ચાલથી તમે મને ફરજ પાડોછ. તમારા બાવા બાપુજી ગુજરી ગીયા તેની વરસેક અગાઉ તમારા કાકા માણેકશાહ વીશે મારી સાથે તેવણે કેટલીક વાત કીધી હતી જે અત્યાર લગણ મેં છુપી રાખી વાસતે લીમજીભાઈ હુશીયારીમાં રહો.".

લીમજીના હોસકોસ હવે ઉડી ગયા.

"દસતુરજી—મારી ઉતાવળને સારૂં હું માફ માગુંછ. મારૂં ભેજું ઠેકાણે નથી—બાવાજી—કાકાજી—ઓ હવે હું શું કરૂં."

"જરા ધીરજ પકરો—તમારા બાવાજીએ બધી ખુલ્લી વાત મને કહી નથી પણ હું ધારૂંછ કે આએ વારસાની બાબદમાં કાંઇ કચરો છે."

"મને પોતાનેબી બાવાજીએ કંઈ ખોલાસો કીધો નહીં પણ મનેબી એવોજ શક હોવાથી તો મેં અરદેસરને મારાં એસટેટમાંથી અરધો ભાગ આપવા માગ્યો. તમે સાક્ષી છેઓ."

"વળી મારાં બોલ્યાનો તમને ગુસ્સો લાગશે. પણ સાચ્ચું કહેવા વગર ચાલતું નથી. તમે આપવા માગ્યો ખરો પણ તમે સારી રીતે જાણતા હતા કે અરદેસર તેની અરાસે કબુ જાય નહીં એટલે તમે ફોકટનું માન ખાટી ગયા. મને ભ્રાંતી છે કે તમારા બેહેસ્તી બાપે તમુને કાંઇબી ખખરાવયા હશે, નહીં તો તમે એમ કરોનહીં."

લીમજી હવે ગભરાટમાં પડયો. નહીં મરાય કે નહીં માચડો ખાલી કરાય. પોતાના જીવ ઉપર કશટી ખેંચીને તે જુઠું બોલ્યો.

"બાવાજીએ મને કંઇ કહયું નથી. તેવણે મને જયારે છેલ્લી ઘડીએ બોલાવ્યો તારે તેવણમાં બોલવાનીબી તાકાત નહીં હતી."

આ પ્રમાણે લીમજી જુઠું બોલ્યો તો ખરો પણ તે વાર તેનો જીવ કમકમતો હતો કારણ કે બાપુજીના મરતી વખતના શ્રાપ તેને યાદ આવયા હતા. દસતુરજી કાંઇ બોલ્યા નહીં પણ જવા માડયુ એટલે લીમજી આગળ જઇને કકળીને બોલ્યો:—

" દસતુરજી બા; ગરમાગરમીમાં કાંઈ બોલાયુ ચલાયું હોય તો માફ કરજો. હું તો તમારૂં બચ્ચું છેવું. આએ વીલના સંબંધમાં કંઇબી કામકાજ હોય તો મેહેરબાની કરી તમેજ લખજો અથવા પુછજો. બીજાઓ સાથે કામ પાડવાની મારી મરજી નથી "

દસતુરજી વીદાય થયા પછી લીમજી માથે હાથ દઇને ઉભો. અરર આએ શું ? એકવાર દસતુરજી આગળ જુઠું બોલાયું કે હવે બપાવાનાં ખરાં વીલની પોતાને ખબર હતી એમ તો કહેવાય નહીં. હવે તો રંધાઇ ચુકું. બસ કંઇબી કરીને પેલું કાગલીઉં પુતળાં પાસેથી લેવું જોઇયે.

---

## પ્રકરણ—૩૪.

### જુલમ—જુલમ—

હમણા આપણી કથાને દરમ્યાન પુતળાંની ઉમ્મર છવ્વીસ વરસની હતી. તેનાં તનની બચગીની ખુબસુરતીનું આપણે એકવાર વર્ણન કરી ગયા છેયે પણ જેઓ તેણીને ઓળખતા હતા તેઓ એક અવાજે કહેતા હતા કે પુતળાં હમણા જેવી રૂપવંતી બની હતી તેવી અગાઉબી ન હતી.

તેણીના ઉપર હાલ બધી રીતનાં સંકટે ગલબો કીધો હતો પણ તે હટી નહીં. પોતાના ધણીના હરેક ફાંટા અને હુકમ બજાવવાને તે તૈયાર હતી પણ કાંઇબી ખોટું કરવાની સાફ ના. પણ જેમ જેમ તે મુગી મુગી પોતાનું દુઃખ

સહન કરતી તેમ તેમ લીમજી વધારે છેડાતો. તે હર બહાને તેણીને પજવતો હતો. તેણીને બહાર ફરવા જવાનો હુકમ નહીં, સાથે જમવા બેસવાનો હુકમ નહીં. શેઠ બહાર જાય તાંહાં સુધી નીચે આવવાનો હુકમ નહીં. પુતળાને દર માસે અંગત ખરચ માટે આપતો લવાજમબી તેણે બંધ કીધો. પણ ભલી પુતળાં તો ઉલટી તેથી રાજી થઇ કે જે પૈસા પોતાના નહીં તે ખરચયાથી લીમજી પહરેજ રહે એતો વાજબીજ કહેવાય.

પણ પુતળાંની અજાયબી વચ્ચે લીમજીએ વળી નવોજ મારગ અખત્યાર કરયો. તેણે દર બે દહાડે ને ચાર દહાડે પોતાના મકાનમાં મોટાં ખાણા કરવા માડયાં અને તેમાં એવાં માણસોને બોલાવવા માડયાં કે જેઓ સાથ આમેજ થવામાં લીમજીને શરમાવું જોઇયે. આ મીત્ર મેળાવડામાં તેણે પુતળાંને હાજર રહેવાની ફરજ પાડી. પણ પરીણામ તો તેથી ઉલટું થયું. પુતળાંની સાદાઇ, ભલાઇ, અને નમનતાઇથી આ 'રફ' દોસતો એવા ગંગેટાઇ ગીયા કે લીમજી તો ઉલટો ખસીયાણો પડી ગયો.

તેણે અવારનવાર પુતળાંને દમ ભરાવીને પેલું કાગલીઉં માગયું પણ ઘણીજ લાયકીથી પણ મકકમપણાથી પુતળાંએ તે કોઈ સાક્ષી વગર આપવાની ના પાડી. આ વેળા પુતળાંની ઉપર ગાળબેલના વરસાદનો પાર ન હતો. લીમજીએ તેણીના અંગ ઉપર હાથ ઉચકવાનુંજ માત્ર બાકી રાખ્યું પણ આ છેલ્લી હદ સુધી આવતાં આ હીચકારો બીધો

તારે સવાલ ઉઠશે કે પુતળાં જયારે આટલી સાચ્ચી અને ઓસતવાર હતી ત્યારે લીમજીની આ ડગાઇ હજુ સુધી છુપાવી શા સારૂં રાખી હશે.

તેનો જવાબ સેહેલ છે. હજીબી લીમજીને કાંઇ ભલું સુઝ પડે. અને પાપમાંથી હાથ ઉઠાવે એવી વકીને થકી અરદેસરને બે મહીના મોડેથી ઇનસાફ મળે, તે પુતળાં વધારે પસંદ કરતી હતી.

લીમજીના જયારે બધા ઉપાય ખુટયા ત્યારે તેને એક બીજો પાપી ઉપાય સુજયો. તેણે જોયું કે પુતળાં બધી રીતે એકલી હતી પણ તેને તેના ભુચા માણેકશાહનો ઘણો પરોસ હતો અને આ બચ્ચાંને લીધે તે બીજા કશાની દરકાર કરતી ન હતી. ઠીક છે ત્યારે, એ માય દીકરાંને જુદાં પાડયા હોય તો પછી એનો બરડો ભાગે. ખુબ ટાગડો રચીને લીમજીએ એક દહાડો પુતળાંને પોતાના બેસવાના ઓરડામાં બોલાવી:

"કેમ શેઠાણી, તમારી કેવી ખબર? બેસો, મારે તમારી સાથ કંઇ અગતની વાત કરવાની છે."

પુતળાં અકળાવા લાગી કે વળી પાછી શું મોહોકાણ છે. લીમજી મુછમાં હસતો હતો તે જોઇ તેણીને આશા આવી કે કદાચ તેણે પોતાની ચુક જોઇ હશે અને હવે રસતે ઉતરશે.

" મકુજે પુતળાં, હું આવતા સોમવારે બેંગલોર જવાનો છેવું. તાહાં કેટલા દહાડા ભાગશે તે કહેવાય તેવું નથી. આએ વખત મારો ઘોડો રીટરીવર જીત્યો તો પચાસ સાઠ હજાર રૂપીઆ ઘેર આવશે ને હારીઓ તો બે લાખની ખોટ છે. જો હારીઓ તો મુવા છુટા. મારા વજીફાનો મોટો ભાગ મારગીજ મુકવો પડશે."

હીમજી થોભ્યો. તેના મનમાં એમ કે પુતળાં કાંણુ જાણે કેવીક ચમકશે, પણુ તે તો થાભલું થઇને બેસી રહી. હીમજીનું આથી ઘણુંજ ગરી ગયું. પુતળાંને વધારે છેડવા તે બોલ્યો.

"હું જાઉં તેની અગાઉ મારે આપરાં ઘેરના સંબંધમાં ચોક્કસ ફેરફાર કરવા છે. મારા છોકરાને તારી શીખવાણી તળે રાખી જવાની હવે મારી મરજી નથી. એ બગડીને કોડીનો થઇ ગયો છે. આઠ વરસનો થયો તોબી હજુ માએજીનો છેડો બાંધીને ફરે છે. એમ કાંઇ ચાલશે નહીં. મને જોઇને એ દુકનો ઉભી પુછડીએ નાસીને માએનાં પાસાંમાં ભરાય છે તેથી મેં વીચાર કીધો છે કે એને મુંબઈ કોઇનાં ઘેરમાં શીખવા સારૂં રાખવો."

કોઇ દહાડે પુતળાં હમણુાના જેવી ચમકી ન હતી. તે ચીસ પાડી ઉઠી.

"નહીં—નહીં—હીમજી—મારો જીવ કહાડી નાખશ."

"તે તો જેમ તમારી મરજી—મારા દીકરાના ફાયદાને સારૂં ગમે તેમ ગોઠવણ કરવાનો મને હક છે. મારી નજર આગળ તેને હીચકારો, બાયલો, બોંહોસીલો થયલો જોવાને હું રાજી નથી. હવે આએ ઘેરમાં એની માએની આગળ રાખવામાં હું મોટું નુકસાન સમજું છ."

ગરીબ પુતળાં. પોતાની વાત તો એક બાજુએ રહી પણ બુચો કોણ જાણે કેમ કરશે? પોતાની માતાથી તે એક ઘડી છુટો પડેલો ન હતો એટલે હવે પારકે ઘેર એકલો કોણ જાણે કેમ ઝુરી જશે. બાર તેર વરસનોબી હતે તો સમજીયા પણ આઠ વરસની ઉમરે એકલો પારકાં ઘેરમાં!

આખરે પુતળાં બોલી "પણ જરા દસતુરજીનું તો મત લેવો. તેઓ બુચાના એકઝોકયુટર છે અને તેવણબી તમને સલાહ આપશે કે આટલાં નાનાં બચાંને આમ વીખુટો પડવામાં ફાયદો નથી."

"એકઝોકયુટર" શબદ કાને પડતાંજ લીમજીને વધુ ઝાંઝ ચહડી.

"હું કાંઈ દસતુરજી બસતુરજીને ઓળખતો નથી. છોકરો મારો છે ને હું મારે ગમે તેમ કરસ."

પુતળાંએ હવે વધારે જીકર કરવામાં સાર જોયો નહીં—તે પોતાના દરજ્જા સર બેસી રહી. લીમજીએ તો નકી રાખી હતી કે પુતળાં રડી બળીને કાલાવાલા કરશે પણ તેવું કશું જોયું નહીં એટલે તે ચાટપડી ગયો અને બહુજ ખીજાયો.

દુખી માતાને વધારે પજવવા તે બોલ્યો કે "હું એને મુંબઈ નહીં પણ કલકતે મોકલવા ધારૂં છ."

"બસ—બસ—મારે વધારે સાંભળવું નથી. તમે મને જખમી કરવા ધારી હતી અને તેમાં તમે ફાવ્યા છો. મારે હવે વધારે કાંઇ બોલવું નથી."

"સબર, સાંભળી લે. તારા હાથમાં એકજ ઉપાય છે મારા ઉપર તેં જે વાદળ આણ્યું છે અને મારી ઉપર શક રાખયો. તે તું ઉઠાવી લેશે અને કંઇજ બનયું નહી હોય તેમ ચાલવાની કબુલાત આપશે તો પછી હું મારો વીચાર ફેરવશ. પછી તું છે ને તારો છોકરો છે. બોલ, કબુલ છે? એમ મારામારી કરવામાં કંઇ સાર નથી. તું ચાહે તો આપરે પાછાં અગાઉની માફક સુખથી રહી શકશું"

"એટલે તે કેમ? તમારૂં બોલવું મારા ધ્યાનમાં ઉતરતું નહીં."

"જો હવે સમજી જા. તારા બધા ગાંડાઘેલા ખ્યાલ છોડી દે."

"મારા વહાલા ધણી, તમારી તાબેદાર ગોલામ થવાને હું તૈયાર છું. મારા દીલ પરનું ચામડું ઉખેડીને જોઇએ તો તમારી જુતી કરો. તમે સાચવટને વળગી રહેવો ને પછી જુઓ કે હું તમારી કેવી ખાતરદારી કરશ."

"છટ, બધુ હંબગ. તું ઠગારી છે. તું મારી સાથે આવ. તુને બીજી કંઇ વાત કહેવાની છે."

લીમજી ઉઠયો અને પુતળાંની અજાયબી વચ્ચે મરનાર બાપુજીના બંધ ઓરડા તરફ રસતો લીધો કોઈ દહાડે નહીં ને આજે તયાં કેમ? પુતળાં થરથર ધ્રુજવા લાગી. આએ ઓરડામાં પેલું કાગલ સંતેલું છે એવી ખબર શું લીમ જીને પડી હશે? તેમ હોય તો કમબખતી.

## પ્રકરણ—૩૫.

### નાલાયક જબરાણ-ઓરતની હીમ્મત.

પુતળાંને ઘસડી પસડીને બાવાજીના બંધ ઓરડામાં લીમજી લઇ ગયો અને બંને જણા દાખલ થયા પછી બારણું બંધ કરીને કુંચી પોતાનાં ખીસામાં મેલી. એટલુંજ નહીં પણ સઘળી બારીઓ બંધ કરીને ઓરડામાં અંધારૂં કર્યું, અને એક નાની બતી સળગાવીને ટેબલ ઉપર મેલી.

અલબતે એક જવાન એકલી સ્ત્રી આવી વેળાએ કેટલી બીયે તે વાંચનાર સેહેજ સમજી શકશે, પણ પુતળી પોતાના ધણી તરફના આવા કોઈ ધસોરા માટે અગાઉથી તૈયારજ હતી એટલે એક શબ્દ બોલવા વગર મુગી મુગી ખુરસી ઉપર બેસી રહી.

આખરે લીમજી બોલ્યો "તું સારી પખે જાણેછ કે હું તુને અહીં શું કરવા લાયોછ? મારે કાંઇ તારી સાથે તકરાર કરવી નથી. તારા ઢોંગ હું સમજુંછ. તારા માનીતા અહુને નેહાલ કરવા થકી તું મને કદાચ ઝેરબી પાય તે બનવાજોગ છે."

આપણે જોઇ ગયા છીયે કે પુતળાં ઘણી ધીરજવંત, વીચારવંત અને નાખતી કરનારી હતી પણ લીમજીના આ ચટકાએ તેણીનો આખરે સેહેજ મીજાજ ગયો.

"શરમ છે તમને! મને છેલ્લે પાટલે લાવવા સારૂં તમે આ પ્રમાણે બોલોછો. આ સવાલ અરદેસર સાહેરના હકનો નથી પણ પાપ અને સવાબ વચેનો છે. દોલત જહાનમમાં જાય તેની મને પરવા નથી પણ તમારે હાથે દોજખી કામ નહીં થાય તે જોવાને હું ઇંતેજાર છું. તમે ખાતરી રાખજો કે આએ મીલકત તમારી નથી એવું એકવાર જણાયા પછી તમે તેનો ભોગવટો ચાલુ રાખો એ હરગીજ બને નહીં."

"જણાયા પછી? એટલે?"

"હજુ સુધી આપણા બે જણ ઉપરાંત બીજું કોઇ જાણતું નથી. જે વીલ મારે હાથ આવ્યું છે તે ખરૂં અને સાચું છે તે વીશે મારી તો ખાતરી છે અને હું સારી પેઠે જાણુંછ કે તમારી પોતાનીબી ખાતરી છે. અગર તમને કાંઇબી શક હોય તો એ વીલ તમારા વકીલોને કાંય સોંપતા નથી? જયાં સુધી તમે તેમ કરશો નહીં ત્યાં સુધી હું તે તમારા હાથમાં મેલનાર નથી."

"એ બધી તારી ભટાઈ છોડી દે. તું હમણા ઘણી હુશયાર થઇછ તે હું સારી પેઠે જાણુંછ. તારાં સારાં નરસાં મતની અને પાપ ને સવાબની મને થોડીજ દરકાર છે. જે રીતીમાં હું જનમ્યો અને જે પાદશાહી વૈભવ ભોગવ્યો

તેજ ચાલુ રહેવો જોઇએ. પૈસા વગર મને ચાલે તેમ નથી. તારા હાથમાં એક કાગલનું ચીથરૂં આયુછ જે એક મેડ માણુસે લખે ું હશે, તે કાગલમાંથી કદાચ મારા બાપની ઉપર ચોખ્ખસ ફરજ ાંધી શે. પણ તેથી હું કાંઈ બંધાયલો નથી. આ કાગલ્યાંની રૂએ જો અમલ કરવામાં આવે તો તારાં પોતાનાં ખુવાર મળે અને પારકાંઓ ધણી થઇ બેશે.”

પુતળાંએ ધીરજથી જવાબ દીધો “અગર તમારા બાપ પોતાના મરહુમ ભાઇને ઇનસાફ કરયા વગર ગુજરી ગયા તો તેથી ઓરબી તમારી વધારે ફરજ છે કે તે ઇનસાફ તમે કરવો. જે ખોટું હોય તે ખરૂં થાય નહીં. તમારા બાપના નામ ઉપર નો કલંક ધોઇ નાખવાને તમને મદદ જોઈતી હોય તો હું મારૂં જે કાંઇ હોય તે આપી દેવા તૈયાર છું.”

“પણ બાપના નામ ઉપર કલંક શાનો?”

“હજુ કાંઇ પુરવાર થયું નથી! હજી આપણે બે જણ સીવાય બીજું કોઇ જાણતું નથી! શું કરવું ને શું નહીં, ખોટું કેટલું છે જે ખરૂં કેટલું છે તે બધું નકી કરવાનું મારૂં કામ છે, આએ કાગજયું ખરૂં છે કે ખોટું પણ મારી મીલકત છે. વાસ્તે હું તને ફરીથી હોકમ કરૂંછ કે તે મને આપી દેવું. હું સારી પેઠે જાણુંછ કે તે તેં આએ ઓરડામાં કેથે છુપાવેલું છે ને જયાંસુધી તું તે આપશે નહીં ત્યાં સુધી હું તને અહીંથી જવા દેનાર નથી.”

પણ ફોકટ, બધુ ફોકટ ! સાચવટ આગળ બધી ખોટી ધાંધલ મીથ્યા છે. પુતળાં નબળી હતી પણ એક ખડકની મીસાલ મકકમ હતી. લીમજીએ આ ઘોકો અજમાવી જોયો પણ પુતળાંના આંખનું એક પાપણી હાલ્યું નહીં, તે ધીરજથી બોલી.

"અહીંજ છે કે નથી તે હું તમને કહેવા માંગતી નથી. જાણો કે મેં તે એવે ઠેકાણે છુપાવેલું છે કે તમારા હાથમાં કદી આવનાર નથી, અને જયાં સુધી ઇનસાફ થશે એવી જામીનગીરી મને મળશે નહીં ત્યાં સુધી તે તમારા હાથમાં મુકવાને હું સાફ ના પાડું છ."

આ પ્રમાણે પુતળાં બોલી તો ખરી પણ માંહેથી તેણીની છાતી ઠડક ઠડક થતી હતી. તે જાણુતી હતી કે આ જવાબ સાંભળીને લીમજી ઘરથી ઉથલપાથલ કરશે. પણ તે સઘળું ખમવાને તેણીએ કાંઇ મુદતનો ઠરાવ કીધો હતો. લીમજી તેની આગળ ગયો અને તેનું ખભું મજબુતીથી પકડીને ધમકી આપી "કેમ તારી કમબખ્તી આવીછે કે?"

"તમે એટલું બધું તે શું કરનાર છો કે હું બીઉં? ઘણું થશે તો મને મારફાડ કરશો, ભુખે મારશો, કદાચ, મારીબી નાખશો પણ મને પાપી તો નહીં બનાવશો? ઓ દાદાર હોરમજદ, સારૂં થયું કે આએ બધું જોઇને બળાપો કરવા સારૂં મારા બેહસતી બાપ હૈયાત નથી. તમે બાકી રાખ્યુંજ શું? મારૂં સુખ લુટી લીધું, હું

ધણી છતાં ધણી વગરની થઇ, મારા દોસત આસનાવોને ખીસાડી મુકયા અને પછી ફકત મારો એકજ આધાર–મારો છુચો–તેનેથી તમે જુદો પાડવા માંગોછ, હવે એથી વધુ કમબખ્તી તે શું આવવાની છે"?

"મને મારૂં કાગલ આપી દે ને પછી તારા છોકરાને સાથે રાખીને ગમે તે કર."

"કધુ નહીં! અગાર એ છોકરાનો જીવ બચાવવા ખાતર આ કાગલ આપવું પડે તો હું પાપ કરીને તેનો જીવ બચાવવાથી ના પાડું. ભુખે મરશું, દુખી થઇશું પણ પાપી થનાર નથી. લીમજી, તમે એકવાર ખચીત માની લેજો કે મારી જીંદગી તો ધુળ મળી ગઇ છે, તમારી સાથે પાપમાં હાથ બોળવા હું ના પાડુંછ તેથી તમે મારા ઉપર દુઃખનાં ઝાડ તોડી પાડયાં છે પણ મારો જીવ જશે તોબી મારા ઠરાવથી હું છુઠનાર નથી, એટલુંજ નહીં પણ હું આગળ વધીને કહુંછ કે જો તમે ખરો રસ્તો નહીં પકડશો તો હું પોતે આ કાગલયું બહાર પાડીશ."

"શું? તું મારી સાથે દગો રમશે? આ કાગલયું બહાર પાડવાની તું ધમકી આપેછ?"

"ધમકી નહીં પણ ચેતવણી આપુંછ. આજ સુધી આશામાં ને આશામાં મેં વાત ચલાવ્યા કીધી, પણ આજે મને આએ ઓરડામાં લાવીને બારણાં બારી બંધ કરીને તમે જે દેખાવ કીધોછ તેપરથી મને બોલવાની ફરજ પડેછ કે હું કાંઇ તેથી બીતી નથી પણ સામી વધારે હીંમતવાન

થઇ છ. હું તમને ખાતરી આપું છ કે ચોકસ મુદત જવા પછી આ કાગલયું હું પોતે તમારા વકીલ ઉપર મોકલીશ, પછી તમને ખરાબ લાગે તેનો જોખમ મારે માથે નહી."

ઓરડામાં એકલી છતાં પુતળાં આવી હીમતથી બોલી તેથી હીચકારો લીમજી દબાઇ ગયો. પુતળાંને મારવા માટે તેણે ઉંચકેલો હાથ રોકયો અને ગાળએળ દઇને ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યો, આખરે પુતળાં ઉઠીને બોલી "હવે અહીં મારૂં કામ નથી, મને જવા દેઓ."

"નહીં, નહીં જવાય, કાગલ લાવ, નહીં તો તારૂં ગળું પીસી નાખશ."

"પીસી નાખો, ના કોણ કેહછ? જુલમગારના હાથ તળે દીવસોના દીવસો કહાડવા કરતાં એવું મોત હું વધારે પસંદ કરૂં. ખોટી સહી અને ખોટાં વીલ કરનારથી ખુનનું પાપ એકજ પગલું આ બાકી છે તે પગલું ભરવાબી શું કરવા અચકાઓછ? પાપ કીધું તો પુરૂંજ કરો, પણ મારી પાસેથી કાગળ મળનાર નથી."

લીમજી ખુરસી ઉપર બેસી ગયો અને માથું કુટયું "મુવો હું મુઓ છુટો! પાળેલી કુતરીએ પગ કરડયો! મારી ગેરહાજરીનો લાભ લઇને મારી હાથ ધરતીએ મારૂં નખોદ વાલ્યું. હવે દીવાળું કહાડવા સીવાય છુટકો નથી!"

ગમે તે પણ પોતાનો ધણી, પોતાના ફરઝંદનો પીતા એટલે પુતળાને દયા આવી, તે બોલી "લીમજી, અકળાઓના, હું તમને એટલી ખાતરી આપું છ કે હું કાંઇબી કરશ તે તમારી પીઠ પાછળ અથવા તમારી ગેરહાજરીમાં

કરનાર નથી. તમે હમણાં તો સુખે બેંગલોર જવાનું છે ત્યાં જાઓ ત્યાંથી પાછા ફરયા પછી આપણે ફરીથી એ વીશે વાત કરશું."

---

## પ્રકરણ—૩૬.

### હવે બીજું ચીત્ર જુઓ.

ભીમજીભાઈ બીજે દીને સરતમાં સોનાસાઠ કરવા બેંગલોર સીધારયા. પુતળાં જાણતી હતી કે તેવણને પાછું ફરતાં ઓછામાં ઓછો એક મહીનો થશે. આ મહીનો આ લાચાર છોકરીના બાબમાં ઘણોજ સખત ગયો. તેની ભુખ આસ્તે આસ્તે મરી ગઇ અને ઉંઘ સાથે વેર પડયું. તેમાં વળી અરદેસર સાહેરનું અચ બુચ આવવું થવાથી તે ઉલટી ભારે વમાસણમાં પડી. હમકારાને દહાડે તે આતશદાદધામાં સેજદો કરવા ગઇ હતી પણ ધક લાગે નહીં, એવામાં અચબુચ તેની નજર પડી કે સામેથી એક ખુણામાં ઉભો રહીને અરદેસર ડાકટર તેને ઘણા ધ્યાનથી નીહાળતો હતો. તેને જોઇને પુતળાંના અંગમાંથી વીજળી પસાર થઈગઇ. તેણીની હીમ્મત ફરીથી અરદેસર ગમ જોવાને ચાલી નહીં. આહ! શું તે વાર તેણીના મનની સ્થીતી! આ વાર તેણીને પોતાની સુખ-વાસી બચગી યાદ આવી. પોતાની બચગીનો મીત્ર અને મનનો કેળવનાર અરદેસર સાહેર હવે તેને હૈડે ચહડી આવ્યો. પોતાના પ્યારા બાપ અને દુખી માની તેણીને યાદ આવી.

તે છતાં અરદેસર રખેને આગળ આવે અને આતશ-કદેહમાં એકઠાં મળેલાં લોકની વચ્ચે તેણીની સાથ વાત કરે એવી બીક પુતળાંને પડી. તેનું ઘણું મન થયું કે ગુપચુપ નીકળીને ઘર જાય પણ તેમ કરે તો ગામનું લોક શું વીચારે ? હીમજીએ તેણીને તાણો મારયો હતો તે ખરો પડે.

આવા અંદેસામાં પુતળાં માણેકશાહને લઇને બહાર પડી કે લાગલો અરદેસર સામો આવીને ઉભો. પુતળાંનું સોહો-રાઇ ગયલું મોહ, ચીંતાતુર આંખ અને દલગીરી જોઇને તેનો જીવ બળીને ખાક થયો. પણ ભલો અરદેસર સેહારો હતો. એક કાબેલ ડાકટરના સઘળા ગુણ તેનામાં હતા. અકળાયલી પુતળાંને જરા દમ ખાવાનો ટાઇમ આપવા કીજે તે જાણી જોઇને માણેકશાહને વળગી પડયો અને તેને રમાડવાને મસે પાંચ મીનીટ પુતળાંને આપી.

“ કેમ છે પુતળાં બેન, આજે ઘણી મુદતે ભરૂચ આવયો તેથી એવું સરસ લાગેછ કે હવે અહીંજ રેહું. તમે બધાં કેમ છેઓ ? માણેકની તબયતબી ઠીક દેખાયછ. ચાલો હું તમુને મળવા તમારે ઘેરજ આવતો હતો.”

પુતળાં બચારી શું કહે. જો હીમજી જાણે કે અરદે-સરની સાથે તે રસતામાંથી ચાલીને ઘેર ગઇ હતી. તો કોણ જાણે કેવાં રણ પાડે. પણ એક બારગી હીમજી જંગલી બને તે સારૂં શું તેણીએબી મંડળીનો વીવેક તોડવો. ?

"મારૂં ઘેર અરદેસરને સારૂં સદાનું ખુલ્લું છે" આમ પુતળાં બોલી ખરી પણ તુરતજ તેણીની છાતીમાં ભુક પકડી આવ્યો "મારૂં ઘેર!" ઘેર કોણના બાપનું! એ ઘેરનો ખરો માલેક, બત્રીસ દાંતનો તો તેણીની પાસેજ ચાલતો હતો.

અરદેસર તુરત પામી ગયો કે પુતળાં દેહથી દુખી હતી તો ખરી પણ મનથીબી ઘણીજ દુખી હતી. અરે! ત્યારે હીમજી સાથની સગાઈમાં તે નાસીપાસ થશે એવી જે અઘાહી અરદેસરે કરી હતી તેનું આએજ પરીણામકે? એક નાચતી, રમુતી, ખાલેશ જીવની પરી સમાન છોકરીના આખરે આએ હાલ? પણ તેણીના મનના આ હાલતનો સબબ શો? અરદેસર ભરૂચ કાંય આવ્યો હશે? ખરી વાતો એ હતી કે પુતળાંનો નખાતો જતો ચેહેરો અને હીમજીની ચાલચલણ તથા બોલવા ચાલવાની ઢપથી દસતુરજી ગભરાયા હતા અને તે વીશેની સવીસતર હકીકત ડાકટર અરદેસર ને છુપી રીતે લખીને તેની સલાહ માગી હતી. આ કારણથી પોતાની નજરે જોવા અને અવલોકન કરવા માટે ડાકટર અરદેસર પોતે દોડી આવ્યો હતો.

અરદેસરે જોયું કે પુતળાં પોતાના ધણીના જુલમથી જેટલી બેચેન હતી તે કરતાં કાંઈ અંદરખાનેથી મહાભારવ બેચેનીનું કાંઇ વધુ કારણ હતું. તે જાણે અરદેસરથી બીતી હોય, તેનાથી કાંઇ છુપાવતી હોય એવા સઘળા ચાળા સાફ માલમ પડતા હતા. કહેવાની કાંઇ જરૂર નથી કે પુતળાંના જીવને રાહાત થાય અને તેનું

માં હસતું થાય એવું કાંઇબી કરવા માટે પોતાનો જીવ આપવો પડે તો અરદેસર તેમ કરવાને તૈયાર થાય એવો હતો પણ પહેલાં તો કંગાળ જીંદગીનો ભેદ શું તે શોધી કહાડવું જોઇયે.

થોડી પળ સુધી તેઓ મુંગાં મુગાં સાથે ચાલ્યાં પછી અરદેસરે વાત છેડી.

"પુતળાં જારે ફેબરવારીમાં આપરે છેલ્લી વાર મળયા; તારે જતાં જતાં તેં મને શું કબુલાત આપી હતી તે યાદ છે? એ કાંઇ અમથી નામની કબુલાત નહીં, પણ ખરાં જીગરની કબુલાત હતી, અને તે એ કે જારેબી તારી ઉપર કંઈ સંકટ આવી પડે, જારેબી તુને જરૂર પડે તારે મને તેડાવી મંગાવશે. મારી તુને જરૂર પડી પણ તેં મને તેડાવ્યો નહીં. હું મારી મેળેજ આવ્યો."

પુતળાંના બધા ચુપકીદી અખત્યાર કરવાના ઠરાવ હવામાં ઉડી ગયા. એક તો તે જુલમાત અને દાંડાઇથી બળી જળી રહેલી તેમાં અરદેસરના મીઠા માયા ભરેલા શબ્દોએ ભડકો કરી મેલ્યો. તે આંખમાં પાણી લાવીને બોલી:—

"મારા વાહલા ભાઇ, હું ભુલી નથી ગઈ. મારી ઉપર વીશવાસ રાખો. તમારી મદદ માંગવાનો વખત હજુ આવ્યો નથી."

"પણ કોઇ દહાડેબી આવશે કે? યાદ રાખજે કે તુને પોતાનેજ નહીં પણ તારૂં જે વાહલું હોય તેને પણ મદદ કરવાને હું બંધાયલો છઉં?"

"હું તે બધું સમજુંછ. ને તેની કદર બુજુંછ." આ પ્રમાણે બોલતાં પુતળાંના મોહ ઉપર પાછી રતાસ આવી અને તેનો જીવ જરા હેઠો પડેલો જણાયો.

અરૂદેસર આ જોઈ બોલ્યો "બસ, તારે હું રાજીખુ· તારી કબુલાત તુને યાદ છે એટલે બસ છે. મારૂં એટલુંજ કેહેવું છે કે જે મુશકેલી હોય તેને ઘણી લંબાવ્યા કીધામાં ફાયદો નથી. તારા રંગ રૂપની હાલત મને ગમતી નથી. મારી અનુભવી આંખ મને કહેછ કે તું રાતના બરાબર સુતી નથી. સાચ્ચું કેહું તો દસતુરજીએ તારી તબીયતના સમાચાર મને લખ્યા તેથી હું અત્રે દોડી આવ્યો છ. તારા બાવાજીએ ગુજરતી વખતે તારૂં પાંખડુ મારા હાથમાં મુકયું છે ને તારી ઉપર નીગાહ રાખવાની મારી ફરજ છે. જોઉં તારી નાડ."

ડાકટરે નાડ તપાસી અને પછી ગંભીરાઇથી બોલ્યા "મને ઘણીજ નાખુશીથી કહેવું પડેછ કે તારા અંગમાં ઝીણી તાવ છે અને તે લીધે તારૂં દીલ નખાઈ જાય છે. આવી તારા જેવી બાહોશ સ્ત્રીએ કાલનો અંદેશો કરવો નહીં જોઇયે. યાદ રાખ કે તારી ઉપર જે સંકટ હશે તે કોઇ દાહડેબી વહી જશે, વાસતે તે ઉથર લોહી બાળવામાં સઘળાંને નુકસાની છે. હું જોઉંછ કે તારી ઉંઘ જવા સાથ તેં ખાવાનુંબી મુકી દીધુંછ. નહીં, એમ ચાલશે નહીં. હું ડાકટર દીનશા સાથ મળીને તેવણુને તારી પાસે મોકલશ અને તેવણુના હુકમ પ્રમાણે ચાલવાને હું તને વીનંતી કરૂં છ."

પુતળાંએ નમીને હા પાડી. "અરદેસર, ઘરમાં આવોની, જમીને સીધારજોની."

"નહીં, બેન, હું એક કલાકમાં પાછો મુંબઈ ચાલ્યો. બેટા માણેક, માએજીની આગળનો આગળ રહેજે, એવણુની ચાકરી કરજે. પુતળાં, તું બોહાંસીલી થતી ના, તારાં બચ્ચાંને ખાતર ડાકટરના હુકમ પ્રમાણે ચાલજે. મારૂં કામ પડે કે તુરત મને બોલાવજે. બને તેમ જલદી બોલાવજે. મને લાગેછ કે તારી ઉપર શું મુસીબત છે તે જો મને કહેશે તો હું તુંને મદદ કરી શકશ."

"મનેબી તેમજ લાગેછ. પણ લીમજીને પાછા ઘેર આવવા દેઓ, પછી તમારી કબુલાતોને આપરે કસોટી ઉપર અજમાવી જોઇશું."

"ખોદા છે—ચાલો હવે સાહેબજી."

"સાહેબજી વહેલા આવજો."

---

## પ્રકરણ—૩૭.

### વીરબાઇજી પાછાં ઘેરે આવ્યાં.

ઉપલા બનાવને ચારેક દહાડા થયા પછી વીરબાઇજીનું કાગલ આવ્યું કે તેવણુ પાછાં ભરૂચ ભાઇને ઘેર આવનાર હતાં. જે દહાડે તેવણુ આવ્યાં તે દહાડે ગાડી જોડાવીને પુતળાં તેવણુને એસ્ટેકબાલ લેવા ગઇ.

બેઉ બેનપણીઓ એક બીજાને જોઇને ખુશી થઈ અને ખેરઆફ્રીયત પુછ્યા પછી વીરબાઇએ પુછ્યું :—

"માણેક કેમ છે ? એને કાંય સટેશન પર લાવી નહીં ?"

"ઘેરમાંજ છે ને તમારી વાતે વાત જોયછ. હમણાતો ઘણો ઠીક થયોછ."

"ભલે. જીવતો રહે. ને ધીમજી કેમ છે, તેવણ કોણ જાણે શું વસતારાંમાં ફરતા ફરેછ."

"તેવણનું કંઇ કાગલ આયું નથી પણ બેંગલોર સીધાવ્યાછ"

"ઓ માયરે; વરી તાંહાં શું ડોહારાં ડોહાવેછ. ઓ માયરે, મારૂં ભરૂચ ગમે તેવું હોશે પણ ઘણી મુદતે કેવું મજાનું લાગેછ. પણ પુતળાં, તુને શું છે? તારા ગાલમાં ખાડા ને આંખ આગળ કાળીં કાજળ કેમ? બધાં સારી પખે છે તારે તું શું તારા બાવાજીને થકી એમ લોહી પાણી બાળેછ કે? તું એવી લીધેલી ખાધેલી હોશે એમ મેં વકી નહીં રાખીતી, મને ખબર મળી કે તું ઘણી નખાઈ ગેઇછ પણ—

"ખબર મળી ? કોણે કહયું ? ધીમજી એ તમને આહીં મારે ખાતર મોકલયાં કે ? ખરૂં કેહાની વીરબાઈ, તવણ તમને મળયાતા કે?"

"નહી, ડીઅર—મને તો અરદેસરે ખબર આપી. મારો પીત્રાઈ અરદેસર તારી ઉપર થોડો થોડો થઈ જાયછ. તારો જુનો માસ્તર થાય ખરો કેની."

આ પછી બીજા ચાર પાંચ દહાડા ચુપકીદીમાં ચાલ્યા ગયા. વીરબાઇજી આવ્યાં એટલે દસતુરજીની સવારી રોજ હીમજીને ઘેર આવતી હતી. આપરે આગળ જોઈ ગયા છેએ કે દસતુરજી કીઆં ઉંડાં પાણીમાં ફરતા હતા. હીમજીના આવવાની ધન નસલ ન મળે એટલે પુતળાંના મનમાં નવી સંકાએ ઘર કરયું. રખે હીમજી જાણી જોઇને આવવાના અખાડા કરતો હોય. ઘણીવાર બધી વાત વીરબાઇને કહી દેવાની પુતળાંને લાલચ થઇ પણ તેણીએ ઘણી શકતીથી પોતાની જબાં બંધ રાખી.

આખરે તા૦ ૨૪ મી એપ્રેલનો દહાડો આવી ચહડયો તે દીને બેંગલોરની મોટી સરત થનાર હતી અને જે નસીબદેવી ઉપર હીમજીએ પાસો ફેંકયો હતો તે નસીબદેવી પોતાનું પરીણામ જાહેર કરનાર હતી. પુતળાંએ આખો દીવસ અંદેસામાં કહાડયો. આખરે સાંજના ચાર વાગતે વીરબાઈ ઉપર અરદેસરનો તાર આવ્યો.

"તમારે સઘળાંને ખાતર હું દલગીર છેઉં કે હીમજીનો ઘોડો હારીઓછ."

તોબાહ. હવે હીમજી કેમ કરશે. તે કહીનેજ ગયો હતો કે જો આ સરત હારીઓ તો ખાનેખરાબી છે. ભરૂચના વાડીઆજીકા મારગીજ મુકયા સીવાય છુટકો નથી. આ વીચાર ચાલે છે તેવામાં હારની ખબર લઇને દસતુર દીનીઆરજી આવી

પુગા. પુતળાંનો નખાયલો ચહેરો જોઈને તેવણ પહેલાં-થીજ પામી ગયા કે સત્યાનાશની ખબર તેણીને પડી ચુકી હતી.

વીરબાઇજી બળાપો કરીને બોલી "હવે કેમ થશે. મારા સાંભળવા પ્રમાણે ભાઈ તો લાખ બે લાખના ખાડામાં ઉતરયાછ. મારી પાસે તો એને મદદ કરવાની એક ફુટી બદામ નથી. બચારો તદન ખાખાવરખે: થઈ જશે."

"શું કરવા" પુતળાં બોલી ઉઠી. "દસતુરજી સાહેબ, તમે મારા બોલીઆનો ગુસ્સો ના કરતા. બાવાજીએ વીલમાં જે બાધ નાખીછ તે હું ભુલી ગેઇ નથી, પણ બાવાજી જે મને આપી ગીઆ તેનો ગમે તે ઉપયોગ હું નહીં કરી શકું તો એ પૈસા મને કામના શું. હું એ નાણું જુગારનાં દેવાં ભરપાઇ કરવા નહીં આપશ પણ મારા ધણીને મદદ કરવા કાંય નહીં વાપરૂં ? એવણ પોતાના પૈસાથી ભલે પોતાનાં દેવાં ભરે પણ મારા પૈસાથી એવણનું ઘેર ચાલશે."

"બેન. પણ તમે ભુલી જાઓછ કે બેહેસ્તીની વરસી પછી એ નાણું અમારા હાથમાં આવશે." દસતુરજી બોલ્યા.

"ખરી વાત છે, પણ હું તમારેથી મદદની આશા રાખુંછ. તમે મારા એકઝીક્યુટર છેઓ ને મારી પસંદગીથી જરા નાખતી કરશો તો મને ઘણો સંતોશ થશે. તમો વીમજીનો વીચાર ના કરો પણ મારી ઉપર મેહેરબાની કરો."

હસતુરજી શું જવાબ આપે. " બેન, મારેથી બનતું કરવા હું તૈયાર છેઉં—પણ મારો એકલાનો એમાં અવાજ નથી. મારી સાથે અરદેસર ડાકટરબી છે. મને તેવણનું મતબી લેવું જોઇયે."

અહીં વીરબાઇએ વાત અટકાવી " લે ચાલો, હમણા એ તકરાર કરવાની કાંઈ જરૂર નથી. લીમજીને આવવા તો દેવો પછી જોઇશું.

" ખોદા કરેને મારા પૈસાની જરૂર નહીં પડે પણ હું બોલી બોલ્લું કહું છ કે જો લીમજીને મારા પૈસાની જરૂર જણાશે તો પૈએ પૈ આપી દેવાને હું રાજી છેઉં."

"પુતળાંબાઈ હું તમારી લાગણી સારી પેઠે સમજું છ, પણ તમે નકામાં અકળાઈ જાઓછ. લીમજી આએ પ્રમાણે તમારા પૈસા ધુળધાણી કરી નાખે એ હું માનતો નથી."

" એમાં ધુળધાણી શાની ! જે મારૂં છે તે એવીણનું જ છે. હું શું પૈસા છાતીએ બાધીને લઈ જવાની છેઉં ? મેં આટલાં આટલા વરસ એવણનું ખાધું ને વાપરયું એટલે મારા મુવા આટલા રૂપીઆ તે આગળ શું બીસાદમાં છે ? "

આજ પ્રમાણે બોલતાં પુતળાંની આંખમાં આંસુ આવી ગયાં. અને સરવેને લાગું કે હવે આ ચકચાર અતે બંધ કરવી જોઇયે.

## પ્રકરણ—૩૮.

### હીમજી ભરૂચ પાછા પધારયા.

પણ ડોળા તણાવી તણાવીને હીમજી ભાઈ પાછા ઘેરે આવ્યા, ખરા. તેવણે ચીઠી ચપાટી કાંઈ લખી નહીં પણ સાંજના ચાર વાગે સરભોગ ઓરડામાં ચાલી આવ્યા. દાદરપર કોઇના પગલાં સંભળાતાંજ ચતુર પુતળાં સમજી ગઇ. તેણી હરણફાર થઈને ઉઠી અને હીમજીને દાખલ થતાંજ તેને વળગી પડી. પણ હીમજી કાંઈ બોલ્યો નહીં. તે થાકેલો અને નખાયલો દીસ્તો હતો. પુતળાંનો જીવ જળવા લાગો તેથી ઓવરણા લઈ બોલી:—

"ભલે પધારયા. હું તમારી કેવી ખરે મને વાટ જોતી હતી."

"તે હું શું કંઇ બાવાજીનું ઝુંપું હતો કે ખોવાઈ જવાનો હતો? આવે નહીં તો કાંહાં જાય? લે ચાલો ખાવાનું કહડાવો. પુતળાં તું ઉપર આવ."

જ્યારે તેઓ પોતાના ખાનગી ઓરડામાં ગયાં ત્યારે હીમજી ગમગીન જીવે બારીએ જોતો ઉભો. આહા! પોતાના બાપદાદાની આ કેવી મીલકત, કેવા બગીચા કેવાં સેંકડો વરસોનાં દરખત! બળી જાય સરતનો લખ. આ લખને ખાતર આવી મીલકત પારકાંઓને હાથ જાય! જો બધી મુશકેલીઓ ટળી જાય તો ફરીથી સરતનું નામ નહીં લેવું. પણ મુશકેલી ટળે કેમ? આ ગંજાવર મીલકત તેની નથી એવું પુરવાર કરવાને એક કંગાળ કાગળનું

ચીથરૂં હતું, જે ચીથરાંની હસ્તી તે પોતે સીવાય બીજુ-કોઇ જાણતું ન હતું તે છતાં આ ચીથરૂં તારાજ કરીને તેને ખાલસા કરવાને તેની પોતાની ધણીઆણી સાફ ના પાડતી હતી.

પણ તારે લીમજી પાછો ભરૂચ શું કામ આવ્યો હતો? પૈસા ઉભા કરવા. પણ તે કેમ? જબરદસ્તીથી તો કાંઈ વળ્યું નહીં એટલે પટામ સટામ કરીને કામ કહાડી લેવાની તેણે ગણત્રી કરી હતી. હવે મીલકત તો કોઇ કાળે છોડી દેવાય નહીં. તેમાંનો એક નાનો ભાગબી અપાય નહીં. નહીં નહીં પુતળાં જેવી સ્ત્રીને ડપકાવીને વાળવાની તજ વીજ કીધામાં લીમજીએ ભુલ કીધી હતી અને તે ભુલ હવે તે સુધારવાના વીચારથી આવ્યો હતો. હવે તેણે વાત કેમ છેડી તે જુઓ.

"અંહં! પુતળાં, સારૂં થયું જે હું ઘેર પાછો આવ્યો મારી તબીઅત હમણાં ઘણી લથડી ગેઇછ ને મુંબઈના ડાકટર કેહેછ કે જો મગજને સાંત નહીં રાખશ તો વખતે ખરાબી થશે. પણ સાંત તે કેમ રાખું? મારે માથે કંઈ થોડી જંજાળ છે."

આ પ્રમાણે બોલતીવાર પુતળાં પોતાના ધણી ગમ ઘણાં ધ્યાનથી જોતી હતી. તે મન સાથ તોલ કરવા લાગી કે ધણીજી આએ વળી શું પ્રપંચ રમેછ; અને આ અચ-બુચ બીમારીમાં કેટલી સચ્ચાઇ છે. પણ જ્યારે લીમજી પોતાનાં દુઃખજ રડવા બેઠો ત્યારે પુતળાં શું કરે. તેણીએ સાદો જવાબ દીધો.

"તમારી તબીયત વીશે આ હેવાલ જાણી હું ખચીત દલગીર છેઉં."

"વારૂં પુતળાં, તું પાછી નીચે જાય તે અગાઉ મારે તુને કંઈ પુછવું છે. છેલ્લાં આપરે છુટાં પડયાં તારે જે ચાવા ચીવી થઇ હતી તે પાછી જગાડવાની મારી ખુશી નથી પણ એટલું તો કેહે કે તેં તારી કબુલાત પાળી કે નહીં?"

"હું મારો આપેલો બોલ કબુ તોડતી નથી." પુતળાંએ જવાબ આપ્યો.

"ઠીક છે, તારે, પછી બીજી વાત કરશું."

કોણુ જાણે લીમજીએ શું ગણત્રી કરી હશે પણ તે દહાડે તે ઘણોજ સાંત અને સમજુ દીસતો હતો. કોઈ દહાડે નહીં ને આજે તેણે બુચા માણેકને બોલાવીને બાળા પર બેસાડયો ને ખાણું ખલાસ થવા પછી વીરબાઇને કંઇ સારૂં સારૂં ગાવાની અરજ કરવા લાગ્યો. જાણવું કે વીરબાઇનો હલક ઘણો સારો હતો અને તે અસલી નામીચી ગજલો ઘણા મીઠાસથી ગાતી હતી.

પુતળાં સામે એક કોચ ઉપર ગુંથવાનું લેઇને બેઠી. તેણીને તુરત લાગું કે લીમજી આએ ફકત બહારનો દેખાવ કરતો હતો પણ શા કારણસર તે આ દેખાવ કરતો હતો. તે સમજી શકી નહીં. તેણુને ગંભીર બેસી રહેલી જોઇને વીરબાઇનું બહુ પાકી આવ્યું. પોતાને થવલાં જબરદસત નુકસાન છતાં ભાઈ આવો જીવને મારતો હતો ને બાંનાઇ આમ ઘરણનું ખાંધણીયુ થઇને બેસી રહે તે વીરબાઇજીને ગમયું નહી.

એણીમેર નાના માણીકે પણ છબરડો કરવામાં બાકી રાખી નહીં. બાપે ખોળાપર લીધો તે એવી નવાઇની વાત હતી કે તે છેડાઈને આઘો જઇને માએના પાસાંમાં ભરાઈ બેઠો અને ખુબ બારીકીથી પોતાના બાપના ચેનચાળા તપાસવા લાગ્યો. લીમજીના પેટમાં તો એવો કાર લાગતો હતો કે તેજ ઘડીએ છોકરાને તમાશો બતાવે પણ લોહીનો ગોટ ગળીને બેસી રહયો.

"એ આએ છોકરાને શું નકારી ટેવ પારીછ. મોટો લદ્ધા જેવો થયો ને હજુર માએના પાસાંમાં શાનો ભરાઈ રહયોછ. લે ચાલો ઉઠો, સુઈ જાઓ. હવે બે ચાર વરસમાં દાઢી મુછ આવશે તારે કોટાકોટી શોભશે નહીં."

માણેક મુગો મુગો ઉઠીને ચાલી જવા પછી લીમજી બોલ્યો "પુતળાં, જરા બે આંકડા લખીને વકીલને મોકલ કે સવારના ફુરસદ હોય તો આવી મળે. મને અંજીર બાગનો વજીફો વેચવાની જરૂર છે એટલે તેની સાથે વાત કરવાની છે."

કોણ જાણે શા મતલબથી લીમજી આમ બોલ્યો ખરો પણ તેથી વીરબાઇજીને ઘણું દુઃખ થયું.

"ભાઇ, જો ગામમાં કેવું ખરાબ લાગશે. કંઇ બીજો ઉપાય કરો તો સારૂં."

લીમજી પુતળાં ગમ ઘણી બારીકીથી જોતો હતો પણ તે એક શબ્દ બોલવા વગર ટેબલ આગળ ગઇ અને વકીલને ચીઠી લખવા બેઠી. બરાબર તેજ ચીઠી લખી

છે કે નહીં તે જોવાને લીમજી ઉઠયો અને પછી સખત માથું દુખવાનું બહાનું કહાડીને પોતાના ઓરડામાં ભરાયો. તેના જવા પછી વીરબાઇજી પુતળાંપર ઉખરીઆં.

"ઓ માય સાબાસરે, તું એવું કરવા એની સાથ પરણી આવી કે? મદઇ કેવો મરડાઈ મચલાઇ જાય છ ને તુને જરા અરે નહીં મળે—જાબા મને એ તારી ચાલ ગમતી નથી."

"બેન, તમે મને ફોકટનો ઠપકો આપોછ. લીમજી ઉપર આવેલી મુશકેલી સારૂં જેટલી હું ચીંતામાં છેઉં તેટલાં તમે નથી પણ કમનસીબે મને મારી લાગણી દેખાડવાની આદત નથી. હવે તમે અહીં આયાંછ તારે પોતેજ જોજો કે બધો મામલો શું રસતો પકડેછ."

"ગમે તેમ હોય પણ આખર કરેને ધણી. વાંસતે જરા દાર મદાર ચલાવી લેવું જોઇયે."

પુતળાં રડવા લાગી જેથી વીરબાઇજી સામી ખીજાઇ અને રોહોસાભેર તાંહાંથી ઉઠીને ચાલી ગઇ.

વીરબાઇજીના જવા પછી પુતળાં એકલી ઘણાં દુખી દીલ સાથ અંદેસામાં ઉભી. તેણીની જીંદગીનો ઝરો ગોયા સુકાઇ ગયો હતો. આઠ વાગ્યા, નવ વાગ્યા, દશ વાગ્યા, સર્વે સુવા વગે જગે થઈગયાં પણ પુતળાં બેસી રહી. હવે કરવું કેમ? ખોટું થાય તે તેને મનથી અકારૂં ઝેર જેવું હતું પણ આ સઘળી દુશમની વચ્ચે એ તનહા શું કરે. થોડી વારે આસ્તે રહીને મસાલ આવ્યો અને પુછ્યું કે "શેઠ કહેતા હતા કે એક ચીઠી વકીલને ત્યાં લઇ જવાની છે તે તેયાર છે?"

પુતળાંએ જરાવાર વીચાર કરી હીંમતથી જવાબ દીધો "નહીં–હાલ તો ચીઠી મોકલવાનો વીચાર માંડી વાળ્યોછ."

નોકર પાછો આવીને સુવા ગયો અને ઘરમાં સઘળું સુમસાન થઈ ગયું. પુતળાં ઉઠી અને ઓરડામાં આંમતેમ ફેરા ફરવા લાગી. તેનો ઉદાસ ચેહેરો આ એકલી રાતના ઉજળો સંગેમરમર જેવો લાગતો હતો.

તે મન સાથ બોલી "નહીં, આજે રાતના એની સાથ વાત કીધામાં સાર નથી. કદાચ સવારના વધારે સાંત ઉઠશે તારે પોતાનો વીચાર ફેરવશે. પણ મને ઉંઘ આવતી નથી. મારી તબીયત બગડતી જાયછ, મારી શકતી ઘટતી જાયછ, ને એમ ને એમ ચાલશે તો મારૂં શું થશે?"

આ પ્રમાણે વમાસણમાં રાતના એક વાગયો ને તે પોતાના ઓરડામાં સુવા ન જાય તો સવારના ચાવાચીવી થાય એવા ડરથી તે માણેકના ઓરડામાં ગઇ, જયાં તેણીએ હાલ થોડા મહીના થયા પોતાનું સુવાનું રાખ્યું હતું ત્યાં તે એક સોફા કોચ ઉપર થાકીને નસોસ પડી.

સહવારના બડી બામદાદે તે ઉઠી અને સંભાળથી કપડાં સજીને તૈયાર થઇ. નોકર એક ટ્રેમાં ચાહ, ટોસ્ટ વગેરે લઇને શેઠના ઓરડા ભણી જતો હતો.

"હુંબી તાંહાંજ જાઉછ—લાવ મને આપ."

આમ બોલીને ટ્રે પોતાના હાથમાં લઇને પુતળાં પોતાના પતીના ઓરડામાં દાખલ થઈ અને બારણું માંડીને બંધ કરયું. લીમજી ઉઠેલો હતો અને એક ઇઝીચેર ઉપર પડયો પડયો બગાસાં ખાતો હતો. નોકરને બદલે પુતળાંને દાખલ થયલી જોઇને તેનાં ભવાનો ચીલ્લો ચહડયો.

"કેમ, આજે એ શું ? નોકર કોઈ નહીં ઉતો કે તું ચા લાવી ? વકીલને તાંહાંનો જવાબ આયો કે ?"

પુતળાંએ ચાની ટ્રે લીમજી આગળ મુકી. તે ખરેખર ઘણો આજેજ અને બીમાર દીસતો હતો.

"લીમજી હું તમારી સાથ કંઇ વાત કરવાની ઉતી તેથી નોકરના હાથમાંથી ચા લઇને હું પોતેજ આવી. હું વાત કરૂં તે અગાઉ તમારા ઓરડામાં જરા બધું વગે સગે કરવા દેઓ? જુઓ આએ કપડાંના ડુચા કેમ વીખેરાઇ પડ-યાછ. બારીઓ બધી બંધ છે તેથી કેવો ઉકળાટ પડેછ."

"બસ—બસ મને કંઈ જોઇતું નથી મને ઉકળાટ પડશે તો બારી ઉંઘાડવાના મારા હાથ છે. કપડાંના ડુચા પડયાછ તો તે મારા છે, તેની તુને શું પંચાત ! એ વળી તું શું તેરા કુત્તા મેરી કોહાડીની વાત લઇ આવીછ ?"

પુતળાંએ તો નરમાસથી કામ લેવાનો વીચાર કીધો હતો પણ લીમજીના ભુત જેવા ડોળા જોઇને ચેતી ગઈ કે એ પાણી એ કંઇ વાલ ચરે નહીં.

" હીમજી, તમે હાલ પૈસા સંબંધી ઘેરાણુમાં છેઓ એટલે હું હાલ તરત કંઈ બોલવાની નહીં ઉતી પણ ગઈ કાલે રાતના તમોએ જે તમારો વીચાર જણાવ્યો તેથી તમે મને બોલવાની ફરજ પાડોછ. હું કહેવા એમ આવીતી કે—કે—મેં રાતના વકીલને પેલી ચીઠી લખી નથી."

" લખી નથી—એ તું શું ખાંડ ખાયછ."

"હીમજી જોસભેર ઉઠયો અને નોકરને બોલાવવા જતો હતો પણ જરા અચકયો.

" ઠીક છે. અહીંથી તમારૂં કાળું કરો, પછી હું પોતેજ ચીઠી લખશ. હાથ ભાગી ગીઆતા તારે મને હા શું કામ કહ્યું ?"

"હા કહેવાનું કારણ એ કે વીરબાઇજીના દેખતાં ફેસતો નહીં થાય. હું તમને કહેવા એમ માગુંછ કે તમે અંજીરબાગની મીલકત મારગેજ મુકવા અથવા વેચવા નંકળયાછ પણ કોઇની મીલકત એમ વેચવાનો તમને હક નથી. બીજું હું કહેવા એમ માગુંછ કે હવે બધી વાત ખુલ્લી કરવાનો વખત નજીક આવ્યોછ" !

એક છેડાયલા, ઘેરાયલા પુરૂષ આગળ એક એકલવાઇ છોકરીએ આ પ્રમાણે બોલવું કેટલું હીંમતનું કામ છે તે વાંચનાર સેહેજ સમજી શકશે. પણ પુતળાંએ તે હીંમત દેખાડી.

થોડાવાર હીમજી લાકડાં જેવો થઇને બેસી રહયો પણ પછી તેનાથી રહેવાયું નહી. તે દાંત કચકચાવીને બોલ્યોઃ—

"આહ! તું ઓરત જાત છે તેનો મારી ઉપર લાભ લેછ, જો તું મરદ હોતે તો—બસ જા, નીકળ અહીંથી મારૂં માથું ફરેછ ને હું વધુ વાત કરવા માગતો નથી. મારી કાંહાં કમબખતી લાગી કે ગટરમાંથી તુંને ઉંચકી લાયો—પણ સાંભળ, ગમે તે થાઓ પણ સરતમાં મેં કરેલું હેવું તો કંઈબી કરીને આપવુંજ પડશે."

પુતળાંના મોહ ઉપર ગુસ્સો તો પ્રગટી નીકળયો હતો પણ તે દબાવીને બોલી "તમારે માટે મને કેટલો અફ્સોસ ઉપજેછ તે હું કહી શકતી નથી કારણ કે તે તમે માનશો નહીં. હું જાણુંછ કે તમે ઘણા કબસ આવી ગીઆછ પણ આ બાબદમાં બીજો કાંઇ મારગ નથી. આપરી જીંદગી જાય તો શું થયું. આપરી ફરજ બજાવવી જોઇયે."

સીમજીએ કાંઇ જવાબ આપ્યો નહીં પણ બારી આગળ પીઠ ફેરવીને ઉભો. પુતળાં આગળ બોલી:—

"મને લાગેછ કે આએ અભાગણી બાબદ વીશે આપરે આ છેલ્લીજવાર વાત કરીએ છેયે. હું એટલી રંજીદા થઇ ગઇછ કે માણેકને લઇને થોડા દીવસ બહાર જવા માગુંછ. તેથી જે મારે કહેવુંછ તે હમણાજ બોલી દેવાનો મે ઠરાવ કીધોછ. તમારી દોલત જતી રહેવાથી જે ખોટું લાગશે તે હું સારી પેઠે સમજુંછ પણ તેમ તમારાં અંત:કરણને કેટલું સુખ થશે તેની તમે ગણત્રી કીધી નથી. અગર તમારી મીલકત તમારા પીત્રાઇને હસ્તક જાય

તો તે તમને અને માણેકને અહીંથી હાંકી કહાડે એમ હું માનતી નથી. વળી બાવાજીની મેહેરબાનીથી હું અને માણેક પૈસા સંબંધી સુખી છૈએ અને અમારૂં જે છે તે તમારૂંજ છે."

પુતળાં લીમજી આગળ ગઈ અને તેને પટાવવાની મતલબથી ખભાં ઉપર હાથ મેલી બોલી "જો લીમજી, આ કામમાં મારો ચારો નથી. તમારાંમાં જે ભલાઇ અને મીઠાસ છે તે બધો આએ વખત ભેગો કરો. આએ મુશકેલીની સામે ખડા રહો અને પછી જુઓ કે હું તમારી ઉપર એવી જાનફેશાની કરશ કે તેની આગળ આપરી આગલી મોહોબત કુચ ગણતરીમાં નહીં રહેશે."

"જા—જા તારી મોહોબત પેલાની પાસે લઇ જા. જે ધણીને ખાતર તું મને વેચવા નીકળીછ, મારી ગરદન પીસવા નીકળીછ, તે ધણી આગલ જા. તારેથી થાય તે કર. હજુબી હું તેનો સ્વાદ તુંને દેખાડશ."

લીમજીએ જોરથી બારણું ઉઘાડયું અને નોકરને હુકમ કીધો કે તાબડતોબ વકીલને બોલાવી લાવે. નોકરના જવા પછી પુતળાં નીસાસો નાખીને ચુપચુપ બહાર પડી.

## પ્રકરણ—૩૯.

### નાચારી—નાચારી.

લાચાર પુતળાં! લીમજીએ તો તેને વીસારી મેલી હતી પણ સાથે લાગું વીરબાઇજી પણ તેના ઉપર ધસોરા કરતી હતી. તે રાતના વીરબાઇજી માથું દુખવાનું બહાનુ કહાડીને જમવાબી આવયાં નહીં. પુતળાં એકલી પડી એટલે હાથમાં કાંઇ ગુંથવાનું લઇને વાડીમાં જઇને બેઠી. જરા વારે લીમજી, દસતુરજી અને વકીલ વાડીમાં ફરતા અને જગા આપતા જણાયા. પુતળાં મન સાથ નીસાસો નાખીને વીચાર કરેછ કે 'આહા આએ બધી મેહેનત ફોકટ છે. મારી જીંદગી ધુળ મળશે, મારાં વહાલાંઓ મુંઝાશે પણ સાચ્ચું કરવા સીવાય મારો ચારો નથી. લીમજીએ અરદેસરનું નામ લઇને મને તાણો મારયો છે અને મને અપમાન કીધું છે પણ મારો ખોદા જાણેછ કે તે વાતમાં હું કેવી નીરદોશ છેઉં. અગર લીમજી હુકમ ફરમાવે કે મારે આએ અરદેસર સાથ વાતબી નહીં કરવી તો તે હુકમ બજાવવાને હું તૈયાર છું કારણ કે મારી તાબેદારી માગવાનો તેવણુને હક છે, પણ એવણ કહેશે કે છતી આંખે આએ ખોટું કર, તો મારી એક હજાર વાર ના!

વાડીમાં ફરતાં ફરતાં દસ્તુરજીની અને લીમજીની બેહની નજર પુતળાં ઉપર પડી. લીમજી તો નાકનું ટીચકું ચહડાવીને ઘરમાં ચાલી ગયો પણ દસ્તુરજી

હસતે ચેહેરે આગળ આવ્યા. હવે દસ્તુરજી સાથ શું વાત કરવી અને કેટલી વાત કરવી તેનો પુતળાંએ આગળથી વીચાર કરી મુકયો હતો. તેણીએ ઠરાવ કીધો હતો કે હજુરબી દસતુરજી આગળ બધો ભેદ ખોલવો નહીં. જો લીમજી પોતેજ કહે તો ઠીક છે, નહીં તો પછી પેલું કાગલીઉં પોતે જાતે જઇને વકીલના હાથમાં મુકવાનો તેણીનો વીચાર હતો. વકીલના હાથમાં જેવું કાગલ ગયું કે પોતે માણિકની સાથે મુંબઈ જઈ રહેવા પુતળાં ધારતી હતી. વીરબાઇજીને થોડો ઘણો ખુલાસો કરીને તેવણુની મદદ માંગવાનો પુતળાંનો પહેલાંથી વીચાર હતો પણ વીરબાઇજી તો એવાં છીકી પડયાં હતાં કે પુતળાં ખરેખર હવે એકલી પડી.

દસતુરજી હસતે ચેહેરે આગળ આવી ઉભા. લીમજી શું કરવા ધારતો હતો અને વકીલ સાથ જમીન માપી તેનો અર્થ શો તે જાણુવાને પુતળાં ઇંતેજાર હતી.

"દસતુરજી બા, એ બધી શું ખટપટ છે?" તેણીએ પુછ્યું "જે ખરી વાત હોય તે કેહોની."

"બેન, એમાં નવું શું છે? લીમજીએ લાખ બે લાખનો ઘોંટાળો કીધોછ પણ મામલો હું ધારતો હતો તેટલો છેક બગડી ગયો નથી. એવણે આએ અંજીરબાગની મીલકત વેચવા કહાડીછ ને વકીલ ધારેછ કે જો બરાબર કીમત આવશે તો બધું દેવું ફેરી શકાશે. હવે બેન તમે નકામાં જીવ શું કરવા કુહુરાવોછ. બધાંનું સેવટ આવી જશે. બધું ગામ જાણેછ કે સરત ફરતમાં હાથ ઘાલે તારે આંગળાં દાઝેજ તો?"

પુતળાં કાંઈ બોલી નહીં જે જોઇ દસ્તુરજી જરા મનમાં નાખુશ થયા. તેવણ વીચારવા લાગા કે હું આટલું સમજાવેવાનું કરૂંછ તોબી આએ છોકરી એકની બે થતી નથી. લીમજી તારે ફ્ફડે તેમાં નવાઇ શી? ઘર ધણીઆ-ણીએ તો જરા દારમદાર ચલાવી લેવું જોઇયે, પણ-આએ પુતળાં તો ઉધાર આપ ને ખરૂં જોખ, એવું માગં-નારી છે. આ પ્રમાણે ગોર કરી દસતુરજી બોલ્યા:—

"પુતળાં બેન, તમે કશાથી રાજી થતાં નથી તે જોઈ હુ દલગીર છું. અલબતે લીમજીની ચુક હશે અને તે બાપીકી મીલકતો વેચવા નીકળે ને પસંદ કરવા જોગ નથી. પણ તમારે યાદ રાખવું જોઇયે કે એ તેની મીલકત છે એટલે આપણે વચ્ચે પડવાની જરૂર નથી. હોય, માણુસ છે. ભુલબી થાય. મારી તમુને ખાસ સલાહ છે કે હમણા જરા એને છેડશો ના, કારણકે એનો દેખાવ મને સારો લાગતો નથી."

"કાંય? શું એવણના જીવને સારૂં નથી?"

"હા—હું કહેવાને ઘણો દલગીર છેઉં કે આજના એન ચેન ચાળા મને જરાબી પસંદ નથી. અમે તડકાંમાં ફરતા હતા તોબી એને ટાઢનાં લખલખાં ચહડી આયાં ને અંદ-રથી જાડો ડગલો મંગાવયો. વળી હમણાજ મને કહેતો હતો કે કમર ઘણી દુખેછ ને અવારનવાર આંખે ચીત્રી આવેછ. મોહાડુંબી કેવું સોહરાઈ ગયુંછ ને અવારનવાર કાંસેછ."

"ઓ માયરે, હવે શું કરૂં?"

"બેન ગભરાવો ના, મારી સલાહ છે કે તમે પેહેલી તકે ડાકટર દીનશાહને તેડાવી મંગાવજો."

"દસતુરજી, ખરૂં કહું તો આજે પંદર દહાડા થયા લામજીના ધકનું ઠેકાણું નથી ને હું રોજ બીહતી હતી કે રખે એમાંથી કઇ વાત વધે. એવણુને પૈસાની ભીડ છે તે લીધે એમ કરતા હોશે એમ મેં પેહેલાં ધારયું પણ હવે મને બીક લાગેછ કે આ બીમારીનો વધારે ઉંડો ભેદ છે. એવણુ રાતના એક ઘડી ઉંઘતા નથી ને કેટલા દહાડા થયા ખાવાપીવાનું મુકી દીધુંછ. બસ દહાડામાં ચાર પાંચ વખત બ્રાંડી પીઆ કરેછ."

"એ ઠીક નહીં. આજે વકીલ સાથ ફરતાંબી એવણુ બેધ્યાન હતા. કહે શું ને બોલે શું. ઘડી ઘડી માથુંબી દાબયા કરે તારેજ મેં વીચાર કીધો કે તમુને કહું તમે જરા કળવકળે પુછીને જાણી લેજો કે એને શું થાયછ. જરૂર જરૂર ડાકટરને બોલાવજો."

પુતળાં ગભરાઇ. "હા દસતુરજી, હું તેમજ કરશ."

"જરા પટાવી લેજો. તમારા વચ્ચે કંઇ મતફેર પડયો હોય તો હાલ તુરત અખાડા કરી જજો."

દસતુરજી ગયા પછી પુતળાં વીચારમાં પડી. પોતાનો ધણી આવો સીક છે એટલે તેની આગળ તો જવુંજ જોઇયે ને પોતાની ફરજ બજાવવી જોઇયે. વરના ઓરડામાં જવા અગાઉ નનંદની ખબરબી લેવાના ઈરાદાથી તે વીરબાઇના ઓરડામાં ગઇ અને લીમજીની બગડતી તબીયતના સમાચાર કહયા. વીરબાઇજી માથે પાદો બાંધીને એક વાતની ચોપડી વાંચતાં હતાં.

"બીચારો આજારી પડે તેમાં નવાઇ છે?" તેવણુ અણુકા કરીને બોલ્યાં. "મારો ભાઈ કંઇ લોહોડાંનો ઘડેલો નથી કે આપ્રે રોજના હાય સોસારા સાંખી શકે. અમે તો બચગીથી લાડમાં ઉછરેલાં તે કોઇના ઘસોરા ખમાય નહીં જો માય."

"બેન વીરબાઈ તે વાત પછી કરશું. હમણા તમે મારી સાથે આવો. આપરે બેઉ જન સાથે જઇને ખબર પુછીએ."

જયારે તેઓ લીમજીના ઓરડામાં ગયાં ત્યારે લીમજી લાકડાંની કાની ખુરસી ઉપર બેસી રહેલો હતો. પુતળાંને જોઇને તેણે ધીકકારથી ડોકું મરડી નાખ્યું અને વીરબાઇજીને સેહેજ પુછયું.

"કેમ તું આવી? તુને કોણે બોલાવીતી?"

"ભઇ મેં સાંભરીઉં કે તારા જીવને ઠીક નથી તેથી ખબર લેવા આવી."

"હા—હમણા જા, મારા જીવને ઠીક નથી તેથી જરા ઉંઘઇ ઉઠશ તો ઠીક થશે. મને શું થાયછ તે મને પોતાનેજ સમજ પડતી નથી. ચાલો જાઓ અહીંથી મને કોઇનું મોહડું જોવું નથી."

પુતળાં બીહતી બીહતી આગળ આવી અને દયામણું મોહ કરી પુછયું. "તમે સવારનું કાંઈ ખાધું નથી. જરા સોજે ચીકીન સુપ બનાવી લાઉં?"

કંઈ જવાબ નહીં. ભીમજી આંખો બંધ કરીને બેસી રહયો. આખરે જાણે પુતળાં હોયજ નહીં તેમ તે બોલ્યો "વીરભાઇ, મને કંઇ જોઇતું નથી, મારૂં માથું દુ:ખેછે. પણ જતાં જતાં જરા બરાંડીને સોડા મોકલજે. ડાકટર ફીનશાનેભી ચીઠી લખજે કે એણીમેરથી આવતા જતા મને મળે. મને કોઇ ઘડી ઘડી કંટાળો ના આપતું. મને કોઈની સારવાર જોઇતી નથી."

ડાકટરને તેડાવવા પુતળાં ઓરડાની બહાર ગઇ કે ભીમજીની છાતી પરથી જાણે મોટો પથર ઉંચકાયો હોય તેમ તેણે નીસાસો નાખ્યો.

"વીર, ફરીથી આવે તો એને લઇ આવતી ના. એને જોઇને મને કાંઇ થઇ આવેછે ને મારી બીમારી ઉલટી વધેછે. અમારા વચ્ચે એવો બગાડ થયોછે ને તે કદી સુધરવાનો નથી. મારી જીંદગીભી હવે ટુંકી સમજજે. જા જઇને બ્રાંડી મોકલ ને ખાણીપીણી ઘરમાં હોહા કરતાં ના. કદાચ એક બે દહાડામાં બધું પાછું ઠીક થઇ જશે."

## પ્રકરણ—૪૦.

### જીવલેણ બીમારી ડાકટરોની દોડાદોડી.

સવારોના બંગલામાં સઘળું ચુપચાપ હતું. રાતના લીમજીની તબીયત વધારે બગડી હતી અને બડી બામદાદના ચાર વાગતે ડાકટર દીનશાહને તેડી મંગાવ્યા હતા. પુતળાં લીમજીના ઓરડાની બહાર એકલી ઇંતેજાર બેઠી હતી, કારણકે ડાકટરને બોલાવવા માણુસ ગયું ત્યારે પેહલાંથીજ વીરબાઇએ તેણીના કાન ખોલ્યા હતા કે ઓરડામાં કોઇએ આવવું નહીં એવી લીમજીએ તાકીદ કરી હતી. વળી .વીરબાઈ પોતાના દરેક ચાળાથી બતાવતી હતી કે લીમજીની આ બીમારીનું સઘળું કારણ તેની ધણીઆણી હતી—યાને સઘળો વાંક પુતળાંનો હતો.

આવી રીતે એકલી અતુલી પુતળાં બહાર બેઠી હતી એવામાં બીમારના ઓરડામાંથી ડાકટર બહાર આવ્યા કે તે તુરત ઉઠી. ઘરડા ડાકટર દીનશા ઠાવકા હતા. પુતળાંનો ઉજળો વાખ મારી ગયલો ચેહરો, સોહોરાયલા ગાલ અને ચળકતી આંખ જોઈ તેઓ પામી ગયા કે આ લાચાર છોકરીના પેટમાં ગમના ભંડાર ભરેલા હતા. ઘણી માયાથી તેણીનો હાથ પકડીને ડાકટર જમવાના ઓરડામાં તેણીને લઇ ગયા અને બોલ્યા.

"પુતળાં મને લાગેછ કે લીમજી ઘણા દહાડા સુધી ઉઠબેઠ કરાવશે, પણ—પણ—હાલતુરત કાંઈ ધાસતી જેવું નથી. બે ચાર નીશાનીઓ એવી છે કે વાત આગળ વધે

પણ હાલ તુરત હું ચોકસ મત આપી શકતો નથી. તોબી ખુબ તકેદારી રાખવી પડશે. હું હમણા ચીઠી લખી આપું છ તે સાથે કોઇ માણુસને સીવીલ આસપીટલમાં મોકલ. મેં તાંહાંથી એક યુરોપીયન નર્સ મંગાવીછ."

પુતળાં દુખી થઇ બોલી "પણ હું છેઉં કેની ?"

"નહીં બેટા, તારૂં કામ નથી. નર્સ આવે તાંહાં સુધી એને છેડ છેડ કરતાં ના. પડી રહેવા દેજો. ફકત ચીકી-નના રસ સીવાય બીજું કાંઇ ખાવાનું આપવું નહીં અને એને વાત કરાવવાની તજવીજ કરવી નહીં.

ડાકટર ટેબલ ઉપર બેઠા અને ઝડપમાં એક ચીઠી લખી કહાડીને પોતાને હાથે કોઇ વાંચે નહીં તેમ વળગાવી.

"પુતળાં, ડાકટરો પોતાના ઘરાકો વીશે એક બીજામાં શું લખે છે તે બાહારનાઓને દેખાડવાનો સરેસતો નથી, નહીં તો હું તને આ ચીઠી વંચાવતે. જે માણુસ ચીઠી લઈ જાય તેને સખત વરદી કરજે કે નર્સને લીધા વગર આવે નહીં. કામ પડે તો એક કલાકબી ખોટી થાય. તેને લાવવા ઘેરની ગાડી મોકલજે. હું રાતના અગી-યાર વાગે પાછો આવીશ.

રાતના બાર વાગે ડાકટર પાછા આવ્યા ત્યારે વીરબા-ઈજી તો દુખતું માથું લઇને ઉંઘી ગયાં હતાં પણ પુતળાં એક ખુણામાં ડાકટરની વાટ જોતી બેઠી હતી, કોચની બીજી બાજુએ ગોરી નર્સ મુગી મુગી ઉભી હતી.

બીમારને તપાસ્યા પછી ડાકટર બોલ્યા "પુતળાં હવે મારી સલાહ છે કે તું જઇને જરા આસાએશ લે. "આ નર્સ સીસટર એલીસ" એવી હુશ્યાર છે કે, તમારાં લોકનું કોઇનું કામ નથી. સામું તમે એના કામમાં અડચણ કરશો. હું સવારના પોહોરમાં પાછો આવીને બરાબર તપાસીને મામલો કેમ છે તે કહેવશ. જો મને જરાબી શક પડશે તો ઇસ્પીટાલના વડા ડાકટર બેલીને આપણે બોલાવીશું."

ડાકટર તો ગયા, પણ પુતળાંની આંખ ધોવાઈ ગઇ હતી. નર્સ આવ્યાની અગાઉ તે એક વાર લીમજીના બીછાણા આગળ જઇને ઘણુજ નરમાસથી કહયું હતું કે એ પાછો સાજો થાય ત્યાં સુધી સઘળી ગેરસમજુતી બારીબોળી મુકવી.

"હું રાત દીવસ તમારી ચાકરી કરશ. ઓરડામાં કાંઇબી ગડબડ નહીં કરૂં ને તમને એકબી સવાલ નહીં પુછું, મને અહીં રહેવા દેઓ, કારણ કે ઓરડાની બહાર મારો જીવ સીકે-ઓળવાઇ રહેછ."

આના ઉતરમાં લીમજીએ ભીત ગમ કોર મરડી ફકત જવાબ દીધો કે "નહી" મને કોઇ જોઈતું નથી, બાહેર જાઓ!!

આ પ્રમાણે હરકાટી કહાડયા પછી નર્સ આવી પહોંચી અને તેના સ્વાધીનમાં બીમારને સોંપીને પુતળાંને બાહેર પાડવાની ફરજ પડી.

સવારના પોહોરમાં ડાક્ટર પાછા આવી ઉભા જે ઉપરથીજ જાણાતું હતું કે તેવણ બીમારની સ્થીતી વીશે ઘણા ઇંતેજાર હતા. પુતળાંને મળયા વગર તેવણ બીમારના ઓરડામાં ગયા. એક પળમાં તેઓએ ફેરથાયલો મામલો જોઇ લીધો. બીમારનો ચેહરો ખેંચાઇ ગયે હતો અને તેના હોઠ સુકાઈ ગયલા હતા. નસે તેનું દુ:ખ ઓછું કરવા રાતે જે જે દવાઓ વાપરી હતી તેની ખાલી શીશીઓ વીખેરાઇને પડેલી હતી. નર્સ અને ડાક્ટર વચે આંખોથી જે "સીગનલો" ચાલી તે બહારનું કોઇ ન સમજે પણ ડાક્ટર તુરત સમજી ગયા.

ડાક્ટર દીનશાહે બીમારના બીછાણા આગળ જઇ હસ્તો ચેહરો કરી સાધારણ કાનુન મુજબ ખબર અંતર પુછી.

લીમજી ખીજાઇને બોલ્યો " પણ કેહોની મને છે શું ? હું કાંઇ બચ્ચું નથી કે મને વાહી પટાવીને કામ લેવા માંગોછો. આખી રાત મારૂં ગળું સુકાઇને બળવા લાગું."

લીમજીના મોઢાંમાંથી નીકળતો સાદ ડાકટર ઘણા ધ્યાનથી તપાસતા હતા. આ સાદ સદાનો સફાઇદાર નહીં પણ ગુંગળાયલો અને નાકમાંથી નીકળતો હોય તેવો લાગતો હતો.

આસ્તે રહી ડાકટરે કહ્યું " જરા ધીરો થા, તુંને "ડીફ્ઠીરયા" થયો છે પણ તેમાં કાંઇ બીહવા જેવું નથી. હાલના જમાનામાં કયું દરદ સારૂં થતું નથી ?"

" ડાક્ટર " બીમાર બોલ્યો " ગમે તે હો, પણ હું ઇચ્છુછ કે મારી સારવાર કરવા મારી ધણીઆણીને ઓરડામાં લાવવી નહીં, કારણકે મારી આગળ રહેતાં કાંઇબી જોખમ તે ખેંચે તે જોવાને હું રાજી નથી."

"ઠીક છે, ઠીક છે, એમાં પુતળાંનું કે બીજાં કોઈનું કામ નથી, એ બીમારીમાં મીસ એલીસ જેવી અનુભવી નર્સ વગર ચાલે તેમ નથી. એટલુંજ કે તારે એ જે કાંઇ ફરમાવે તેમ કરવું."

"પણ મને કાંઈ દવા આપોની. મારા કાનમાં એવું દરદ થાયછ કે જાણે માથું ફાટી જાયછ, તમે ડાકટરો— માફ કરજો, ડાકટર, મારૂં માથું ઠેકાણે નથી ને તેથી હું જે ગમે તે બોલુંછ."

બીમારને ધીરો પાડીને ડાકટર રવાના થયા પછી નર્સે તેનાં ગળામાં દવા લગાડીને તથા બીજી રીતે ગોઠવગાઠવ કરીને ચુપ કીધો. શું એ નર્સની તારીફ કરીયે! તે રાતના આઠ વાગતાથી સવારના આઠ વાગતા સુધી ખડે પગે ઉભી રહી હતી. તે નામની નહીં પણ ખરી દયાની બેન હતી. બીમાર કાળો હોય કે ગોરો, મરદ હોય કે ઓરત, નાનો હોય કે મોટો, ગરીબ હોય કે તવંગર પણ તે સરવેની સરખી બેન તરીકે વરતતી હતી. પોતાના જીવની દરકાર કરતાં બીમારના જીવની દરકાર તેને વધુ હતી. બીમારની અકળામણથી તે દુખી અને તેની શાંતીથી સુખી દીસતી હતી.

ડાકટર નીચે ઉતરીયા અને તુરત દીવાનખાનામાં ગયા જયાં વીરબાઇ અને પુતળાં તેની વાત જોતાં ચીંતાતુર બેઠાં હતાં. વીરબાઇજી માથે પાટો બાંધીને કોચ ઉપર લેટેલાં હતાં અને તેણીની ભોંજાઈ માથે હાથ દઇને બારીએ ઉભી હતી. ડાકટરને દાખલ થતા જોઇ તેઓ આગળ દોડી આવ્યાં.

"છોકરીઓ, લીમજીના કેસ વીશે કાલે મારાં મનમાં થોડોજ શક હતો પણ આજે હવે હું ખાતરીથી કહી શકું છું કે એને ડીફ્ઠીરયાની તાવ છે. છેલ્લા થોડા દીવસ થયા એનાં મગજ ઉપર અતી મોટો બોજો પડેલો હોવો જોઇયે અને તેથી આ બીમારી વધી ગયલી છે. મારી કહેવાની ફરજ છે કે નીશાનીઓ સારી નથી."

બેઉ છોકરીઓએ ચીસ પાડી અને પુતળાંએ બીમારના ઓરડામાં જવાનો આગ્રહ કરયો.

"નહીં, બેન, હું દલગીર છું કે હું તેની રજા આપી શકતો નથી, ડીફ્ઠીરયાના કેસમાં આગળ ફરનારાંઓનેબી કેટલોક જોખમ છે, અને બીન કારણે એવા જોખમમાં કોઇનેબી નાખવાને ડાકટરને સતા નથી. આએ મીસ એલીસ ઘણીજ હોશ્યાર છે, એણે વેલાતની આસપીટલોમાં ડીફ્ઠીરયાના બીમારોની સારવાર કરેલી છે એટલે એના કામની વચમાં તમોએ પડવું નહીં. આપણે કેસ ઉપર ખુબ નીગાહ રાખીશું, વળી એનો બાંધો અસલથી મજબુત છે તેથી જોઇએ, ખોદા છે, એકુ બે દીવસમાં સારી વલણ લઈબી લે."

ડાકટરના જવા પછી પુતળાં ગુપચુપ માળપર લીમજીના ઓરડા આગળ ગઈ અને બંધ બારણાંપર હળવેથી બે ત્રણ ટકોરા મારયા. સીસટર એલીસે બારણું ફકત બે તસુ ઉંઘાડયું અને ઉજળી, દુબી, ઉંચી, સોવામણી પુતળાં તરફ અણુહદ માયાથી જોવા લાગી.

" સીસટર એલીસ, બીહો ના, હું હોકમ વીરૂધ અંદર દાખલ થવા માગતી નથી પણ દર બે કલાકે આએ કાગલની કાપલી ઉપર બીમારની હાલત કેમ છે તે લખીને આએ બારણાંની નીચેથી સેરવશો તો મારીપર મોટી મેહેરબાની થશે. હું કોઇને નાહીં કહું."

નર્સે કાપલીઓ લીધી અને ડોકું નમાવીને પાછું બારણું બંધ કરી દીધું.

---

## પ્રકરણ—૪૧.

### બડો ડાકટર—ગરજ મારી બાપડી.

ત્રીજે દીને મામલો એટલો બગડી ગયો કે ડાકટર એલીને આખરે "કનસલટેશન" માટે બોલાવવો પડયો. આ બેઉ ડાકટરોએ ઘણીબી તજવીજ કરી પણ ગળું વધારે ને વધારે પાક ઉપર ચહડીને ચીપલાતું ગયું. ડાકટરો બહુ વીશમય પામ્યા. એક દહાડે વરનડામાં ઉભા રહી તેઓ પોતે પોતામાં ઘુસઘુસ કરતા હતા તેટલાં દસતુરજી આવી લાગ્યા.

" કેમ ડાકટર સાહેબો, લીમજીની હાલત કેવી છે? હું આશા રાખુંછ કે કાંઇબી સુધારાનો ફેરફાર જણાવા માંડયો હશે."

બેઉ ડાકટરો તરફથી ડાકટર દીનશાહે ઉતર દીધો 'નહીં દસ્તુરજી સાહેબ, તેથી ઉલટુ અમે છેક આજેજ, થઇ ગયા છીયે. અમે ત્યારની એજ તકરાર કરીયે છીયે

કે ગળું ચીરીને રૂપાની ભુંગળી મુકવા સીવાય છુટકો નથી અને તે કાંઈ સઘળા ડાકટરોથી બનતું નથી, તેને વાસ્તે મુંબઇથી ખાસ મોટા સરજયનને બોલાવવો જોઇએ ને તેનું પરીણામબી ઘણું શક ભરેલું છે. પણ એમનો એમ જો રહેવા દઇયે તો ચોવીસ કલાકમાં બીમાર પ્રાણ મુકી દેશે."

"અરે ખોદા, એ તમે શું બોલોછો? પણ ત્યારે ખોટી શાની? જો એ "ઓપરેશન" ની જરૂરજ હોય તો તમારે વીચાર શાનો કરવાનો?"

"અમારા બે વચ્ચે વાંધો એટલોજ છે કે કોણને હાથે એ ઓપરેશન કરાવવું! હું કહુંછ કે આજે મુંબઈમાં સઉથી સરસ "ઓપરેટર" ડાકટર અરદેસર સાહેર છે. અગાઉ અંગ્રેજ સરજયન વગર ચાલે તેમ નહીં હતું. પણ ડાકટર સાહેર આગળ હમણા તેઓ નમીને ઉભા રહે છે."

અને ડાકટર બેલી બોલ્યો 'આએ કેસ પહેલાંથીજ ડાકટર દીનશાહના ચારજમાં છે અને એવણ બચગીથી બીમારની તબીયત જાણતા આવેલા છે તેથી વચે પડવાનો મને હક નથી પણ જયારે મારૂં મતજ પુછવામાં આવે છે ત્યારે હું ખુલ્લાં દીલથી કહું છું કે આવું મહાભારત "ઓપરેશન" કોઈ અનુભવી પુરાણા હાથોએજ થવું જોઇએ. ડાકટર સાહેરે હાલ મુંબઇમાં મોટી હોહ હારી મુકી છે એ ખરી વાત છે ને એવણે કીધેલાં

"ઓપરેશનો" ની વેલાત સુધી તારીફ ગઇ છે તેબી હું જોઉં છું પણ તોબી આખર કરેને તેવણુ આજકાલના કહેવાય. તેથી મારી સુચના એવી છે કે ડાકટર હંટરને તાર કરીને બોલાવી મંગાવવો."

દસ્તુરજી બોલ્યા "તમારા લોકની તકરાર વચે હું પડું તો માફ કરજો પણુ રજા હોય તો મારૂં મત આપું."

"હા બોલોની."

"તારે મારૂં મત એવું છે કે ડાકટર હંતરનેજ બોલાવવો. ડાકટર અરદેસર બીમારનો અતલગનો ખેશી છે એટલા માટે બને તયાં સુધી તેને દુર રાખ્યો હોય તોજ ઠીક."

"ઠીક છે ત્યારે મારે કબુલ," ડાકટર દીનશાહ બોલ્યા.

તેઓએ તુરત એક "અરજંટ" તાર ડાકટર હંટરપર ઘડી કહાડયો અને રવાના કીધા પછી અને ડાકટર બેલીના જવા પછી ડાકટર દીનશાહ બોલ્યા "દસ્તુરજી, મુંબઇનો સરજયન કાલે સવારના આવી પહોંચશે તેટલાં સુધી કાંઈ બની શકે તેવું નથી. હું કલાક બેએકમાં પાછો આવું છ ને રાતના રહેવશ. તમારી ભલામણુથી ડાકટર હંટરને બોલાવ્યો છે પણ રખે તેમાં આપણે ભુલ્યા હોઇએ. તમે હજુ જાણુતા નથી કે અમારા ડાકટરોના મંડળમાં શું શું બનેછ પણ મારૂં જો ચાલતું હોય તો હજીબી ડાકટર અરદેસરને બોલાઉં."

મરવું તો સરવેને છે. પણ રીબાઇ રીબાઇને મરવું બહુ દૃખ ઉપજાવનાર છે. અચબુચ મરવું સુખવાળું ગણાય છે પણ બધી રીતે તબીયત સારી છતાં હવે એક કલાકમાંજ મરવું છે એવો વીચારવાળો દરદી બધી રીતે આપણી દયાને પાત્ર છે. લીમજી બધી વાતે આખો હતો પણ "ડીફ્‌ઠીરયાથી" તેનું ગળું ચીપલાઇ ગયું હતું અને જે ઘડી જાય છે તેમાં તેનું ગળું જો ન ઉપડે તો તે ગુંગળાઇ મરશે એમ તે સારી પેઠે સમજતો હતો એટલે તે વાર તેના મગજની સ્થીતી કેવી હશે તે સમજવું સેહેલ છે. આ વાર તેને પોતાના બાપના મોતના બીછાનાનો દેખાવ યાદ આવ્યો. પોતે કરેલા ગુનાહ માટે તેવણ કેવા છેલ્લી ઘડીએ પસ્તાયા હતા અને મોટી મુજવણમાં પ્રાણ મુકયો હતો તે યાદ કરીને લીમજી વીચારવા લાગ્યો કે બાપુજીના કરતાં તેનો પોતાનો અપરાધ કેટલો બધો વધારે હતો! તે હવે પોતાના પાપના બોજા સાથ કેમ પ્રાણ મુકશે તેના ગભરાટમાં બીછાનાં પર એમથી તેમ ધરફડી મારતો હતો. તેની ધણીઆણી પુતળાં ગુપચુપ ઓરડામાં મેનીજ કરતી હતી, તે જોતાં જોતાં લીમજીની આંખ્યો ખેંચાઇ આવી.

એક દહાડે દસતુરજી બીમારની ખબર પુછવા આવ્યા. સાધારણ રીતે તો તેવણ ડીફ્‌ઠીરીયા જેવી બીમારીથી દુરના દુર નાહસ્તા હતા, પણ આ વાર બીમાર છેક ઘડી પળ છે એમ સાંભળતાં જાતે જઇને પુછ પરછ કરવા વગર ચાલ્યું નહીં. તેવણના સારાં નસીબ કે નર્સે

તેવણને ઓરડામાં દાખલ કરવાની ના પાડી, અને સુચના કરી કે "જો તમારે અમોને કાંઇબી મદદ કરવી હોય તો મીસીસ લીમજીને જરા આ ઓરડાની બહાર લઈ જાઓ કારણ કે તેવણ પછડાઇ પડશે એવી મને સખત બીક છે."

દસ્તુરજીનેબી તેવુંજ જોઇતું હતું એટલે તેવણ જીદ કરીને પુતળાંને બહાર વાડીમાં લઇ ગયા. શું બીચારીનો હાલ! તેણીના ગાલમાં ખાડા પડી જઇ આ ટુંક મુદત દરમ્યાન લગભગ ઘરડી જેવી લાગતી હતી; જેવાં તેઓ વાડીમાં બહાર પડયાં કે વીરબાઇજી પણ ત્યાં આવી લાગી.

"શું છે? બોલોની, કોઈ મને તો કહેતુંજ નથી. જાણે હું તો ઘરની ચાકરડી હોઉં તેમ બધાં મારી આગળથી નાહસ્તાં ફરેછ."

પોતાનાં સઘળાં દુ:ખના બોજા છતાં પુતળાં નરમાસથી બોલી "નહીં બેન, છુપાવત્રા જેવું છે શું? હું જાણું તમને ડાકટર દીનશાહે કહયું હશે. લીમજીની હાલત ઘણી બારીક છે ને એ લોકોએ મુંબઇથી કોઇ મોટા ડાકટરને બોલાવવાનો તાર કીધો છે."

હજી તો આ વાત ચાલે છે એટલાંમાં દુરથી ડાકટર દીનશાહ હાથમાં એક તાર લઇને ઝડપથી આવતા જણાયા. પુતળાં, વીરબાઈ અને દસ્તુરજી ઇંતેજારીથી આગળ દોડી ગયાં અને પુછયું "કાંય? મુંબઇથી ડાકટર હંટરનો તાર આવ્યો કે?"

"હા વાંચો" એમ બોલી ઉંઘાડો તાર પુતળાંના હાથમાં મેલ્યો તે નીચે પ્રમાણે હતો.

"જરૂરી "કનસલટેશન" માટે અબઘડી નીકળગીરી જાઉં છું. તમારો તાર આવ્યો ત્યારે ડાક્ટર સાહેર મારે ત્યાં હતા. તેવણે મારી જગાએ આવવા કબુલ કીધું છે. રાતની ટ્રેનમાં નીકળશે. ઘણીજ સરસ ગોઠવણ છે."

આ તાર વાંચ્યા પછી જુદાં જુદાં મન ઉપર જુદી જુદી અસર થઈ. ડાકટર દીનશાહ બહુજ ખુશ દીસવા લાગ્યા, વીરબાઇજી ખભરેલી જણાઈ અને પુતળાં ગભરાયલી ઉભી રહી. આખરે ડાકટર દીનશાહ બોલ્યા "બેન—લીમજીની જીંદગી કીમતી છે અને તે બચાવવાને ખાતર નાની નાની કુટુંબની પંચાતીઓનો ખ્યાલ કરવો જોઇતો નથી. હું ખાતરીથી કહું છું કે જો અરદેસરને હાથે કાંઈ ફેર ન પડે તો પછી કોઇને હાથે ફેર પડનાર નથી. હું આજની રાત લીમજીના ઓરડામાંજ રહેવશ પણ તે એવી સરતે કે તારે જઇને સુઈ જવું, સવારના પોહરમાં અરદેસર આવી પુગશે ને તેને એકુબે કલાકની આસાએશ આપીને આપણે અહીં લઈ આવીશું અને ખોદા ચાહશે તો કાલે બપોર સુધીમાં તો લીમજી નળીવાટે દમ-લેતો થશે."

## પ્રકરણ—૪૨.

### માણસ કે ફીરેસતો ?

સવારના છને ટકોરે ડાકટર બેલી અને ડાકટર અરદેસર સાહેર લીમજીના બંગલા આગળ ઉતરયા. તેઓ પેહેલાં અગાસીપર જઇને ગુપચુપ બીમાર સંબંધી વાતો કરવા લાગ્યા. ડાકટર અરદેસર તાજો માંજો અને શાંત દીસતો હતો. બીમારની ગમે એવી બારીક હાલત છતાં તે કોઇબી વાતે અકળાયલો અથવા ચીંતાતુર દીસતો ન હતો. ડાકટર દીનશાહના હુકમથી નાસતાની તૈયારી કરી રાખેલી હતી. ડાકટર દીનશાહે એવી ગોઠવણ કરી હતી કે અરદેસર સાહેર આવે કે તેને પાધરોજ બીમારના ઓરડામાં લઈ જાવો અને ઘરના બઇરાંઓ સાથ વાત કરવાની તક આપવી નહીં. પણ આ સઘળી ગણત્રી ખાલેસ દીલની પુંતળાંએ ઉંધી વાળી નાખી. ડાકટર બેલીને ઓથે તે ગુપચુપ આર્વાને ઉભી રહી. અરદેસરની નજર તેણીના ઉપર પડતાં તે ચમકીને બહુજ મનથી નારાજ થયો. રાત દીવસની ફકર-અને ઉજાગરાથી પુતળાંના આ શા હાલ પડી ગયા હતા! તે છતાં અરદેસરે પોતાની ગમગીની દબાવીને પુતળાં આગળ જઈ ઘણી નરમાસથી તેનો હાથ પકડયો. પુતળાં બોલી "અરદેસર, ડાકટર દીનશાહની ગોઠવણ બધી હું સમજુછ પણ તમે મારાં ઘરમાં આવો ને હું તમને આવકાર નહીં દઉં એ કેમ બને? અરદેસર, લીમજી તો છેક ઘડીપળ છે, ને બધી આશા મેં ને વીરબાઈએ તમારી પર બાંધી છે."

"ફકર નહી, પુતળાં, તું અકળાયછ શું કરવા? હું પોતાની મેળે આયોછ શું કામ? મારેથી બનશે તેટલું કરવાને હું ચુકનાર નથી તે ખાતરી રાખજે!"

એવામાં ડાકટર દીનશાહ આવી લાગ્યા.

"ઓ, અરદેસર, હું ઘણો દલગીર છું કે નાસતા પાણીનો વખત નથી. બીમાર તદન બેસ્તો જાએછ માટે પેહેલાં કાંઇબી કરવું જોઇશે. કેમ તૈયાર છે કેની?"

ડાકટરો બીમારના ઓરડામાં જતા હતા તેટલાં પાછળથી પુતળાંએ આવી હળવેથી અરદેસરનો હાથ પકડયો અને તેના કાન પર પડીને બોલી "અરદેસર, મારા દોસ્ત, કાંઇબી કરીને લીમજીને ઉઠાડજે, એમજ સમજજે કે મને જીંદગી બક્ષી."

ડાકટરો ઓરડામાં ગયા, બારણું બંધ થયું. આવી વખતે જીવ કેવો ટંગાયલો રહે છે એ સરવેને ખબર છે. પુતળાં વાડીમાં આમથી તેમ દેવાના માસાણની પેઠે ફરવા લાગી. એકેકી મીનીટ એકેક કલાક જેટલી આ કમબખ્ત સ્ત્રીને જણાય તેમાં નવાઈ નથી. કાંઇ સેંકડો વખત તેણીએ લીમજીનું નામ મોહ પર લઇને પોતાના પેદાના કરનાર પાસે મદદ ચાહી. એ વાડીમાં આમ ફેરા ખાયા કરતી હતી તેટલાં વીરબાઇ આવી પહોંચી, "શું છે, ડાકટરો કાંહાં છે? તું અહીં કેમ?"

હું કઇ જાણુતી નથી, ડાકટરો ઓરડામાં ભરાયલા છે અને લીમજીનું ગળું ચીરીને કાંઇ મોટું "ઓપરેશન" ચાલી રહયું છે એવું હું ડાકટર દીનશાહના બોલવા પરથી સમજી."

"હવે શું કરૂં" વીરબાઇ ગભરાઈને બોલી "લીમજી-લીમજી મારો એકપુરો ભાઇ, તેને કશું કાંઇ થશે તો હું શું કરશ! પુતળાં, તેં એ બીચારાને ઘણો હેરાન કીધો!"

પુતળાં કરગરીને બોલી "હા બેન, તેમબી હોય પણ તે વાત કરવાનો હાલ વખત નથી. ખોદા કરે ને એ જીવતો રહે પણ જે હશે તે જણાશે."

એ લોકોએ ઉપલે માળે લીમજીની બારીગમ નજર કરી તો તે બંધ હતી. માંહે શું થતું હતું તેની કાંઈ સમજ પડે નહીં. થોડેવારે દુરથી દસ્તુરજી આવતા જણાયા. તેવણ ઘણાજ ગમગીન અને વીચારવંત દીસતા હતા. આ જોઇ પુતળાંનાં પાણી તો મરીજ ગયાં. જેવા તેવણ નજદીક આવ્યા કે બેઉ છોકરીઓ અંદરની હાલત વીશે પુછવા પડી ગઇ.

"છોકરીઓ, બીમાર વીશે હું સારા સમાચાર લાયો છું. ડાકટરોએ મને કહેવા મોકલ્યો છે કે ઓપરેશન ઘણું ફતેહમંદ થયું છે, લીમજીની જીંદગી બચી છે, તે હવે તદન હુશીયાર છે અને ગળાંમાં મુકેલી નળી વાટે આસાનીથી દમ લઈ શકે છે."

પોતાનાં ખરાં જીગરથી પુતળાંએ તે દાદારનો ઉપકાર માન્યો પણ આવી સારી ખબર લાવ્યા છતાં દસ્તુરજી દલગીર કેમ? જરાવારે પુતળાંની ધીરજ રહી નહીં એટલે તે બંગલામાં દોડી, તેણીના જવા પછી વીરબાઇએ પુછયું "દીનીયાર, એ બધો ભેદ શું છે? તમે ખરી ખબર અમને કહી નથી. મને જે હોય તે ખુલાસાથી કહો."

"તારા ભાઇના સંબંધમાં બધા સમાચાર સારા છે. અરદેસરે ઓપરેશન એટલી તો સફાઇથી કીધેલું કહેવાય છે કે બીમજી બચી જશે એવું બધા ડાકટરોનું મત છે."

"પણ ત્યારે તમે દલગીર કાંય? શું અરદેસરનો કાંઇ અડચણ છે?"

જરાવાર આનાકાની કરી દસ્તુરજી બોલ્યા "હા, એને લીધે જરા જીવ ઉચાત છે પણ ખોદા કરશે તો બધું પસાર થઇ જશે. એ વાત કાંઇ છુપી રહે તેવી નથી એટલે બેહેતર છે કે હું પોતેજ કહી દેઉં. એવું જણાય છે. ગળાંમાં ચીરો પાડીને નળી મુકયા પછી બીમાર વકી મુજબ દમ ખેંચી શકયો નહીં, જો પાંચ મીનીટ વધારે થતે તો તે ગુંગળાઈને પ્રાણ છોડી દેતે. ડાકટર દીનશાહના કહેવા પ્રમાણે એકેક પળ અતી કીમતી હતી. અરદેસર પોતાના મોટા અનુભવ પરથી તરત ચેતી ગયો કે બીમારની ગળાંની નળી છેક નીચે સુધી પરૂથી ભરાઈ ગયલી હોવી જોઈયે. એ સાફ કરવા માટે એકજ ઉપાય બાકી હતો પણ તે એવો જોખમભરેલો હતો કે માથે કોણ લે? આખરે અરદેસર બોલ્યો "ભાઇઓ આપણા મગજની અંદર એકજ વાત પસાર થાય છે પણ કોઈ બોલવાની હીમત કરતું નથી, કાંઇબી કરીને બીમારને છેલ્લો ચાન્સ આપવાની આપણી ફરજ છે અને જ્યારે તમે મને મુંબઇથી બોલાવ્યો છે ત્યારે એ ફરજ પેહેલી મારી છે એમ હું સમજું છું!"

બીજા ડાકટરોએ અરદેસરને વારયો પણ અરદેસરે પોતાનું મત જાહેર કરયું કે જયારે કેસ મારા હાથમાં છે ત્યારે કોઇને વચે પડવાનો હક નથી! શું એ અરદેસરની હીમત હશે, શું એનો ખાલેસ જીવ હશે કે પોતાને માટે દવાની સઘળી તૈયારી કરીને તે ગુઠણ ઉપર પડયો અને નળીસે મોહોડું લગાડીને બીમારનાં ગળાંમાંનું પરૂં ચુસી કહાડયું!

આ હેવાલ આપતીવાર દસ્તુર દીનીયાર પોતે કમકમીથી વીરબાઇએ પુછયું "પણ અરદેસરને કાંઈ અડચાણ ...નથી થઈ?"

"ડીફ્‌ઠીરીયાનું ઝેર ચુસવું એ મોટા જાન જોખમની વાત છે, એમાંથી કાંઈ પરીણામ આવે છે કે નહીં તે પછી જાણશે ખોદા કરેને એ બચારાને કશી અલવલ નહીં આવે એ પોતે ડાકટર છતાં, અને પોતે જે જોખમ હોરી લેતો હતો તે સારી પેઠે સમજાવા છતાં એક તરાહેત ધણી માટે અરદેસરે જે કીધું તેનો જયારે હું વીચાર કરૂં છું ત્યારે ખ્યાલ આવે છે કે આવી હીમત આગળ આપણે પોતે શું ખાક મીસાલ છેયે. ખયાલ કરો કે એની જગાએ આપણે હતે તો એનું અરધુંબી કરતે!"

વીરબાઈ બોલી "ખોદા એનો બદલો એને આપી રહેશે, એ વાત પુતળાંને કહી કે નહી? મને તો લાગેછ કે એને નહીં કહેવી જોઇયે. અલબતાં અરદેસરને કાંઈ અલવલ નહી આવે તેની તપાસ બીજા ડાકટરો રાખશે પણ પુતળાં જો જાણશે તો તે નકામો કાગનો વાઘ કરી મુકશે."

એનીમેર જરા હવે ડાક્ટર અરદેસરની ખબર લઇયે. રાતના સાત વાગતે દસ્તુરજી જમવાની મેજ ઉપર બેસવા જતા હતા એટલાં ડાક્ટર અરદેસર અચણુચ આવીને ઉભો. "ઓ અરદેસર તું ક્યાંથી આવ્યો? તારા આવવાની મે વકી રાખી ન હતી. શું છે? બધું બરાબર છેની?"

"બધું સારૂં છે. હું કાલ રાત સુધી મુંબઇ પાછો જવાનો નથી તેટલાં જો તમારી રજા હોય તો તમારે માથે પડવા આવ્યો છું."

"માથે પડવા! મારા માથાપર આવ્યો છે એમ કહે."

"ઠીક છે ત્યારે હું પાંચ મીનીટમાં હાથ મોહોડું ધોઇને આવી પહોંચું છું. તમે મારા તરફ ડઘાઇને જુવોછ તેનો અરથ હું સમજુંછ પણ એમાં નવું કાંઇ નથી. ડાક્ટરી ધંધામાં એમ ઘણી વખત જોખમ ખેડવો પડે છે. તેમાં શું? જીંદગી બચાવવા માટે જરાબી જોખમ નહીં ખેડયે તો પછી જીંદગી કામની શું? ચાલો હું અબઘડી આવ્યો."

ખાણા ઉપર અરદેસર ખુશાલ હતો, તે છતાં દસ્તુરજીને વીચાર આવ્યો કે શીમજીના બંગલામાં આટલી બધી સગવડ છતાં અને બીમાર ત્યાં પડેલો છતાં અરદેસર અહીં શા માટે આવ્યો હશે? સેહેજસાજ અરદેસરે પોતેજ ખુલાસો કરી દીધો.

"દોસ્ત, ત્યાં હું રહું એ લીમજીને ગમતું હોય એમ નથી ? મેં ઓપરેશન તો કીધું પણ રખે બીજે દીને પાછું આજનીજકાની કરવું પડે એવું લાગાથી મેં મુંબઈ જવાનું બે દીવસ માંડીવાળ્યું હતું. પણ લીમજી જયારે પાછો બેભાનીમાંથી હુશીયાર થયો ત્યારે મને જોઇને મોહોડું કચવાળ્યું."

"અરે એમ કેમ હોય ? તેં એનો જીવ બચાવ્યો અને પોતાનાં માથાપર આવડી મેહેનત ખેંચી લીધી તે છતા—".

"નહીં બીરાદર તમારી ભુલ છે. ઓપરેશનની વખતે લીમજી સુધીમાં નહીં હતો તેમજ મેં પાછળથી જે કીધું તેની તેને હજી ખબર નથી. મને જોયછ એટલે એની નાડી ઉતાવળે ચાલવા માંડેછ એટલે હું ડરૂંછ કે રખે બીમારી કાંઈ બીજું રૂપ લઈ લે. ખોદા માલમ એ એમ કાંય કરતો હશે ? અમારૂં જે હતું તે એના બાપે ખાઈ લીધું, મારા કશાબી અપરાધ વગર મેં એના અપમાન ખમ્યાં અને વખત આવ્યો ત્યારે એ બધાંને એક કોરે મુકી મેં મારી ફરજ બજાવી, તેનો નતીજો શું મળે છે ? મને જોતાંજ લીમજીને તાવ ચહડેછ, કાંય વારૂં ?"

દસ્તુરજી અખાડા કરી ગયા. "અરદેસર, તે સવાલ કરવાનો હમણા વખત નથી, જયારે લીમજી બધું જાણશે ત્યારે એ પોતાના વીચાર બદલશે."

"કંઈ નહીં, લીમજી ઉપર મેં તો પુરો મુક્યો છે. નવ નવ વરસ સુધી ઢોરને બી માણસ બનાવે એવી પાકજાદ ઓરતના દાખલાથી એ સુધરયો નહીં તો એના સુધરવાની આશા ખોટી. ગરીબ બચારી પુતળાં! લીમજી કરતાં એની મને વધારે ચીંતા છે. દસ્તુરજી હું માંગી લઉં છું કે એ ઓપરેશન વખતે મેં લીધેલો જોખમ એના કાન ઉપર નહીં આવે. એ એમ સમઝશે કે ઓરડામાં દાખલ થતી વખત તેણીએ મારા કાલાવાલા કીધા તેને લીધે મેં મારો જીવ જોખમમાં નાખ્યો હશે. પણ ખોદા સાહેદ છે કે તેમ નથી. હું કાત આગળ આવીને કહું કે જોખમ અને ફરજ એ બેનું તોલ કરવાનો વખતજ નથી. બસ જીવ બચાવવો એ ડાકટરની ફરજ છે. જો લીમજીનું ઝેર મેં ચુસ્યું નહીં હતે ને લીમજી મરી જતે તો તે ખુન કીધેલું કહેવાતે."

---

## પ્રકરણ—૪૩.

### બુરાઈની હદ.

બીજે દીને સવારના દશ વાગતે ડાકટર દીનશાહ આવી ચહડયા. તેવણે રીપોર્ટ કરયો કે લીમજીની હાલત બધું જોતાં ઠીક હતી. પણ ડાકટર અરદેસરે તેની આગળ જવું નહીં.

"અદી, હું કહેવાને ઘણો શરમીંદો છેઉં, પણ કાલે તું ગયા પછી તે ડોળા ફાડી ફાડીને બારણા ગમ જોયા કરતો હતો. જ્યારે મેં સમ સોગંદ ઉપર ખાતરી આપી કે હવે તું પાછો આવવાનો નથી તારેજ તે જરા ઘોંટાયો. તારા ઉપર એને અજબ ખોફ છે. પણ જ્યારે બધી વાત સાંભળશે તારે પોતાની મેળે ઠેકાણે આવશે. તું કેમ છે? તારા જીવની ખુબ સંભાળ લેજે. મારે તુને કહેવું પડે તેમ નથી."

"સારી પેઠે. આપણે તો રાતના ચાલયા. મને મારી પોતાની ચીંતા નથી. આપણે ડાકટર લોકે પોતાના જીવની એટલી બધી કાળજી કરવી નહીં જોઇયે"

ડાકટર દીનશાહ નીચે ઉતરયા તારે સામેથી દસતુ-રજી મળયા તેવણુનેબી ડાકટરે તાકીદ કરી કે અરદેસરની ખુબ સંભાળ લેવી.

"દસતુરજી, શું તમારી આગળ વાત કરૂં. અદીની ઓપરેશન' કરવાની સફાઇથી ડાકટર બેલી તો છક થઇ ગીયો એનું નસતર જાણે માણસના બદનપર નહીં પણ મલમલના કપડાં ઉપર વેતરતું હોય તેમ હસી હસીને ચાલતું હતું. એતો સારૂં કે એણે હીમત કરીને ઝેર ખેંચી કહાડ્યું નહીં તો અત્યારે લીમજી કોણ જાણે કહાં હોતે."

દસતુરજી ચીંતાતુર ચેહેરે આ સાંભળતા ઉભા.

"આએ બધું પુતળાં જાણેછ કે?" તેવણે પુછ્યું.

"હા — કોણ જાણે કાંહાંથી એને ખબર પડી. મેં તો ઘણીબી છુપાવવાની તજવીજ રાખી હતી પણ મારી મહેનત બધી ફોકટ ગઈ. એનાં પરીણામમાં પુતળાંબી મારી ઘરાકીમાં ઉમેરાઈછે, બચારી ખરેખરી સીક છે. અરદેસરે લીમજીનો જીવ બચાવવા આએ જોખમ પોતાની ઉપર ખેંચી લીધો એ જયારથી તેણીએ સાંભળયુંછ ત્યારથી નરી ઘેલી જેવી થઈ ગઇછ."

આટલી વાતચીત થવા પછી ડાકટર દીનશા વીદાય થયા અને પુતળાંને દીલાસો દેવા થકી દસતુરજી લીમજીને બંગલે ગયા. અલબતે ભુલી જવું જોઇતું નથી કે વીર-બાઇના આકારમાં દસતુરજીને માટે ત્યાં બીજુંબી એક ખેંચાણ હતું.

દસતુરજી ગયા પછી અરદેસર એકલો બેસીને કાંઈ લખવામાં ગુતાયો. તેના હાથમાં કલમ હતી પણ તેનું ભેજું હજારો ઉંડા વીચારોમાં ગુતાયલું હતું. ગઇ કાલની ઉસકેરાયલી હાલત હવે ગેરહાજર હતી એટલે તે જરા સુસ્ત દીસતો હતો. અગાઉ લીમજીએ તેને હીણયો હતો તે કરતાં હમણાં તે અરદેસરને નામે ઉશકેરાતો હતો તેથી અરદેસરને ઘણું દુઃખ લાગું. તેને બચાવવાને આટલી મેહેનત અને આવો ભોગ આપવા છતાં જયારે દરદી આ પ્રમાણે કરતો હતો ત્યારે તેનો ભેદ કંઇ ઉંડો હોવો જોઇયે. જયાં છે ત્યાં લીમજીને કાંઈ છુપી વાત ખબર છે કે જેને લીધે અરદેસરને જોતાં તેને તાવ ચહડે છે. પુતળાં જે નખાઈ જતી હતી અને અકલાયલી

ગભરાયલી દીસતી હતી તેનું કારણબી એજ તો ન હોય? પોતાના ધણીની છુપી વાતથી તે વાકેફ હોય અને તેને લીધે તેનુ ખાલેસ દીલ મુઝાતું નો ન હોય?

હશે. અરદેસર કાંઈ નવરો નકામો ન હતો કે આવા આવા ખ્યાલ ઉપર પોતાનો વખત કહાડે. લીમજી ગમે તેમ કરે પણ તેણે પોતાની ફરજ બજાવી એટલે બસ.

આવા વીચારમાં તે ખાટાં મન સાથ બેઠો છે. પુતળાંને શીખવવામાં અગાઉ કેવા દહાડા જતા હતા તેના પીકચરો તેના મગજ આગળ રમે છે. લીમજી જયારે તેણીના હાથની માંગણી કરવા પેહેલ વેહેલો આવ્યો ત્યારે બનેલો દેખાવ પાછોતેની નજર આગળ આવી ઉભો રહેછે. આહ! તે વારેજ અરદેસરે વચ્ચે પડીને આ સગાઇને અટકાવી કાંય નહીં. હજુ તો તેવા વીચારથી તે નીસાસો નાખે છે તેવામાં ઓ! પુતળાં!

પુતળાં પોતેજ આગળ આવીને ઉભી. અરદેસર પહેલાં તો ગભરાઈ ગયો. સ્વપનાની પાછળ આ શું? પણ તે તુરત ઉઠયો અને લાંબા હાથ કરીને આગળ ગયો.

"પુતળાં, તું અહીં કેમ? લીમજીના સમાચાર સારા તો છે કેની?"

પુતળાં, ધ્રુજતી હતી તે જોઇ અરદેસરે તેણીને હળવેથી પકડી અને કોચ ઉપર બેસાડીને પોતે પાસે બેઠો.

"અરદેસર હું લીમજીને થકી નહીં પણ તમારે પોતાને થકી આવીછ. મને લાગું કે મારી પોતાની આંખે તમારી હાલત જોઉં તોજ મને ઉંઘ આવશે. લીમજીને થકી તમે હેરાન થાઓ તો—

"પુતળાં—મને શું છે? મને કશી અલવલ આવી નથી ને આવે તેવુંબી નથી. તમે બૈરાં લોક આગળ એ વાત કરનારનીજ ભુલ હતી. એતો ડાકટરો મનથી ઘણું સાધારણ છે ને તે સારૂં કાંઇ ખાસ શાબાશીની જરૂર નથી. અલબત થોડો ઘણો જોખમ એવાં કામમાં સમાયલો છે પણ ડાકટરોનાં કયાં કામમાં જોખમ નથી?"

"હું બધું સમજુછ. એ જોખમ કેટલો છે તે હું સારી પેઠે જાણુંછ. હમણાં કાંઇ જણાય નહીં પણ પાછળથી શું બને તેની કોણને ખબર છે. વાસતે હું તમારી પાસ અરજ કરવા આવીછ કે તમે જાઓ તે પછી દરરોજ એક આંકડો લખી મોકલજો. જયારે એક મહીનો વીતી જશે તારે મારો જીવ ઠરશે."

"તેમાં શું મોટી વાત. ડાકટર દીનશાનેબી મેં કબુલાત આપેલી છે અને તેવણ મારફતે તમુને સઘળાંને બધી ખબર મળશે."

પુતળાં મુગી બેસી રહી. અરદેસર ઘણીજ માયાથી નેણીનીગમ જોયા કરતો હતો.

"પુતળાં, મારી તબીઅત થકી તું ઇંતેજાર રહે એ કુદરતી છે પણ હું તુંને ખાત્રી આપુંછ કે એમાં કાંઇજ મહાભારત વાત નથી ને તુને અકળાવાની કશી જરૂર નથી. જો આએ મારાં કામથી લીમજી તુંને પાછો મળે તો મને મારો બદલો મળી ચુકો એમ હું સમજીશ."

પુતળાં બોલી "ખોદા સાહેદ છે. લીમજીની જીંદગી મારી જીંદગી કરતાં હું ચહડતી ગણું છું પણ તે છતાં તમેજ મને સાચું બોલવા શીખવી છે કેની? અગર તમે જે કામ કીધું તે માટે મારી રજાની જરૂર હતે તો લીમજીને બદલે તમારી જીંદગી જોખમમાં નાખવાને હું હરગીઝ કબુલ થતે નહીં, તમારી કીમતી જીંદગી આગળ તેનું જીવતર અને મારી નીરાશી કુચ્છ ગણત્રીમાં નથી."

પુતળાંના આ ખાલેસ એકરારથી અરદેસર જરાબી અજબ થયો નહીં કારણ કે માણસના ભીતરમાં શું ખ્યાલો પેદા થાય છે અને પસાર થઈ જાય છે તે પારખી કહાડવાનું તેનામાં સામર્થ હતું.

તે પુતળાંને, પટાવીને બોલ્યો "બેન મારી, તું અકળાના, મને કશી અલવલ આવનાર નથી, લીમજી મારા તરફ ગમે એવી રીતે વર્તો, પણ મારે ખાતર અને મારા ડાકટરી ધંધાની મોતેબરીને ખાતર હું આવતી કાલે મુંબઇ જવા અગાઉ તારા બંગલામાં એકવાર મુલાકાત લઇ જઇશ".

"જરૂર? મારા સમ! ઓ ખોદાય! તમારી આટલી બધી લાયકીને લાયકનાં અમે નથી. તમે જે જીવલેણ જોખમ ખેચ્યો તે સારૂં મારા એ અભાગ્યા બંગલાના બધાં જણે તમારી ઉપરથી ઉઠલાઇ પુઠલાઇ જવુ જોઇયે તેને બદલે અભાગ્યા લીમજીના ભેજાંના અંધાપાએ તે ઘેર છોડી અહીં આવીને પરકાને આશરે ઓશીયાળા રહેવાની તમને ફરજ પડી છે. પણ લીમજી હજીબી જાણુતો નથી કે જે દમ તે હમણા પોતાનાં ફેફસામાં ખેંચે છે તે દમ એનો પોતાનો નહીં પણ તમારા તરફની એક બેમુલી બક્ષેશ છે. કદાચ જયારે તે બધી વાત જાણશે ત્યારે પોતાનો વીચાર ફેરવેબા. શું કરૂં, એક ધણીઆણીએ પોતાના ધણીને વાસ્તે ઠપકાન સખુન બોલવા નહીં જોઇયે, પણ આ બનાવમાં લીમજીને હાથે તમને એટલો બધો અને એટલી બધી જાતનો ગેરઇનસાફ થયો છે કે તેના વીચારથી મારૂ મગજ તપી જાય છે. મારી ફકર એટલી હતી કે રખે તમે મનેબી એવીજ નીમકહરામ સમજો. એ આરોપમાંથી તમે મને અલગ સમજશો તો મારો જીવ ઘણો ખુશી થશે."

અરદેસર હસીને ઘણી માયાથી તેના ખભાં ઉપર હાથ મુકીને બોલ્યો "મારી ભલી પુતળા, જે દહાડેથી આપણું મે જણા પડેલા મળ્યાં તે દહાડેથી આજ સુધી તારામાં કશી એબ અથવા ખામી મે જોઇ નથી, ઓરત જાતમાં સરવેથી નાદર ગુણો અને ચાહવા લાયક ખુબીઓ જે મારા ખ્યા-

હામાં છે ને બધી મેં તાગમાં જોઇ છે. અને તેની ખાતરી હું તને આપીને સધ્યારો લેવાની અરજ કરૂં છુ. હા, કોઇ કોઇ વ ર હું નીરાશ થયો હતો. તારાં કેટલાંક કામથી અજબ થયો હતો પણ હું સાચું કહું છું કે તેમાં મેં તારો જરાબી કસુર જોયો નથી. હું તને ફરીથી તારી જુની કબુલાતની યાદ આપું છું કે હું તારો ખરો ખેરખાહ છું અને જયારેબી મારી મદદની જરૂર પડે ત્યારે તું મને બોલાવજે"

"મારી આંખોથી પણ સમજો કે કદાચ હું પાછળથી ભુંડી જણાઇ, દગાખોર નીવડી, તોબી તમારી મદદની આશા કરૂં?"

"એમ બનવા જોગ નથી પણ અગર તેમબી થાય તોબી હું તારો સદાનો લખી આપેલો નીમકહલાલ નોકર છું, તું પાપ કરે કે સવાબ કરે તોબી હું એક પગલું હઠનાર નથી, અને તારે ખાતર હું લીમજીનાબી જીવની સંભાળ લઇશ."

આ પ્રમાણે બોલતી વાર અરદેસરના મોહોપર એક જાતની અજબ નુરાની પ્રકાશી રહી હતી, અને તે તેવારે પુતળાંને મનથી એક ફરેસતા મીસાલ ખુબસુરત જણાતો હતો. તેનો ધ્રુજતો સાદ તેણીના કાનમાં બંદગીના અવાજ પેર મીઠો લાગતો હતો. છેલ્લા થોડાક મહીનાની હેજગારી નાસીપાસી, પછી આ સધ્યારો તેણીના મનથી એક ચચરતા જખમ ઉપર ઠંડાં ઓસડ મીસાલ હતા. આ વાર તેણીને એવું લાગતું હતું કે જાણે તેજ ઘડી

અરદેસરના પગપર માથું મુકી ખરી હકીકત, પોતાની ખરી મુશકેલીઓ અને સાચી લાગણીઓ જાહેર કરી દે, પણ છેલ્લી ઘડીએ તે હીમત હારી ગઈ. ફક્ત તે એટલુંજ બોલી, "ઓ અરદેસર, વધારે ના બોલો, તમારી માયાથી મારૂં જીગર ફાટી જાય છે અને હું વધારે સાંખી શકતી નથી."

"તારે તું શું એમ સમજેછ કે એ તારી મુશકેલીઓથી મારૂં મન શાંત છે? કોઈ અચુક મુશકેલીથી તારી તબીયત, ધુળધાણી થઇ ગઇ છે તે હું જોઉં છું અને તોબી તું ભેદ ખોલીને બોલતી નથી, જો એ મુશકેલીઓ લીમજીના સંબંધમાં હોય તો તેની આબરૂ, તેની છુપી વાત તારે ખાતર હું છુપીજ રાખીશ એ વીશે તુને કશો વહેમ છે? નહીં, તારે ગમે એટલું કહે અને ગમે એટલો ભેદ છુપાવ, તારી મરજી ઉપરાંત હું કશું જાણવા માગતો નથી. માત્ર એટલુંજ કહુંછ કે જયારે લીમજી તટાર થાય ત્યારે મારી તરફથી એને કહેજે કે ગમે તે થાય તોબી તારે ખાતર હું તેનો સદાનો દોસ્ત છું, તેમજ તારી સંભાળ લેવાને મેં તારા બેહસ્તી બાપને જે વચન આપ્યું છે તે વચન હું છેકના છેડા સુધી પાળીશ."

આ વાર પુતળાંની અને તેની આંખ્યો સામસામી એક થઇ. પુતળાંની આંખો આંસુથી ભીંજાયલી અને અરદેસરનો ચેહરો કોઇ ગુપ્ત લાગણીથી ઇંતેજાર હતો. સારૂં થયું જે એજ ટાંકણે દુરથી દસ્તુર દીનીયાર આવતા જણાયા.

"પુતળાં જો સામેથી દસ્તુરજી આવેછ. બસ હવે વધારે કહેવાની જરૂર નથી. મેં જે કહયુંછ તે ભુલતી ના, ઘણીવાર બનેછ કે એક જીવલેણ બીમારીમાંથી માણુસ સાજો થાય છે ત્યારે તેને સારી મતી સુઝેછ. ખોદા કરેને લીમજીના બાગમાં તેમ બને અને તારી મુશકેલીઓ આશાન થાય."

"નહીં ભુલું, તમારા સખુનોએ મારાં જખમાયલા જીગરમાં આશાનું નવું તેલ રેડયું છે. ગઈ કાલ સુધી હું છેક ના હીમત થઈ ગઈ હતી પણ હવે મને નવેસ-રથી હીમત આવી છે. દસતુરજી સાથે વાત કરવા જેટલી મારામાં હમણા તાકાત નથી. ખોદા તમારૂં ભલું કરો, અરદેસર, તમારાં એક બાલને ઇજા નહીં થાય તે વીશે હું રાત દીવસ તે પરવરદેગારની જનાબમાં દુવા માંગીશ, કાંઇબી કામ પડે તો મને તેજ ઘડીએ જણાવજો."

"બસ બસ, ખોદાનું ચાહવું છે તો એવું કામ નહી પડશે. હું કબુલાત આપુછ કે જયારે મને જરાબી ઇસારો થશે—આજે નહીં, કાલે નહીં પણ વરસો પછી કોઇબી વખતે—તો આએ દુન્યામાં એક પ્યારૂં રફીક છે તેને હું પહેલાં બોલાવીશ અને તે રફીક તું છે. તું આવશે કની પુતળાં?"

"મારી આંખોથી—દુન્યાને છેડથી—કામ પડે તો મોહોતનાં બીછાણાંપરથી."

   

લીમજી માંદગીનાં બીછાણાંપરથી જલદીથી ટટાર થવા લાગ્યો. તેનો અસલ બાંધો સારો હતો, ડાકટરોની દેખરેખ અને ઘરનાઓની માવજત ચાલુ હતી એટલે તે પાછો ઉઠવા પામ્યો. વીરબાઇના હાથનું માગું દસતુરજીએ કીધું હતું અને તે વીરબાઇએ કબુલ રાખ્યું હતું તે ખબર પહેલી વાર સાંભળીને તે બહુજ ખુશ થયો. તે ખુશી થવાનું બી એક અગત્યનું કારણ હતું તે કારણ એ કે તેનાં વીલના સંબંધમાં પહેલા પુતળાંથી અને પછી વીરબાઇને થકી તે બીહતો હતો

પંદર દીવસમાં તો તેના ગળામાં મુકેલી રૂપાની નળી કહાડી નાખવામાં આવી હતી અને ઘા રૂજાવા માંડયાથી યુરોપ્યન નરસ "સીસટર એલીસ" ને પણ સારી પેઠે નવાજીને રૂખસદ આપવામાં આવી હતી

હમણા જયારે આપણી વાત ચાલે છે ત્યારે લીમજી આગલા ઓરડામાં રેશમી તકીયાઓની વચ્ચે એક "ઇઝીચેર" પર અળોટાયલો હતો. બીમારીથી તેનો ચેહરો નાજુક અને સોહામણો લાગતો હતો. પાસે વીરબાઈ બેસીને કાળા મખમલ ઉપર એક તકીયો ભરતી હતી લીમજી પડયો પડયો વીચાર કરતો હતો કે "આહ ! જીંદગી કેવી મજાહ ! તેની જીંદગીમાં જે એક વઘન હતું તે જો મટી જાય તો તે કેવો સુખી !"

જરાવાર મુગો બેઠા પછી લીમજીએ પુછયું "પુતળાં ક્યાં છે ?"

" એના જીવને સારૂં નથી તેથી ડાક્ટરના ખાસ હુકમથી પડોશનાં જરબાઈ સ.થે ફરવા ગઈ છે, કાંય કંઈ કામ છે ? "

" હા, જા જઇને જો. હવે તો ફરીને આવી હશે " વીર-બાઇ નીચે ગઇ એ હેલીમજી ઉઠયો અને પોતાનામાં કેટલી શકતી આવી છે તે તપાસવા સારૂં ટેબલ ખુરસી પકડીને આમથી તેમ ફેરા ખાવાની તજવીજ કરવા લાગ્યો પણ ફોકટ. તેના પગ ધ્રુજતા હતા અને બદન લપેરા ખાતું હતું, નીસાસો નાખી તે પાછો ખુરસી ઉપર પડયો એવામાં પુતળાં પોતેજ દાખલ થઇ. બાહેર ખુલ્લી હવામાં ફરી આવ્યાથી તેણીનાં મોહ ઉપર લગાર રતાસ આવ્યો હતો અને આંખ્યો સંતોશી અને ચમકતી દીસ્તી હતી.

પોતાના ધણી પાસે આવીને તે એક નીચાં ઇસ્ટાન ઉપર બેસી ગઈ અને તેના હાથ ઉપર હાથ મુકીને બોલી.

' કાંય, કંઇ મને પુછ્તા હતા? આજે ઘણી મુદતે તમે મને બોલાવી ? "

આ વાર તેણીના બાલ લગાર વીખેરાઇ પડયા હતા અને તે અસલની માફક પાછી ઘણી ખુબસુરત અને પોતાનાં નામ પ્રમાણે પુતળાં જેવીજ દીસતી હતી.

" પુતળાં, હું તને કાંઇ કહેવા માંગું છું. મારામાં હજી શક્તી નથી. વાસ્તે હાલતુરત તો ફક્ત બેજ સવાલ બસ છે. "

"નહીં, નહીં, હવડાં નહીં, તમે કોઇબી રીતે ઉશકેરાઈ જાઓ તેવી વાત હાલતુરત હું કરવા રાજી નથી. થોડા દીવસ રહીને."

"પણ કાંય હું શું પુછનાર છું તે તું સમજી ગઇછ અને જવાબ આપવાને બીહેછ?"

"હા, રખે તમારી તબયત પાછી બગડે તેથી હું ઘણી બીહુછ."

"એટલે જે તું એમ કહેવા માંગેછ કે તું હજી મારી દુશમન છે! પણ એટલું તો કહે કે મારી બીમારીનો લાભ લઇને તેં મારો ધાણતો વાળયો નથી?"

"નહીં મેં કાંઇ કીધું નથી, બધું જેમનું તેમ છે"

પણ હજુ તારો ઠરાવબી જેવોને તેવોજ છે?"

"હા, ચાલો બસ, આજે એ વાત હું કરનાર નથી તમે ફરતા હરતા થાઓ પછી બધું થઇ રહેશે."

---

## પ્રકરણ—૩૮.

### બે મરવતાઇની હદ.

લીમજી મરવા પડયો. તેનાં મનમાં તો એવું કે તેની જીવલેણ બીમારીથી અંજાઈ જઇ તેની ધણીઆણી હવે સઘળી વાતની નાખતી કરશે, પણ આ તો પુતળાં ખડક જેવી મુસતકીમ હતી. પુતળાંના છેલ્લા જવાબ પછી તે એટલો ઉદાસ થઇ ગયો કે તેને પાછી તાવ ચહડી આવી અને તે તાસવીસ કરતો હતો એટલામાં ડાકટર હીનશા આવી લાગયા અને તેની પાછળ વીરબાઇબી આવી.

લીમજીની નાડ અને સુકાયલી જભાં જોઇને ડાક્ટર ઘણા ખફા થયા અને મત આપયું કે જો એક દહાડો નીચે આવવાની રજા આપયાનું આએ પરીણામ હોય તો બીજા પંદર દહાડા સુધી બીછાનામાં સુઇ રહેવું પડશે.

બીજે દીને હવા અચબુચ ફરી ગઇ. વરસાદ અને પુરવનો પવન ફુંકવા લાગયો. સાજાં હોય તેબી માંદાં પડે તો લીમજીના શા હીસાબ. તેને પોતાના ઓરડામાંજ ભરાઇ રહેવું પડયું જયાં તે આખો દહાડો પોતાની મુશ-કેલીના વીચારમાં ગુંચવાયલો રહ્યો. વળી તેણે જોયું કે પુતળાં જયારે ઓરડામાં આવતી ત્યારે હંમેશ સાથે કોઇનેબી લેતી આવતી, એટલે જે તેણીને એકલી રોકીને વાત કરવાની લીમજીને તક આપી નહીં.

એક દહાડે લીમજી અને ડાક્ટર એકલા હતા ત્યારે લીમજીએ અચબુચ ફરીઆદ કરી "ડાક્ટર, એ શી મુસીબત છે. મારે માથે સારી દુનીયાનો જોખમ છે ને હું અહીં કેટલા દહાડા થયા સબરીઆ કરૂંછ તેનો કંઇબી ઉપાય કરોની."

"આ ડાક્ટર શું કરે. તારી બીમારી એવી હતી કે તારો વીમો કોઇબી ઉતારતે નહીં તેમાંથી તો તુને ઉભો કીધો. કુદરતે તુને અહીં સુધી યારી આપી છે, હવે તો સાજું થવાનું તારૂં કામ છે. અમારી પાસે દુ:ખ દરદોની દવા છે, પણ ભેજાંની બીમારીની દવા નથી."

"ડાક્ટર દીનશા, તમે આએ વખત મને જીવતદાન બક્ષ્યું તેથી હું તો શું પણ મારૂં આખું કુટુંબ તમારૂં હેશાનમંદ છે. તમારી મેહેનતનો બદલો તો છેજ નહીં. પણ મને કહેવા વગર ચાલતું નથી કે તમે ડાક્ટર લાકની કાએનાત તો એટલીજ."

"અરે યાર, મારાં હેશાનની તું કાંહાં વાત કરેછ? મારી મેહેનત સારૂં જયારે તું આટલું બધું બોલેછ તયારે ડાક્ટર અરદેસર સાહેરનું દેવું કેમ અદા કરશે તે વીશે હું ઘણો ઇંતેજાર છેઉં."

લીમજી ફીક્કો પડી ગયો. તેના મગજમાં આગલા પાછલા વીચારો પાછા આવ્યા.

"અરદેસર સાહેર! મને કંઇ એવો ખ્યાલ છે ખરો કે એક વખત મેં એને મારાં બીછાણા આગળ જોયો હતો. પણ તે વાત મને ગમીજ નહીં. એટલે જલદીથી બેરવી નાખ્યો. તમે કહેવા શું માગોછ?"

ડાક્ટર દીનશા નાખુશીથી જોવા લાગ્યા. તેવણ સમજતા હતા કે કોઇ ગુપત કારણને લીધે લીમજી અરદેસર ઉપર ઘણો ખફા હતો. તેવણે વીચાર કીધો કે હવે જયારે આએ વાત નીકળી છે ત્યારેતો ખરી ખંખારીને બધો ખોલાસો લીમજી આગળ કરી દીધામાં દરદીને તેમજ તેના કુટુંબને ફાયદો છે. કદાચ લીમજી જયારે બધી ખરી વાત જાણશે ત્યારે ઉપકારને માટે તેની છાતી ખુલ્લી થશે અને તે ગુંગળાતો અટકશે. આવો ખ્યાલ

ફરીને ડાકટરે બધી હકીકત પેહેલાંથી છેલ્લાં સુધી માંડીને હીમજીને કહી. અરદેસરે પોતાના જીવપર જોખમ ખેંચીને હીમજીનો કેમ જીવ બચાવ્યો હતો તે બરાબર સમજ પાડી.

પણ અફસોસ! આ સઘળી વાતની અસર ડાકટર દીનશાએ શું ધારી હતી અને થઇ શું? હીમજી લાકડાં જેવો થઈ ને બેસી રહયો અને જયારે હકીકત પુરી થઈ ત્યારે દાંત કચકચાવીને બોલ્યો,

"પણ તમારૂં ભલું થાય, તમે એમ થવા શું કામ દીધું. હું હજી મરી ગયો હતે તો બેહેતર."

"સબર—હીમજી—પહેલાં તો તું મરવાનું વધારે પસંદ કરતે તેની અમને ખબર ન હતી, અને બીજું તો તારા પીત્રાઇએ અમારી મરજી પુછીજ નહીં. અમારૂં ચાલતે તો અમે એને જરૂર પોતાનો જાન ફેંકી દેતાં અટકાવતે."

"પણ તેમાં શું મોટી વાત! ડાકટરોનું તો એ કામજ છે અને આસપીટલોમાં એ પ્રમાણે રોજ કરવામાં આવે છે" હીમજીએ કહ્યું.

"કોણ જાણે બા, હું તેવીસ વરસ થયાં ડાકટરનો ધંધો કરૂંછ પણ મેં કોઇ દહાડે એવો અખતરો કીધો તો નથી પણ થયલો જોયોબી નહતો. તું જે ચીજને આવી સાધારણ સમજેછ તે સાધારણ નથી પણ જીવ સાટોસ-

ટની વાત છે. એ તો સારૂં થયું કે અરદેસરને કશી અલવલ આવી નહીં. બાકી તેને ઝેર ચહડી ને તેનો જાન જતે તો હું ઘણો અજબ થતે નહીં.”

હીમજીની ઘણી મરજી કે આ વાત પુતળાં જાણેછ કે નહીં તે પુછવું પણ તેને એવો કઢંગો સવાલ પુછવાની શરમ લાગી, તેથી સાધારણ રીતે પુછયું.

“આ વાત ઘેરના બધાં જાણે છે કે?”

“અલબતાં, એવી વાત લાંબો વખત સુધી છુપી રહે નહીં. ડાકટર બેલીએ મુંબઇના તથા ઇંગ્લાંડના સઘળાં વૈદાંના ચોપાન્યામાં પોતાની સહી સાથે એ આખો કેસ છપાવ્યો છે અને તેમાં ડાકટર અરદેસરની સફાઇની અને હીમતની ઘણી તારીફ કીધી છે. તે હવે અરદેસરને વાસ્તે મોટું માન ધરાવે છે. હું તો પહેલાંથીજ જાણતો હતો કે જે દહાડે હશે તે દહાડે એ મોટો નામાંકીત ડાકટર નીવડશે.”

હીમજી મુગો બેઠો, પણ તેના જવાબથી ડાકટર દીનશાના મનમાં બહુ ઓછું આવ્યું હતું તે પામી ગયો. ખુલાસો કરવાની મતલબથી તે બોલ્યો “ડાકટર દીનશા, અરદેસરને થકી હું કુવો તળાવ પુરતો નથી તેથી તમે નાખુશ થયા છો તે હું સમજુંછ પણ દરદી અને ડાકટર વચે ગેરસમજુતી હોય, અરસપરસ ધીક્કાર હોય તેવા અરસામાં એક બીજાને માગવા વગર મદદ કરે તો તે હમેશ ના પસંદ થઇ પડેછ એટલું તમે સમજતા નહીં?”

"તે તો જેવો જેનો ખવાસ, તારે મોહોડેથી આવા વીચાર સાંભળી હું દલગીર છું. હું નહીં ધારતો કે હવે તું તારા પીત્રાઇને છેક અલગ રાખી શકે. તમારા વચે કાંઇબી મતફેર હોય તો તેની નાખતી કરવાની અથવા રસ્તો લાવવાની તારી ફરજ છે. ડાકટર બેલી કાલેજ મને કહેતો હતો કે આસપીટલમાં એક ઘણાજ નાજુક અને મુશકેલ ઓપરેશનને સારૂં અરદેસરને ચાલુ અઠવાડયામાં દરરોજના રૂપમાં પાંચસોની ફી આપીને બોલાવવાનો છે. તે જો આવશે તો દસતુરજીને ત્યાં ઉતરશે. તારી તરફથી કાંઇબી પેગામ લઈ જવશ તો તે ખુશી થશે, તારી તબીયત કેમ ચાલે છે તે જાણવાને તે ઘણો ઈંતેજાર છે. કદાચ તને ફાયદો થાય એવી કાંઇ દવા ફરમાવશે, કારણ કે તું જાણે છે કે મારા કરતાં એનો અભ્યાસ અતી ઘણો મોટો છે."

"ઠીક છે. ડાકટર, એ વીશે હું વીચાર કરીશ, અમારા વચેની વાત તમે જાણતા નથી, વાસતે મને પુછયા વગર કાંઇબી કરતા ના."

ડાકટરના જવા પછી લીમજી ઘણાજ અંદેશામાં એકલો બેઠો. અરદેસરની બહાદુરીથી તે ડઘાયો તો ખરો, પણ તે એવો અન્યાગારો હતો કે સામો તેના ઉપર વધારે ચીઢયો. પોતાનો વાંક છે એમ તે સારી પેઠે સમજતો હતો એટલે તો અરદેસરની લાયકી તેને ઉલટી ખુંચવા લાગી. જે અગાઉ જરાબી સમજુતી ઉપર આવવાનો ચાનસ

હતો તે ચાનસ હવે તો બીલકુલ ઉડી ગયો બીમારીમાંથી ઉઠયા પછી તેણે પહેલું કામ એ કીધું કે પોતાના વકીલો સાથ કાગલ પતર ચલાવીને અંજીરબાગની મીલ-કત ઉપર વ્યાજુકું નાણું કહડાવવાની ગોઠવણ ચલાવી હતી. તે ઉતાવળ એટલા વાસ્તે કરતો હતો કે પુતળાં કાઇબી ઘડી લાવડો કરે તે અગાઉ સઘળું ગોઠવાઈ જવું જોઇએ. તેનો આખો દહાડો ગણુતરી કરવામાં જતો હતો કે પુતળાં જેમ દમ ભરાવતી હતી તેમ ખરેખર વાત ખુલ્લી કરશે કે ? અગર ખુલ્લી કરે તો લડવું કે શરણ થવું ? શરણ થાયતો અરદેસર શું કરે ? પુતળાંને છેલ્લી ઘડી-એબી સમજાવી લેવાય કે નહીં ? એ અને એવા વીચારમાં તે બેઠો હતો એવામાં તેના બપાવાને વખતનો કારભારી આવી લાગ્યો. તેને રાજી રાખવામાં આ વાર લીમજીની ખાસ મતલબ હતી. તેને પોતાની પાસે બેસાડીને લીમજીએ પુછ્યું "કેમ કાંઈ ગામ અપાટાની ખબર ? હું જરા ટટાર થાઉં પછી ઘણા ફેરફારો કરવા મેં ઠરાવ્યું છે. બાવાજીનો ઓરડો જે ઘણા વરસ થયાં પડત પડી રહેલો છે તે બધો સાફ કરાવવો છે. તેમાં ખાંડીબંધ હીસાબના ચોપડા ને કમઠાણ પડેલું છે. એ બધા ચોપડા ખોળી ખોળીને જોવા પડશે. વખતે અંદરથી કોઈ કીમતી ચોપડીઓ મળી આવે. બાકી જે નકામા હશે તે બધા વોહરાને બોલાવીને વેચી નાખશું."

કારભારીએ ઉતર દીધો "તે તો સાહેબ, જેમ આપની મરજી. મને તમારાં ઘરમાં ત્રીસ વરસ ઉપર થયાં પણ તે અરસામાં તે ચોપડાઓને કોઇએ હાથ લગાડયો નથી."

## પ્રકરણ—૪૫.

### આગ ! આગ ! બાપુજીના બંધ ઓરડામાં આગ.

ઉપલી વાત થવાને ત્રણ દહાડા પછી ગોઠવણ પ્રમાણે ડાકટર અરદેસર સાહેર પેલું મહાભારત ઓપરેશન કરવાને ભરૂચ આવ્યો. કામ ખલાસ થવા પછી તે દસ્તુરજીને ત્યાં ઉતરયો. કહેવાની જરૂર નથી કે મુંબઇમાં તેના ઉપર એટલું બધું કામનું વજન આવી પડયું હતું કે તેને પુરી પાધરી જમવાની ફુરસુદ મળતી ન હતી. ગામમાં સારી રીતે જાણીતી વાત હતી કે અરદેસરની હાલની આવક દર માસે રૂપીઆ દશ હજાર ઉપરની થવા જતી હતી, આ સઘળું કામ તે બે કારણથી મુગે મોહાડે ચાલુ રાખતો હતો. એક તો બીમારોને મદદ કરવાની તે પોતે ફરજ સમજતો અને બીજું તો પોતાના મગજને રોકેલું રાખવા માટે તે જરૂરનું વીચારતો હતો. તેનું મગજ ભરૂચના બનાવોએ અસ્થીર કરી મેલ્યુ હતું. પુતળા સાથની છેલ્લી મુલાકાત પછી તે પામી ગયો હતો કે લીમજીના બાબમાં કાંઈબી મોટો ગુનાહ થયલો છે.

દસ્તુરજીએ જોયું કે તે તદન નખાયલો અને થાકેલો દીસ્તો હતો. સરેસ્તાની રીત પ્રમાણે તે રાતના મોડે સુધી વાંચવાની તેયારી કરતો હતો પણ આજે રાતના તેના ખરા ખેરખાહ દસ્તુર દીનીયારે તેને જીદ કરીને વહેલો સુવા મોકલ્યો.

સવારના પાંચ વાગતે તે ઉઠી ઉભો થયો અને બારી ઉંઘાડી જોયછ તો દસ્તુરજીનાં ઘરની પશ્ચીમે આસમાન લાલ ગુસ્સા ભરેલું લાગતું હતું. પહેલાં તો અરદેસરનું ધ્યાન બીજી ત્રીજી વાતો ઉપર લાગેલું હોવાથી આ કુદરતની રચના ઉપર તેનું ચીત ચોંટયું નહીં, પણ જરા વારે એની અચણુચ નજર લીમજીનો બંગલો જે આઘે ખુલ્લો દીસ્તો હતો તે તરફ પડી. તેણે ધારીને જોયું તો બંગલાના એક ભાગમાંથી ઝીણો ધુમાડો નીકળતો જણાયો. એ તરફ બાવરચીખાનું ન હતું. તબેલા તો બહુ દુર હતા ત્યારે એ ધુમાડો કયાંથી ?

પળ ખોવા વીના અરદેસરે ઝટ કપડાં પહેરી લીધાં અને દસ્તુરજીને ઉઠાડયા.

“ હું તમને નકામો ગભરાવા માંગતો નથી, મને લાગે છે કે લીમજીના બંગલામાં કાંઇ—જુઓ. જુઓ, ધુમાડો આસ્તે આસ્તે વધતો જાય છે, જયાં છે ત્યાં આગ લાગેલી છે.”

દસ્તુરજી ભડકીને ઉઠયા અને ધારી ધારીને બંગલા તરફ જોવા લાગ્યા. સેહેજ વારમાં બળતાં દીસવા માડયાં. દસ્તુરજી બોલ્યા, “આએ બાજુ જયાં બળતાં દેખાય છ તે તો બાપુજીવાળો બંધ ઓરડો, અહીં કોઇ સુતું નથી એટલું ઠીક છે. અરદેસર, તું ઝડપમાં જા, હું તારી પુઠે આવ્યો.”

દસ્તુરજીના મોહમાંથી આ શબ્દો નીકળતાંજ અરદેસર એક હરણની પેઠે દોડયો, અને લીમજીના ઘોડાવાળાને ઉઠાડયા. ઘરમાં બધાં સુતેલાં હતાં. અરદેસરે વીચાર કીધો કે ઘરમાં ગભરાટ કરશું તો વખતે નબળા લીમજીને એકાએક ચોંક ભરાશે અને કદાચ તેના જીવનો જોખમબી થાય. તે પાછલી ગમ દોડયો અને હાથ ઉપર રોમાલ લપેટીને બારીનો કાચ ભાંજયો અને તે રસ્તે ઘરમાં દાખલ થયો. સામેથીજ પુરાણી વીશવાસુ આયા ઝડપમાં આવતી મળી. ગડબડ કીધા વગર બાઇને જલદીથી ઉઠાડવા અરદેસરે તેને મોકલી, અને કામ પડે તો બીમાર લીમજીને દસ્તુરજીને ઘર લઇ જવા માટે ગાડી જોડવાનો હોકમ કીધો. લાઇબ્રેરીમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળતા હતા અને કાગજ બળવાનો સખત વાસ આવતો હતો, અરદેસર અને આયા બંને જણા ઝડપમાં આ બંધ ઓરડા તરફ દોડે છે એવામાં સામેથી પુતળાંજ આવી મળી. આ વાર તેણીનો અવતાર જોવાજોગ હતો. ભાંયતળીએ એક કાચ ભાંગવાનો અવાજ સાંભળી તે જાગી ઉઠી હતી અને દીલપર એક સાડી જેમ તેમ વીંટાળીને ઉંઘાડે પગેજ દોડી આવી હતી. તેણીના બાલ બીલકુલ છુટી ગયા હતા અને તરતનીજ ઉંઘમાંથી ઉઠેલી હોવાથી ચેહેરાનો રંગ અજબ રીતે ખીલી ગયો હતો.

"શું છે શું છે" કરતી તે દોડી આવી અને અરદેસરને જોઇને હેબતીને બોલી "તમે અહીં? અને તેબી આએ વખતે! લીમજી!—"

"નહીં, નહીં બીહના લીમજી સારી પેઠે છે, જો પેલા બંધ ઓરડામાં આગ લાગી છે. બીજી કશી ધાસતી નથી પણ રખે લીમજીને "શોક" લાગે તેથી હું બીયુછ. તેને આસ્તેથી ઉઠાડ, મેં ગાડી જોડાવી તૈયાર રાખેલી છે. ઓહો! જો દસ્તુર દીનીયાર ને ડાકટર દીનશાબી આવે છે." અરદેસરે તો ધારયું હતું કે પુતળાં તેના પોતાના જેવીજ હીમતવાન છે પણ તેને બદલે બાપુજીના બંધ ઓરડામાં આગ લાગી છે એમ સાંભળતાંજ પુતળાંએ ચીસાચીસ પાડી મુકી.

આ ગભરાટનો અર્થ અરદેસર સમજયો નહીં તેથી પટાવીને બોલયો "કાંઇ ધાસ્તી નથી, બીવાનું કાંઈ કારણ નથી, કોઇને અલવલ આવનાર નથી. જો તું લીમજીને જગાડવા નહીં જતી હોય તો હું જાઉં"

"નહીં નહીં, દસ્તુરજી, મેહેરબાની કરી તમે જઇને લીમજીને આસ્તેથી ચેતાવો અને બને તો એને તમારે ત્યાં લઈ જાઓ, અને અરદેસર તમે માળપર જઇને માણેક શાહને સમાલો, હું અબઘડી જઇને મારા સુવાના ઓરડામાંથી મારો જણુસનો બાકસ લઇ આઉં."

આટલું બોલી સઘળાંને ઠાપ આપીને પુતળાં કોઈ ન જોય તેમ વાને વેગે બાપુજીના બંધ ઓરડા તરફ દોડી, ચોપડીઓનો બળવાનો વાસ અને ધુમાડાથી તે ગુંગળાતી હતી. બંધ ઓરડાના બારણાનું પીતળનું કડું તપીને આતશ જેવું ગરમ થઇ ગયું હતું. પોતાની સાડીનો

છેડો હાથ ઉપર લપેટીને આ હીમતવાન છોડીએ બારણું ઉઘાડયું, જોયછ તો આગનાં ભડકાં બેચાર ઠેકાણે કુદાકુદ કરી રહયાં હતાં. બારણાની આગળજ એક ભડકાંનો સોળો પુતળાંની છેક સાડીને જાણે વળગવા માંગતો હોય તેમ ખાઉખાઉ કરી રહયો હતો.

વીજળીની પેરે એ વીચાર પુતળાંના મનમાંથી પસાર થઈ ગયો. "આહ! શું ત્યારે અગ્યારમે કલાકે હું હારી?" બીજો છુટકો ન હતો. જો એ ઓરડાનું બારણું પાછું બંધ ન કરી દે તો બળતાં આખાં ઘરમાં પંથરાઈ જાય એક નીસાસો નાખીને તેબીએ બારણું બંધ કરયું અને વાડીમાં દોડી.

પણ એટલા વારમાં તો ગામમાં હોહા થઇ હતી. બુંબાને આવતાં વાર હતો તેટલાં હાંડાઓથી પાણી ભરીને આગને કબજામાં રાખવાની સઘળાઓએ તજવીજ કરી. પાણી આગળજ હતું અને નોકરો ચપળ હતા, તેમાં વળી અરદેસરની સરદારી એટલે આગ આગળ વધવા પામી નહીં. બંધ ઓરડાની અંદરજ બળતાંને રોકી રાખવામાં તેઓ ફતેહ પામ્યાં.

એણુમેર દસ્તુરજી અને વીરબાઇ લીમજીને જગાડવાને દોડયાં. તેઓની અજાયબી વચે લીમજી જાગૃત બેઠેલો હતો અને આગ લાગવાની ખબર સાંભળી કાંઈ ઘણો અચરત થયલો જણાયો નહીં. તેને ઘણીબી સુચના કરવામાં આવી કે તેણે દસ્તુરજીને ત્યાં જવું પણ તે એકથી બીજો થયો નહીં.

"નહીં, હું ઘરનો મેલક ને હું નાહસી જાઉં? છોકરાંઓને મોકલી દેઓ, બુંબા મંગાવવાની વરદી કરો."

દસ્તુરજી બોલ્યા "બાવા, બુંબાઓની વરદી તો અરદેસરે કલાક અગાઉની કીધી."

લીમજીના મોંહપરનું લોહી ઉડી ગયું. "અરદેસર! એટલે! ને કયાંથી અહીં આવ્યો?"

દસ્તુરજીએ બધી હકીકત ધીરેથી સમજાવી "ભાઈ લીમજી, એકવાર ફરીથી તું અરદેસરનો આભારી છે. પહેલી આગ એણેજ જોઇ અને આટલોબી બચાવ થયો છે તે એનીજ મેહેનતથી છે."

લીમજીની છાતીમાં ભુક પકડી આવ્યો અને તે લપેરો ખાઇને ભોંય ઉપર ફસડાઇ ગયો. સઘળાં દોડી ગયાં, તેઓને ખસેડીને લીમજી બોલ્યો "પુતળાં કાંહાં છે?"

"સઉ સારી પેઠે છે. પુતળાં વાડીમાંછે!"

"નહીં નહીં, પુતળાંને બોલાવો એને કહો કે તુંને અબઘડી બોલાવેછ, મને અબઘડી કામ છે."

---

## પ્રકરણ—૪૬.

### સેવાની શરૂઆત.

સઘળાંને એકલાં મુકીને પુતળાંને દોડી જવાને જોકે થોડીજ મીનીટ થઇ હતી તોયે સર્વેને લાગયું કે તે ઘણો લાંબો વખત ક્યાં ગેરહાજર રહી હશે. જયારે તે બળતા ઓરડા આગળથી પાછી વાડીમાં આવી ત્યારે અરદેસર નોકરોની મદદથી આગ બુજાવવાની મેહેનત કરતો હતો. કોઇના જીવને અલવલ આવી નથી એવું એકવાર નક્કી થયું કે પુતળાંનું સઘળું ધક ધયાન પેલું વીલ બચાવવામાં ભરાયું, જે વીલ તેણીએ પોતાને હાથેજ આ બળતા ઓરડામાં છુપાવ્યું હતું.

પણ સબર, ના મગજમાં આ શું નવો વીચાર ઉભરી આવ્યો છે? ઘણી મુશકેલીઓમાંથી છટકી જવાની વળી આથી બીજી સરસ તક ક્યાં મળનાર છે? લીમજીને બચાવવા થકી વખતે આ ગેબી મદદજ મળી ગઇ હોય. ખોદાના હુકમથી અરદેસર તો પાંચ પૈસે સુખી છે એટલે આ વીલ તારાજ થઇ જાય તો તેને શું નુકસાન થવાનું છે? અરદેસરને મનથી આ દોલત કચરા મીસાલ છે પણ લીમજીને તો હાલ તુરત તે પોતાના જીવ કરતાં વધારે કામની છે.

પણ નહીં. આવો વીચાર એક ઘડી ભર આ સાચી છોકરીના મનમાં આવ્યો ખરો પણ તેજ ઘડીએ તે પોતાની નબળાઇ માટે પોતાને ઠપકો દેવા લાગી. તે પાછી બળતાં

ઓરડા આગળ દોડી અને જોયછ તો જે કબટની ઉપર શ્રીસાબના જુના ચોપડા પડેલા હતા અને જેના પાનામાં પુતળાએ પેલું વીલ ઘુસાડી દીધું હતું તે કબાટ આગળ આગ હજુ પહોંચી ન હતી અને અરદેસર તે તરફના ફરનીચરને બચાવવાને બાલદીઓથી પાણીનો મારો ચલાવતો હતો.

કેમ કરવું અને કેટલું કરવું તેના ભારે અંદેશામાં પુતળાં ઉભી હતી એવામાં અરદેસરની નજર તેણીના ઉપર પડી.

" તું અહીંયાં ? પુતળાં, તારૂં શું કામ છે, નકામા કપડાં ખરડાશે."

" અરદેસર, જરા તમારા હાથમાંનું કામ મુકી દેઓ. હવે બરાબર માણુસો કામે લાગેલાં છે. મારે તમને કાંઇ કહેવું છે. તમે મારી પાસ કબુલાત લીધી હતી કે તમારૂં કામ પડે ત્યારે તમારી મદદ માંગવી તો તે મદદ માંગવાનો હવે વખત આવ્યો છે. "

અરદેસરે હાથમાંની બાલદી તુરત મુકી દીધી અને દુર નીચે ઝાડ તળે જઇ પુછ્યું " શું છે? આહ! આજના જેવી તકની હું કેવી વાટ જોતો હતો."

" આએ બળતા ઓરડામાં એક ચોપડામાં એક ઘણુંજ અગતનું કાગલ મેં મારે હાથે છુપાવેલું છે. આ કાગલની હું જોખમદાર છેઉં ને તે બચાવવાને હું ઘણીજ ઇંતેજાર છેઉં. હું જાણુંછ કે એમાં કાંઇક જોખમ છે પણ—"

" બસ—બસ—કેહ, કહાં છે તે ચોપડો."

પુતળાંએ અમુક ચોપડાની બરાબર એંધાણી આપી અને અરદેસર દોડયો. પુતળાંની છાતી ધડક ધડક થતી હતી. તે પણ બળતા ઓરડાની લગાભગ નજદીક જઇને ઉભી. બળતા ઓરડામાં અરદેસરને દાખલ થતો જોઇને આસેપાસેનું ભેગું થયલું લોક ચીસાચીસ પાડવા મંડી ગયું. અરદેસરે એક મોટું ફીલનુછનું પાણીમાં ભીજવી માથે વીટાળ્યું અને તેને રોકવા ઇચ્છતાં લોકને સમજાવ્યું કે " આએ ઓરડામાં કાંઇ ઘણા કીમતી દસતાવેજો છે જે બચાવવાને કુટુંબ આરજુમંદ છે. હું તે લઇને થોડી મીનીટમાં પાછો આવશ."

આટલા શબ્દો બોલીને તે એક ચપળ બીલાડીની પેઠે બારીઓ કુદાવીને બળતા ઓરડામાં પેઠો. ધુમાડાથી તે ગુંગળાવા લાગ્યો અને તાપથી તેનો જીવ ફરી આવ્યો. બળતી જમીન તેના બુટ માંહેથીબી તેના તળીઆં બાળી નાખતી હતી. કબાટનો નીચલો ભાગ બળતો હતો અને અરદેસરની મોટી બીક એ હતી કે તે કબાટને પકડીને ટાપ ઉપર તપાસવા જાય તેટલાં રખે બળેલી કબાટ ભાંગીને તુટી પડે. પણ આપણે અરદેસરને ઓળખ્યે છીયે. હજારો મુશકેલીઓથી તે ડરયો નહી પણ બેધડક કબાટ ઉપર ચહડયો, અને પુતળાંએ આપેલી નીશાનવાળો ચોપડો પકડયો, અને અરધાં બળી ગયલાં કપડાં સાથ ભુસકો મારી બહાર કમપાંઉડમાં આવીને પડયો.

તેને સલામત પાછો ફરેલો જોઇને લોકોએ ખુશાલીના પોકાર કીધા. આ વાર દસતુર દીનીઆર અને વીરબાઇબી ત્યાં આવી પુગેલાં હતાં પણ અરદેસરની નજર એકલી પુતળાં ઉપર હતી. તે અરદેસરની સલામતીની ઇંતેજારીથી પાતરાંની પેઠે ધ્રુજતી હતી.

બે મીનીટ દમ ખાઇને અરદેસર ઉઠયો. "પુતળાં, આએજ કે પેલો ચોપડો? જો તપાશી લે મને કશી ઇજા થઇ નથી."

અરદેશર આવ્યો છે એમ જોતાંજ પુતળાંએ તે દાદારના ત્યાંને ત્યાંજ શોકરાના કીધા અને ચોપડો લેવા જતી હતી એવામાં દસતુરજી અને વીરબાઇ આગળ આવ્યાં.

વીરબાઇ ગુસ્સાથી બોલી "વાય—વાય – જરા જેટલી ચોપરીને ખાતર મારા સુન્ના જેવા કાકાભાઇ એમ બળતાં ઘેરમાં મોકલવાની તુંને આળસ નહીં આવી? એ શું કંઈ આપરો ચાકર બાકર છે કે તમે લોક એમ એને ઘરી ઘરી નચાવ્યા કરોછ?"

પુતળાંએ આખો ચોપડો દસતુરના હાથમાં મુકયો. "દસતુરજી એ તમારી પાસે રાખો. એ ચોપડામાં એક કાગલીઉં છે જેની કીમત તમો પોતેજ સમજશો."

પણ હવે હદ થઇ. અત્યારલગણુ, અટલા દહાડા તો હજારો મુશકેલીઓ વચે તે ટકી શકી પણ હવે હદ થઈ. શાપુરજી એલાવ્યાની છોકરીનો જીવ બગડી આવ્યો અને તે ભોંય ઉપર બેભાન પડી ગઇ. અરદેસર વહેલો વહેલો

પાણી લઈ આવ્યો અને તે છાંટીને પોતાના હાથમાં બેભાન પુતળાંને ઉપાડીને ઘરમાં લઇ આવ્યો. આ વાર બુંબાબી આવી પહોંચ્યા હતા અને આગ બેસતી જતી હતી.

પુતળાંને પોતાના હાથમાં ઉપાડીને અરદેસર દોડયો ત્યારે સાથે કોઇ ન હતું. આહા! પુતળાંના બાલ છુટી ગયા હતા, આંખ મીંચાયલી હતી અને તેણીના ફીકા ગાલ અરદેસરની છાતીસે ચાંપેલા હતા. પોતાના પેટનાં બચાંને લઈ આવે તેમ અરદેસરે પુતળાંને 'હોલ'માં આણી અને સંભાળથી સોફા કોચ ઉપર સુવાડીને તેણીનાં ખોરાઈ ગયલાં કપડાં સરખાં કીધાં અને પછી કોઇ ન જુએ તેમ તેણીની સાડીનો છેડો પોતાની આંખમાં ચાંપ્યો. હજી તો તે બારી ઉઘાડવા જાય છે એવામાં બારણું ઉઘાડીને લીમજી સામો આવી ઉભો.

"શું છે? એ બધી ધાંધલ શાની છે? મેં પહેલે માળેથી જોયું કે તું એને તરા હાથમાં ઉચકી લાવ્યો. બીજાં બધાં માણુસ કાંહાં મરી ગીયાંછ?"

"એ બેભાન થઇ ગાયલી છે. પણ હમણા હુશીયાર થશે. માણુસો બધાં કામે લાગેલાં છે. જરા સબર કરો હું બીજું પાણી લઇ આવું."

અરદેસર દોડયો કે લીમજી પુતળાં આગળ બેસી ગયો અને તેણીને ઘણું ધ્યાનથી તપાસવા લાગ્યો. જરાબી સ્વાસો સ્વાસ ચાલતો ન હતો. તે પોતાનાં મન સાથ બડ-

બકયો ' મરી તો નથી ગઇ ? અરે ઓહા, મારી મુશકેલીઓ માંથી છટકી જવા સારૂં એવું બી ઇચ્છું એટલો છેક મુજી હું નથી. પણ જાંહાં સુધી એ જીવતી જાગતી છે તાહાં સુધી મારા શા હાલ ? હું તો જીવતાં જીવત ઠાર મરી જવાનો. હું એને મુવેલી જોવા ઇચ્છતો નથી પણ આએ બેભાનીને બદલે ખરેખર છેલ્લી આસાએશ હોય તો! કેવો બધી વાતનો નીકાળ આવી જાય.''

તે આ પ્રમાણે ગોર કરે છે એવામાં અરદેસર પાછો આવી લાગ્યો અને પુતળાંની ગમ લીમજીને કસડાઈ બેઠેલો જોઈ વીચારવા લાગ્યો કે લીમજી ગમે એવો ભુંડો હશે પણ પોતાની સ્ત્રી ઉપર જીવ પ્રાણ આપેછ !

અરદેસરે પુતળાંના ઝરદ ચેહેરા ઉપર પાણી છાંટવા માંડયું. બેભાન છોકરીનાં પાપણ હાલવા માંડયાં, તેણીએ નીસાસો નાખ્યો અને પાછી હળવેથી આંખ ઉઘાડીને શું બન્યું હતું તે પામી ગઇ. તેણીએ ઉઠીને બેસવાની તજવીજ કીધી પણ અરદેસરે તેણીને ઉઠવા કીધી નહીં.

" નહીં—નહીં—હમણા ઉઠવાની જરૂર નથી. હું જરા બહાર જોઇ આઉં તેટલાં લીમજી તમારી આગળ બેસશે. ''

અરદેસરના મનમાં એમ હતું કે કદાચ માટી બઇએર એકલાં રહેવા ખુશી હશે. ખરી વાત એમ હતી કે તેઓ એકલાં પડી જવામાં બેઉ જન બીહતાં હતાં.

જ્યારે પાએક કલાક પછી અરદેસર પાછો આવ્યો ત્યારે બેઉ જન જેમના તેમ એકલાં બેઠેલાંજ હતાં. પુતળાં મુગી મુગી ધ્રુજતી હતી, અને લીમજીએ ઇજીચેર ઉપર પડી પોતાના મોહ ઉપર રૂમાલ ઢાંકેલો હતો.

આ પ્રમાણે મામલો ચાલી રહયો છે એટલામાં દસતુર અને વીરબાઇજી પણ ત્યાં આવી લાગ્યાં.

વીરબાઇ ખબરીને બોલી "પણ એટલું બધું છેબી તો શું ? પુતળાંને શું કુત્રાએ કરડી કે એનો જીવ ફરી આયો? મારાં જનમમાં આવા નાટક મેં કોઇ દહાડો જોયાતા નહીં. લે ચાલો હું તો નાસતા પાણીની તૈયારી કરાવવા જાઉંછ."

વીરબાઈના જવા પછી અરદેસરે ઇશારત કરીને દસતુર લીનીઆરને બહાર વરંડાપર, બોલાવ્યા. પેલો ચોપડો હજુ દસતુરજીના હાથમાંજ હતો.

"દસતુર" અરદેસર બોલ્યો "મારી તમને સખત ભલામણ છે કે આએ ચોપડો હાલ તુરત છુપાવી રાખવો, લીમજી અને પુતળાંની બેઉની સલામતીને ખાતર હાલ એ લેખને ઉસકેરવાની જરૂર નથી. પુતળાંના બોલવાપરથી સમજાયછ કે એ ચોપડામાં કાંઈ ઘણું અગતનું કાગલીઉં મુકેલું છેઅને તે તેણીની રજા વગર જોવાની આપણને સત્તા નથી."

"કોણે કહયું ? પુતળાંએ પોતે મને એ ચોપડો સોંપ્યોછ અને પોતાને મોહડે બોલી કે એ માંહેનું ઓચરયું મારં સ્વાધીનમાં રાખવું. મારૂં મત એવું છે કે આએ ઓચરીઊ શું છે તે જોવું જોઇયે."

"નાહીં—નાહીં. એ ઓચરીઆંને મારી સાથ કાંઇ મોટો સંબંધ છે, એવું મને મારૂં દીલ કહેછ તે છતાં લીમજીના તબયત જોતાં તે હાલ તપાસવાને હું રાજી નથી. હમણાં તો એ ચોપડો એમનો એમ તમારે ઘેર લઇ જાઓ ને પછી લીમજી જરા ટટાર થાય ને આપણે તે વીશે વીચાર કરશું. જો તમારે ગમે તો એ વીશે વીરબાઇનું મત લેઓ."

એવામાં વીરબાઈ પાછી આવી પુગી.

"શું છે, વળી શું નવી મોહોકાન છે ? એ તમે બે જન શું ગુસ ગુસ કરોછ ?"

કસ્તુરજી બોલ્યા "તારા દેખતાં પુતળાં બોલી કે એમાં એક અગતનું ઓચરીઉં છે જે પુતળાંની ખાસ ઇચ્છાથી અરદેસરે આગમાંથી બચાવ્યું છ. અમારા બેઉના મનમાં શક છે કે એમાં કાંઈ તમારાં કુટુંબ સંબંધી ગોંટાળો છે. અમારા વચ્ચે વાંધો એટલોજ છે કે આએ કાગલીઉં હમણાજ તપાસવું કે પછી."

વીરબાઇજી મીજાજ કરીને ખડી ઉભી.

“ કુટુંબ સંબંધી ઘોંટાળો ! મારાં કુટુંબની આબરૂ ઉપર કોઇ ડાઘ લગાડે તો તેના દાંત ખેંચી કહાડું. ડાકટર અરદેસર ! તમેબી નાહાલીને નહાલીજ વાત કરોછો. શક ને ઘોંટાળાની વાત આવી તાંહાં વળી ખોટી શાની? લાવો જોઉં, કાંહાં છે આએ કાગલીઉં ?”

“ જરા થોભ બેન; એમાં તારી ઉપર કશો શક કે સુબેહ નથી, લીમજીના સંબંધમાં વીચાર કરવાનો છે.”

“ અરે જાઓરે, હું ને મારો ભાઇ કંઈ જુદાં છેએ કે ! એની એબ તે મારીજ એબ. જો તમે મારા ભાઇ ઉપર થુક ઉરાડો તો તે હું મને પોતાનેજ અપમાન થયલું સમજું કોણુ. કહેછ કે એમાં ઘોંટાળો છે? મારી હજાર વખત મરજી ઉપરાંત ભાઇ આએ ગામડીઆ બોચની છોકરીને પાંખરૂં પકડીને ઘેરમાં લાયો તે છોકરી હવે ડાહી ડાહોરી થવા નીકળીછ કે ? મારા ભાઇની તરફથી ને મારી પોતાની તરફથી હું કેહુંછ કે હું એક મીનીટ થોભવાની નથી.”

વીરબાઈ આકળી ભુત થઇને પુતળાં સાથ વીંબેહું લેવા ઓરડામાં જતી હતી પણ અરદેસરે તેણીનો હાથ મજબુતીથી પકડી રાખીને અટકાવી.

“ બેન મારી, જો તુને લીમજીની જીંદગીની અરે હોય તો જરા થોભ. જો આએ કાગલીઉં તું જોવા માંગતીજ હોય તો મારી તુને ખાસ સલાહ છે કે તે લીમજીની ગેરહાજરીમાંજ જોવું. જો, બધાં જણુ ઉશકેરાઇ ગયલાં છીયે અને એમાંથી મોટી ખરાબી થશે. બેહેતર મારગ એજ છે કે દસ્તુરજીને આએ ચોપડો એમનો એમ ઘેર લઇ જવા દે ને કાલે આપણે તે શાંત મનથી તપાસીશું.”

" નહીં કાલ કોણે જોઇછ? આજનું આજ ખરૂં નરૂ થવું જોઇયે. અહીં નહીં તો દસ્તુરજીને તયાં આજેજ તપાસવાની જરૂર છે. નાસતો પુરો થાય ને હું એ છોકરીને લેઇને તમારે તાંહાં આઉંછ. પછી જોઇયે તો ખરાં કે એ બધા ઢોંગ શું છે? અરદેસર, મને લાગેછ કે તું ઘેરનો થઇને એની સાથે મળી ગીયોછ વાસતે તુંને તો બધું કહયું હશે. બધી ગુસ સુઝ તમારી બેઉની સાથેજ છે."

" તારી આવી ઉસકેરાયલી હાલતમાં હું તુંને શું જવાબ આપું? તું હજી અમને બેઉને ઓળખતી નથી. પુતળાં કહે તેવીબી નથી ને હું સાંભળું તેવોબી નથી."

" તારે દસ્તુરજી, તમેબી એમજ અંજાણ્યા છેઓ કે?"

"હા આજે કાંઈ મુદત થઈ એ ગુંગળાયા કરેછ તે હું જાણુંછ ને તેપરથી શું હોશે તેનો મને વેહેમ ગયલો છે, પણ એણે પોતે મને એક બોલ કહયો નથી."

" ઠીક છે તારે, એ છોકરી પોતાને મન ચાહે તે બોલેછ તો હુંબી તો ખરી કે એની ફેંટ તમારા દેખતાજ પકડું. લીમજીને વગેસગે કરીને હું પુતળાંને લઇને પલકમાં તમારે તાંહાં આવી લાગુંછ."

"જા, બેન જા," અરદેસર નરમાસથી બોલ્યો. "લીમજીને હાલ તુરત સતાવવાની જરૂર નથી. કોણ જાણે, આપરે ધારયે શું ને નીકળી આવે શું?"

વીરબાઇ બહાર પડી કે દસ્તુર ઠીનીયાર પછવાડે દોડયા.

" વીર, તું નકામી પુતળાં ઉપર ખફા ના થતી એ બીચારીએ પોતાથી બનતું કરીને વાત રોકી રાખીછ. એનો કશો વાંક નથી. એટલા સારૂં બધી વાત તપાસી એ તાંહાં સુધી તારો મીજાજ જરા કાબુમાં રાખજે. જો, નહીં તો તું પાછળથી પસતાશે. "

' અરે જાઓરે, મારાં કીઆં ખાસડાંને પરીછ કે હું મારો જીવ ઉદારો કરૂં. હું હમણા એક બોલ બોલવાની નથી પણ પાછળથી જોજો હું એને કેવી ખખડાઉંછ તે "

---

## પ્રકરણ—૪૭.

### છેલ્લે પાટલે—જીવ સટોસટની વાત.

તેજ દહાડે બરાબર ત્રણને ટકોરે વીરબાઇજી અને પુતળાં દસતુરજીને મકાને આવી પહોંચ્યાં. અલબતાં દસતુરજી અને ડાકટર અરદેસર સાહેર તો તેમની વાટજ જોતા હતા. ખરૂં કહીયે તો આબે ગ્રહસ્થો વચ્ચેબી કાંઇ વાતચીત થઈ ન હતી કારણ કે અરદેસર તો આગને સંપુર્ણ હોલવવામાં રોકાયો હતો અને દસતુરજી બળી ગયલા ઓરડાનું શું કરવું તેની જંજાલમાં હતા.

પુતળાં અને તેની નનંદને દાખલ થતાં જોઇ દસતુરજીએ ઉઠીને તેમને આવકાર દીધો. પેલો અગત્યનો ચોપડો સઘળાંને દેખાય તેમ આગળ ટેબલ ઉપરજ પડેલો હતો. વીરબાઇની નજર પહેલી તેના ઉપર પડી અને ગુસ્સાથી તેણીનાં નાકનાં ફીફડાં ફરફડવા લાગ્યાં. પણ તુરત વેળા કાંઈ બોલી નહીં.

એણીમેર પુતળાંનો ચેહેરો આરસપાહાણની પેઠે સફેદ અને સજ્જડ થઈ રહેલો હતો. તે મુગી મુગી બેસી રહી હતી પણ જરા જરા વારે તેણીની છાતી ઉથલાતી હતી તથા નીસાસો નખાઇ જતો હતો તેથી તેણીનું મન કેટલું આકુલવ્યાકુલ થતું હતું તે સેહેજ સમજાઇ શકાશે. તેણીનો જીવ ગોયા જતો અને આવતો હતો. જે ઘડી જાયછ તેમાં લીમજીની લુછાઈ અને ખરાબી બહાર આવનાર હતી. તેની એકલાનીજ નહીં પણ તેના મરહુમ પીતા બાપુજીની પણ સઘળી એબ જાહેર થનાર હતી.

જોકે અરદેસર મુગે મોહોડે બારીના એક ખુણામાં ઉભો થઇ રહયો હતો તોબી તે જાણે સઘળું સમજી ગયો હોય એમ પુતળાંને લાગું. અરદેસરનું સઘળું ધક ધ્યાન પુતળાંના ચેહેરા ઉપર ચીટકેલું હતું.

બધાં બેઠાં પછી દસતુરજી પેલા ચોપડા ઉપર હાથ મુકી ગંભીર સાદે બોલ્યા "કેમ હવે શું કરવા માંગોછ? અરદેસર તમારો શું વીચાર છે? પુતળાંની હમણાની હાલત જોઇ હું વીચારમાં પડયોછ કે આએ વાત હમણાં આગળ ચલાવવી કે બીજા સારા સમય માટે થોભવું."

કોઇ જવાબ આપે તે અગાઉ પુતળાં પોતેજ બોલી ઉઠી "દસતુરજી સાહેબ, હવે મારેથી વધારે થોભાય એવું નથી. મારાં માથામાં એક જાતનું દરદ થાયુ છે અને છાતીમાં હથોડા વાગે છે. આએ ચોપડો ઉઘાડો અને તેમાં એક કાગલ મલેલું છે તે સઘળાં સાંભળે તેમ વાંચો."

"ને હું બી હવે થોભનાર નથી. જાંહાં મારા ભાઈની ઇજતની વાત આવી તાંહાં હું વચમાં કોઇને બોલવા દેવાની નથી. આએ બધો નાટક અત્રેજ ખુલ્લો થવો જોઇયે છે અને જે લોકે મારાં કુટુંબના સારાં નામ ઉપર ડાઘ લગાડવાને આએ બધું રમખાણુ ઉભું કીધું છે તે લોકનું નાક કાપીને હાથમાં આપવા સારૂં હું અહીં ચાલી ચલાવીને આવીછ" વીરબાઇ ઘણાજ ક્રોધથી બોલી.

હવે દસ્તુરજીને વાર લગાડવાનું કશું કારણુ રહયું નહીં. અરદેસર ગમ તેવણે જોયું પણુ તે તો અદબ વાળીને મુગો ઉભો થઇ રહયો હતો. દસ્તુરજીએ ચોપડો ઉઘાડયો અને અકલાયલા હાથે પાનાં ફેરવવા માડયાં. બરાબર ૭૭ મે પાને પેલું કાગલ દસ્તુરજીને હાથ આવ્યું કાંઇબી કહયા કાવ્યા વગર તેવણે તે વાંચવા માડયું. સર્વેના કાન દસતુરજીના મોહોમાંથી પડતાં શબદો ઉંચકી લેવાને તતપર હતા. આ વીલનો મજમુન આપણે અગાઉ આપી ગયા છીયે પણુ આ ટાંકણે તે ફરીથી ટાંકી લેવું ઠીક પડશે.

"હું કાવસજી લીમજી કોટવાલ, તે ભરૂચનો રહેવાસી. મારી રાજીખુશીથી અને અકકલ હુશીયારીથી આએ મારૂં વીલ અથવા વસીયતનામું કરી જાઉ છું, કે મારી જે કાંઇ અસક્યામત, વાડી, વજીફા, રોકડ અને માલ મીલ-કત હોય, તે મારી હૈયાતી બાદ, મારા વડા દીકરા માણેકશાને અથવા તેની પછી તેને પેટનાં ફરઝંદોને મળે.

મારૂં જે કાંઇ વાજબી હેવું હોય તે મજકુર માણેકશાએ પગાર કરવું. મારા વફાદાર નોકરોને શું બક્ષીશ આપવું તે હું માણેકશાની સારી સમજણ ઉપર છાડું છું. મારા નાના બેટા બાપુજીને તથા તેના બે છોકરાઓ ને માટે કાંઈ ઘટતું વરસાણુ કરી આપવાની માણેકશાને ભલામણ કરૂં છું. પછી એને ગમે તેમ કરે. માણેકશા સાથ મને એકવાર બગાડ થયો હતો અને તેમાં મારોજ વાંક હતો એમ હું લખી કબુલ કરૂં છું અને તેને મારે હાથે જે મોટો ગેરઇનસાફ થયો છે તેના પસતાવા તરીકે હું આએ નવું વીલ કરી જાઉં છું."

દસતુરજીએ તમામ કીધા પછી કાગલીઉં ટેબલ ઉપર મુકી દીધું અને સર્વે ગમ જોવા લાગ્યા.

સઘળાંને મુગાં મંતર થઇ ગયલાં જોઇ તેવણ બોલ્યા.

"આએ વીલ કાવસજી કોટવાલે પોતાના હાથ દસકતે લખેલું છે અને તેપર તેવણુની સહી ઉપરાંત બે આબરૂ-દાર માણુસોની સાખ છે. ઉપરની તારીખપરથી જણાય છે કે એ એકત્રીસ વરસની વાત ઉપર લખાયલું હશે અને કાવસજીએ ગુજરવાની એક બે દહાડા આગમજ કીધું હશે?"

આહ, તે વખતનો દેખાવ! પુતળાં જમીન ગમ નજર રાખીને બેશી રહી. વીરબાઇજી તો બેભાન જેવી થઇને હાંફવા લાગી. અરદેસરે પોતાની આંખો ઉપર બંને હાથ ઢાંકયા. જાણે તેની છાતી ઉપરથી એક મોટો ખડક ગબડી જઇને દરીયાવમાં પડી ગયો હોય.

આખરે અરદેસરજ બોલ્યો "હજારો હજાર શોકરાના તે દાદાર હોરમઅજદના. મારા નીર્દોશ મરહુમ બાપનાં નામ ઉપરથી ખોટો કલંક આખરે દુર થયો. લખો રૂપીઆની દોલત કરતાં એ મારે મનથી વધારે કીમતી છે."

પણ હવે વીરબાઇની જબાં ઉખડી, તે મોટો ઘાંટો કહાડીને ઘણીજ તરકડાઇથી બોલી "એ બધાં શું મનમાંજ પરણીાછ ને મનમાંજ અદરાવોછ? મારા બપાવાએ પોતાની મીલકતની શું ગોઠવણ મરતી વખતે કરી હતી તે આખું ભરૂચ શેહર જાણેછ- છેલ્લે દહાડા સુધી તેવણ માણેકશાહ કાકાને ઓવારનીવાર કરી બેઠા હતા તે શું કાંઇ નવી વાત છે કે? લાવો જોઇયે આએ ચીથરૂં મારા હાથમાં આપો, મને તો લાગેછ કે કોઇએ કાંઈ જબરાં કારસ્તાન કીધેલાં. છે."

દસતુરજીએ કાગલયું મુંગે મોહડે વીરબાઇના હાથમાં મુક્યું અને તે દાંત પીસીને સઘળું લખાણ ઝડપથી વાંચવા લાગી. સઘળું એટલું ખુલ્લું અને કાયદાસર હતું કે તેણીનાબી હોસકોસ ઉડી ગયા.

આખરે ડોળા કકડાવી વીરબાઇજીએ પુછ્યું "આએ ક્યારે પાયું અને કોણુને પાયું? કોઈમારા ભાઇની હાથ ધરતીને પુછોની કે એ છુપી વાત કેટલા દહાડા સુધી એણે પોતાના પેટમાં છુપાવી રાખી? હું કહું છ કે એ બધું જુઠું છે, પણ જો એ કાગલ્યું ખરૂં હોય તો મારા ભાઇના મદઇને જીવનો જોખમ છે."

પુતળાં ઘણીજ નમનતાઇથી અને ધીમે સાદે બોલી "ક્યારે પાયું અને કોણને પાયું અને ક્યાં સુધી તેમજ શું કરવા મેં તે એટલા દાહાડા ચાંપી રાખ્યું તે ચોકસ કારણને લીધે કહેવાની હું જરૂર જોતી નથી. જે લોકને લાગેછ વળગેછ તે લોકના હાથમાં મેં એ કાગલ્યું તમારા સથળાંની હજુરમાં મુકયું એટલે મારી ફરજ ખલાસ થઈ, હવે એ સાહેબોને જેમ વાજબી લાગે તેમ કરે. એ કાગલ્યાંની મતલબ જાણુવા પછી મારા ધણીનાં જીવને અલવલ આવશે એમ માનવું એ તેને અપમાન કરવા સરખું છે. હું હીંમતથી કહુંછ કે તેવણ જે વાજબી હશે તેજ કરશે."

હવે અરદેસરની બોલવાની વારી આવી "દસતુરજી, વીરબાઇજી, પુતળાં, મારે એટલુંજ કહેવું છે કે આએ વીલ અત્યાર સુધી છુપાવી રાખવામાં કોણ કોણનો અને કેટલી હદ સુધી ભાગ છે તે હું જાણવા માંગતો નથી. જો વીરબાઇજીને એ બધું ખરૂં નરૂં કરવાની ઈચ્છાજ હોય તો તેવણ તેમ કરવાને મુખત્યાર છે પણ મારાં મત પ્રમાણે એ બધી પુછપરછ લીમજીભાઇની હાજરીમાં થવી જોઇયે અગર તેમ નહીં તો તેવણનો વકીલબી વાજબી રીતે હાજર હોવો જોઇએ. પુતળાં એ ખુલાસો શા કારણથી કરવા અચ-કાય છે, તે હું સારી પેઠે સમજુછ અને લીમજીને ખાતર-ઓણીની ચીંતામાં મારો ભાગ છે."

અરદેસર બોલીને મુગો રહયો. તે પુતળાંના મનની ગુચવણ આબાદ સમજી ગયો અને એકવાર ફરીથી મન સાથ ઠરાવ કરયો કે ગમે તે થાવો પણ પુતળાંને ખાતર લીમજીની હોરમતને બચાવવી જોઇએ.

આ પછી તે વીરબાઇજીની આગળ ગયો, અને છેડાયલાં પીત્રાઇનો હાથ પકડી પટાવીને બોલ્યો "બેન, જાણે બધી વાત પુરવાર થયલી હોય અને સઘળું મારા હાથમાં આવી ગયું હોય અને જાણે હું તમને અત્યારથીજ બાહાર કહાડવા બેઠો હોવું તેમ શું કરવા કરોછ? જરા ધીરજ રાખ, અગર આ કાગળયું ખરૂં ઠરશે અને—હું આ ખાતરીથી માનુંછ કે, એ ખરૂં છેજ——તો એવી રીતે બંદોબસ્ત કરવામાં આવશે કે જેથી તારી અને લીમજીની હાલતમાં હમણાના કરતાં એટલો સહેજ ફેર પડશે કે તે તું જાણશેબી નહીં."

"એ બધું બોલવાનું સેહેલું છે." વીરબાઇ હઠીલી થઇને બોલી "જો ખરેખર તું એવો ડાહયો ડોહુરો થવાનો હોય તો આ કાગળ હમણા અમારી હજુરમાં ફાડી નાખે ને લીમજીને તે વાતની ખબર નહીં પડવા દે. તારે હું જાણું કે તેં લીમજી ઉપર ખરેખરો ઉપકાર કીધો. મને પોતાનું તારૂં કાંઈ જોઇતું નથી."

અરદેસર લગાર ટકોરથી બોલ્યો "નહીં બેન, એમ તો નહીં બને, મારા પીતાના નામને ખાતર આ કાગલ્યાંને પુરતી પ્રખ્યાતી નહીં આપું તો હું તે મરહુમની યાદ-

ગારીને મોટો ગેરઇનસાફ કરૂં. ભરૂચ શેહેરની જરથોસ્તી આલમ અત્યાર સુધી એવાજ ખ્યાલમાં છે કે મારા બાપે કાંઈ અજીમ ગુનાહ કીધો તે લીધે તેને બપાવાજીએ કહાડી મુકયો અને વીલમાંથી રદ બાતલ કીધો. પણ હવે એજ જરથોસ્તી આલમને જાહેર કરવું જોઇશે કે બપાવાજીએ મરતી ઘડીએ પોતાની ભુલ કબુલ કરીને મારા બાપથી માફી ચાહી હતી."

આ પ્રમાણે બોલતીવાર અરદેસર બહુજ ઉસકેરાયલો હતો, આકળી વીરબાઈ તેનો હાથ તરછોડી નાખીને બોલી "એ બધાં સાથે મને શું સનાન સુતક છે, જે કાકાને મેં નજરે જોયલા નહીં તેના રદન રોટલા વીશે મને શું કહેછ. જે જીવતા છે તેને રડીયે નહીં ને મુવાને શું આગ લગાડીયે. લીમજી હવે કેમ કરશે તેનો વીચાર કોઈ કરતું નથી, તમે પોતે એની જગાએ હોય તો શું કરો ? એક તો દુ:ખમાં સબડી રહેલો છે, પૈસે પૈસે હેરાન છે તેમાં વળી આએ આફત પડશે તો એ બીછાનાં પરથી ઉઠવાબી કેમ પામશે ? મારી મસકલી ભોળાઇબી જબરી મહારી ! ચોટ્ટી બીલાડીની કાની પોતે દુરની દુર રહીને પારકે હાથે મરઘી કપાવી ! લેવો અરદેસર, તમારાં માનીતા સહીએ પોતાના ધણીને ગરદન મારીને તમારે સારૂં જે શોધી કહાડયુ છે તે તમારે ટાટે બાંધો !"

જે ઘડીએ વીરબાઇજીએ વીલ અરદેસરના હાથમાં મુકયું તેજ ઘડીએ ફડાક દેતું બારણું ઉઘડીને લીમજી ઓરડામાં દાખલ થયો.

કોઇને સલામ અકરામ કીધા વગર તે દસતુરજી આગળ ધસ્યો ગયો, "એ બધી શું ધાંધલ છે? હું ધારૂં છ કે મારી ધણીઆણીએ મારી જાણ વગર અહીં આવીને એવી વાત ઉંઘાડી છે કે તેમ કરવા અગાઉ તેણીએ મને સાથે બોલાવવો હતો. આહ! મારા હેતવંતા પીત્રાઈ અરદેસરના હાથમાં કાગલ્યું જોઈ હું સમજી ચુકો છું કે બધી વાત આગળ બેહકીછે. દસતુરજી, પુતળી તો અરદેસરની મીત્રાઈમાં તદન મીજું ખોઈ બેઠી છે. અરદેસરની પોતાની તો અંદર મતલબજ છે પણ તમે કેમ આએ વખતે મારી હાજરી વગર એ બીના ચુંથવા બેઠા? તમે જાણતા હતા કે નહીં કે આ તરકટી કાગળયાં સાથે મને મોટી નીસબત છે?"

લીમજી આ પ્રમાણે ધીમે સાદે બોલ્યો ખરો પણ દરેક શબ્દ તેના સુકા હોઠોમાંથી જાણે તાતેલાં લોઢાંમાંથી વરાળ નીકળતી હોય તેમ નીકળતો હતો, તેના ગાલ બીમારીથી પીળા પડી ગયા હતા પણ તે ઉપર ગુસ્સાનો રતાસ પ્રગટી રહયો હતો. પોતાની સ્ત્રી અને બેનને આગન બનાવ પછી ગેરહાજર જોઇ તે કયાં ગયાં છે તે લીમજી સમજી ગયો હતો. આગમાંથી એક ચોપડો અરદેસરે બચાવ્યો અને તે ચોપડો પુતળાંએ દસતુરજીને સોંપ્યો હતો અને દસતુરજી તે લઇ પોતાને ઘર ગયા હતા એ સઘળી ખબર લીમજીને નોકરોથી પડી હતી, એટલે તે ગડપમાં કપડાં સજીને દસતુરજીને ઘર ધસી આવ્યો હતો.

લીમજીને ઓરડામાં દાખલ થતો જોઇ પુતળાં ઉઠીને ઉભી થઇ હતી. તેણીની મતલબ એવી હતી કે કાંઇબી કરીને લીમજીને ચેતાવે કે તેની આબરૂને કશો ધોકો હજી સુધી આવયો નથી ત્યાં સુધી કાંઇ આટો બાફવો નહીં. પણ લીમજીએ તેણીને આંચકો મારીને દુર કીધી.

"ખીસ્તી રહે, મારી આગળ તારૂં કાંઇ કામ નથી. હું તમો સઘળાંને એકલો પુરો પડવાને તઇયાર છું. હું મરદ છું, ઠગારી ઓરત નથી. મારી બીમારીનો હું લાભ લેવા માંગતો નથી, બોલો, શું કહેવા માગોછ? મારા પીતરાઇના હાથમાં મારી પોતાની ઓરતે જે કાગજ મેલ્યું છે અને જે મારા બપાવાનું છેલ્લું વીલ હોય એવું ઠસાવવાની તજવીજ થઇ છે તે હું જોઉંછું. હું ધારૂંછ કે મારા પીતરાઇને એક સવાલ હું પુછું તો તે ગેરકાયદાસર ગણાશે નહીં. એક બારગી તકરારને માટે કબુલ કરયે કે આ કાગલ્યું ખરૂંબી હોય તો તે શું કરવા માંગે છે તે જાણુવા નો મને હક છે."

આ અચબુચ સવાલ સાંભળી અરદેસર ગુચવાઇ ગયો, તે વૈદ તરીકે ગભરાવા લાગ્યો કે લીમજીનું આ ફાટ્ટફાટ્ટ બોલવું તેના ભેજાંની ખરાબીની નીશાન હતી.

તે બોલયો "કાંઇબી વાત આગળ ચાલવી નહીં જોઇયે, લીમજી, હું તમને ચેતવાણી આપુંછ. કે જરાબી વધારે ઉસકેરાશો તો તમારા જીવનો જોખમ છે."

"મારા જીવની મને દરકાર નથી. હું સારી પેઠે જાણું છ કે એ જીવની દોરી જો અઘગડી તુટી જાય તો અત્રે હાજર છે તેમાંથી ચોકસ પુરૂશોને મનથી તો છેડો છુટે. વીરબાઇ, તું શું કામ એખલી ઉજળી વાખ જેવી થાય છ? બધાંઓએ મળીને તનેબી ગભરાવી મારી કે?"

વીરબાઈ આગળ દોડી ગઈ અને તેના ખભાં ઉપર હાથ મેલી કાનમાં બોલી "ભાઈ, જરા થોભ, તુંને આ કાગલચાંની હસતી વીશે ઘણી અગાઉની ખબર હોય એમ તું તારે મોહોડે બોલીનેજ તારો ધાન બગાડે છે."

પણ આ વાર, લીમજીનું માથું ફરતું હતું, વીરબાઈ રડી પડીને બોલી, બાવા બોલની, એમ સુનો સાવ શાવડે થઈ ગયો? તારા જીવને સારૂં નથી? ને તેથી તારી કાંઈ ચુક થઈ ગઈ હોય તો કોઇ તુંને પુછવાનું નથી."

લીમજી ઘણી મેહેનતે ભેજું ઠેકાણે લાવી બોલ્યો "મારી બઇરીને પુછો. સારી ઘોરનો ખાડો કયે દહાડે એને ખણ્યો તે હું જાણું કે એ જાણે? આહ! મેં કયે દહાડે જાણ્યું? અરે એ કંગાળ કાગલીઉ મારા બાપે મારા હાથમાં મુક્યું હતું! આહ! જોઇયે તો મને મેડ હાઉસમાં નાખો, જોઇયે જેલમાં લઈ જાઓ, જોઇયે ગાળ દેઓ પણ આજનાં નખોદ કરતાં વધારે નખોદ શું વળવાનું છે?"

આ ઠેકાણે અરદેસર લીમજીનાં આંગપર ધસ્યો અને પુછ્યું "એ શું તું બોલેછ? એ શું તું ખરૂં બોલેછ અરે કમબખત, શાપુરજી એલાવ્યાની છોકરી સાથે તું

પરણ્યો તે અગાઉનો તું ખોટી સહી કરનાર, ખોટા સોગંદ લેનાર ગુનેહગાર હતો? બોલ, બોલ, તું મશકરી કરે છે કે સાચું બોલેછ?"

"હા, સાચું, હુંબી ગુનેહગાર ને મારો બાપબી ગુનેહગાર!"

હવે વીરબાઈ ઉઠી ઉભી થઇ "ઓ અભાગ્યા, તારી અકકલ કયાં ગુમ થઇ ગઈ? તારી જબાં કેમ બંધ થઇ જતી નથી? મુવા પાછળ તું તારા પોતાના બાપની એબ ઉઘાડે છે? જા તારૂં કાળું કર, હું આજથી તારી બેન નથી. આપણાં ઘરની ધુળધાણી કીધી ને મને જીવતાં જીવત મારી નાંખી."

વીરબાઇ ઉઠીને ચાલી જવા કરતી હતી તેણીનો પુતળાંએ રોકી ત્યાર પછી શું થયું તે હવે આપણે બીજાં પ્રકરણમાં જોઇશું.

## પ્રકરણ—૪૮.

### નફ્ફટને નાક નહી !

વીરબાઇ ઘણીજ ખીન્ન થઇને ચાલી જતી હતી. તેણીને પુતળાંએ રોકી તે આપણે ગયાજ અંકમાં જોયું.

વીરબાઇને ઉભી રહેતાં જોઈ પુતળાં લીમજી આગળ ગઇ અને ફસડાઈ પડીને તેના કાનમાં કરગરીને કહ્યું.

"ઉભી રહે વીરબાઇ, એમ દોડાદોડી કરીને કાંહાં જવાની છે. સાંભળી લે. મારીજ ધણીઆણી મને શીખામણ આપેછ. કે આ બીનાનો થોડોક ભાગ તારેથી છુપાવવો. પણ શું કામ? નવાણું તાંહાં ભરીઆ સો. જાંહાં ચાર પાંચ જણે પાપ કીધું તો તે બધાંમાં હું એકલોજ કાંય ભુંડો થાઉં ? હું જો લફંગામાં ખપું તો પછી મારા બાપ મારા કરતાં સાત લફંગા વધારે હતા તેવણ કાંય છટકી જાય ? મુવા તેથી શું પાપ ધોવાઈ ગીયું કે ? હું તો ફરજને મારે ફસીઓ પણ તેવણે તો સાફ ચોટાઈ કીધી."

આ મુવો પાછળના કદુવાના કઠણ શબ્દો સાંભળીને વીરબાઇએ ચીસ પાડી ને કાને હાથ ધાંકયા. તે કાંઇ બોલવા જતી હતી પણ તેની જીભ બંધાઇ ગઇ. બાપ ને ભાઈ, બંને ગુનેહગાર !

દસતુરજી આ વાર વીરબાઇ આગળ દોડી ગયા અને તેણીને પટાવીને દીલાસો દેવા લાગ્યા પણ વીરબાઇજીએ કશો જવાબ દીધો નહીં. આખરે લાઇલાજ થઇ દસ્તુરજી બોલ્યા.

“ભાઇ હીમજી, બેઅદબી માફ છે. પણ શું આએ વાત ખરી છે અને જો ખરી હોય તો તમારા મરહુમ પીતાએ મરતી વખતે કાંઇ છુપી વાત તમને સોંપી હતી તેજ એ હોવી જોઇયે, જો હું ભુલતો નહી હોવું તો બાપુજીએ પ્રાણ છોડતી વખતે તમને સોગંદ આપ્યા હતા કે તમે હકદારનું હોય તે આપી દેવું. અગર એવણ જીવવા પામ્યા હતે તો જરૂર કંઈબી કરતે. વાસતે હવે મુવા પાછળ તેવણની ગીબત કરવાનો તમને હક નથી.”

પણ ફોકટ, બધું ફોકટ. હીમજીએ જવાબ દીધો “હુબંગ બધું હુબંગ, બાવાજી મરવા સુતા ને' જાણયું કે હવે છાતીએ બાંધીને કંઈ લઈ જવાનું નથી એટલે ફરેસતા થઈનીકળયા. સાતસો ચુવા ખાકે બીલ્લી હજકુ ચલી. એવણને હકદારનું એટલું બધું લાગી આયું તો આટલાં વરસ કાંહાં ઢંકાઈરહયાતા? છેલ્લી ઘડીએ એવણ મને ગરદન મારવા નીકળયા તો પછી હું તેવણનો શાનો સરોપરો રાખું. બોલ અરદેસર, હવે તું કહેછ શું?”

પણ અરદેસર ગુપચુપ ઉભો થઈ રહયો. તેના દીલમાં એટલું દુ:ખ થતું હતું કે તેની આગળ વીરબાઈનું દરદતો કુચબીસાદમાં ન હતું. પોતાનો બાપ પૈસાને સારૂં ટવળીને મરી ગયો, તેની માં પોતાનાં બચ્ચાંઓને પાળવા સારૂં દલદેસરી કરીને માગંલાગી યાને તે પોતે બચગીમાં ઓશીઆળો હેરાન થયો તે બધાં કારેસતાન આએ બાપ બેટાના! તે હવે શું બોલે? ને હજુબી આ ચોટ્ટા પીત્રાઈની તાના જાની કેવી?

પણ આ વાર અરદેસરની નજર પુતળાં ઉપર પડી તે લાજને મારે ડોકું નીચું નમાવીને ઉભી રહી હતી. તેણીનો નાચાર દેખાવ અને ગમગીની જોઈ અરદેસરનો જીવ બળીને ખાક થઈ ગયો. તેનાથી વધારે ખમાયું નહી. જાણે કોઈ પરીને કોઈ ખવીસ ચાબુકનો માર મારતો હોય તે વારે અંગમાં કંપારી છુટે તેવું તેને થવા લાગયુ. ને વળી બીજું શું ? આ બધું શોધી કહાડનાર, પોતાના બેટાને નુકસાન થાય તેની દરકાર વગર ખરાંને ખરૂં કરનાર પુતળાં પોતે !

લીમજીએ જોયું કે અરદેસર જવાબ આપતો નથી એટલે ચીરડાઇને ઉઠી ઉભો થયો.

"ઠીક છે, અરદેસર તું જબાં ખોલતો નથી કારણકે તારા બાપને થયલા ગેરઇનસાફથી તારૂં મન ખાટું થયુંછ. પણ તું આવાં સંકટમાં કોઈવાર આવ્યો નથી. પણ હવે બંધુ થઈ ચુકયું. બાવાજીએ ચોરી કીધી ને હું તેવણુને પગલે ચાલ્યો. તારૂં નામ સાંભરીને મને ધ્રધરીને તાપ આવતી હતી કારણકે હું તુંને મારા જમ સમાન સમજતો હતો. પણ બચ્ચા તું લઈ લઇને શું લેશે? પૈસા લેશે, ટકા લેશે પણ મારી એક એવી મતા છે કે તેને તું આંગળી લગાડી શકનાર નથી. તું તારો જીવ પટકી નાખ. શાપુરજી એલાવીઆની છોકરી મારી સાથે સીખ માંગશે."

કસ્તુરજી અકળાઇને વચ્ચે પડવા જતા હતા પણ પુતળાં આડી પડી.

"નહીં દસ્તુરજી, ધણી ધણીઆણીના સવાલમાં તમારે વચ્ચે આવવુ નહીં. અલબતાં મારો ધણી તાંહાં હું. એની શરમ તે મારી શરમ. લુછાઇના હરામના પૈસા ખાઇને ગાડી ઘોડે ફરવા કરતાં હું પ્રમાણીક નીમક રોટી વધારે પસંદ કરૂંછ."

લીમજી બોલ્યો "ઠીક તારે, ચાલો ઘેર—કેમ પીત્રાઈ અરદેસર, બે ચાર દહાડાબી અમુને બંગલામાં રહેવા દેશો કેની? આએ ખુરસી ઉપરથી ઉઠયો ખરો પણ ચાર ડગલાંબી મારેથી ચલાતું નથી એટલે નવું ઝુપડું કાંહાં શોધવા જાઉં? અરદેસર શેઠ, જે ગાડીમાં હું આયો તે હવે તમારી છે. વાસતે તેજ ગાડીમાં ઘર જવાની રજા આપશોજી?"

અરદેસરે લીમજીને જવાબ આપ્યો નહીં પણ દસ્તુરજી ગમ ફરી કહ્યું "દસ્તુરજી, ખોદાને ખાતર એને ગાડીમાં નાખીને ઘર મોકલી આપો. આએ દેખાવનો હવે અંત આવવો જોઇયે. હવે મારેથી વધુ ખમાતું નથી. પુતળાં તારી હાલત જોઇ હું દલગીર છેઉં. ચાલ આન હું તુંને ગાડી સુધી મુકી આઉં."

"નહી—તે મારૂં કામ છે." એમ બોલી પુતળાનું પાંખરૂં પકડીને લીમજી નીચે ઉતરયો.

"ઓ લીમજી, ગામને ખાતર આમોસ કર. તારી એબ તો તેં તારે હાથે ઉગાડી છે પણ તારા પીતાનો આ પાપમાં કેટલો ભાગ છે તે કોઈ જાણતું નથી, તારે નકામું શું કરવા તારી બેનને દુ:ખ કરેછ?"

પણ આ નાજુક લાગણી ભુંડો લીમજી સમજી શકયો નહીં. પુતળાંનો હાથ તરછોડી નાખીને તે સરબોઆ ઉતરી ગયો.

---

## પ્રકરણ—૪૯.

### ખાલેસ પ્યાર તે એ.

પણ આ સઘળો વાર વીરબાઇ માથે હાથ દઇને પડી રહી હતી. જેવાં સઘળા લીમજી અને પુતળાને મુકવા નીચે ગયાં કે તે ગુપચુપ ઘરની બાહેર પડી અને પાછલે રસતે એકલી ઉતાવળે ચાલવા લાગી. દસ્તુરજી જ્યારે પાછા આવ્યા ને જોયછ તો વીરબાઈ મળે નહીં. તેવણુને લાગું કે આ છોકરી શરમને મારે તેમની ગોઠવાયલી સગાઈ તોડી નાખશે. તેવણુ પોતેબી ઘરમાંથી બહાર પડયા અને વીરબાઈને આઘેથી જોઈ તેણીને ઉભી રહેવાની ઈસારત કરી.

"કેમ દસ્તુરજી, તમારે મારી પાછળ આવવું નહીં હતું. એકાદ બે દહાડા પછી હું પોતેજ તમુને કહેવાડતે પણ જારે હવે તમે આયાછ તારે તો બોલી દેવો, તમે શું કહેવા માગોછ? હું હમણા તો ઘેર જાઉંછ પણ ખાતર જમે રાખજો કે આજની રાત પછીથી એ ઘેરમાં હું પગ મુકનાર નથી."

"પણુ કાંય, એમ કાંય? એટલી બધી શું ઉતાવળ છે? તમારા પીત્રાઈ તમુને કહાડી મુકશે?"

"નહીં નહીં, હું અરદેસરનો વાંક કહાડતી નથી. પણ લીમજી સાથે એકજ ઘેરમાં એક કલાકબી રહેવા સામે મને સખત વાંધો છે. મારે એનું મોહોનું જોવુ નથી. અરે મારા પેટમાં શું થાયછ તે તમે સમજો નહીં

બસ આએ છેલ્લા એક કલાકમાં મારૂં માથું ફરી ગીયું છે. તમારી સાથે હમણા ચાલતાં ને વાત કરતાંબી શરમને મારે મારૂં મોહોત થઇ જાયછે."

"મારી વહાલી વીરબાઈ, હમણા ઘા તાજો છે તેટલાં એમ લાગશે પણ વખત જતે બધું સમાધાન થઈ જશે. જયાં સુધી આપરે પોતે પાપી નથી તાંહાં સુધી આપણે સંતોશ માની લઇને એક બીજાને ધીરજ આપવી જોઇયે. હવે ચંદ રોજમાં તારી મુશકેલી તે મારી મુશકેલી એમ ગણુવાનો વખત આવી લાગશે ને તે પછી તારે લીમજીને મળવું કે નહીં તે તારી ખુશી ઉપર રહેશે. વાસતે ધીરજ ધર—એવી વખતે ઉતાવળ કીધામાં ફાયદો નથી."

"નહીં—તે—હું બી જાણુછ. પણ મારાં કુટુંબ ઉપર આવેલી આવી શરમ પછી હું તમારૂં કુળવંત નામ મારાં નામ સાથ જોડીને બગાડવા ઇછ્યતી ન થી."

"તારે શું તું દગો રમીને મારી જીંદગી ધુળધાની કરવા માંગેછ? હું આજ સુધી એમનો એમ રહયો અને જયારે હવે ઠોકી ઠાકીને સોજજો રૂપીઓ લેવાને મન કીધું તારે તું એમ મને ગામમાં ફજીઅત કરવા માંગેછ?"

"હું અતયંત દલગીર છું પણ મારો બીજો ઉપાય નથી. હું આ કંગાળ ઘેર છોડીને મારી માસીને ત્યાં જઈરહેવા ધારૂંછું પછી જે મારા નસીબમાં હોય તે ખરૂં."

"ત્યારે તારે વીશે અરદેસર જે પૈસા સંબંધી ગોઠવણ કરવા ધારે તેબી તું લેવાની નથી?"

"નહી, એક પૈ નહીં. અલબત બપાવાનાં લખેલું છે કે બાપુજીના છોકરાંઓ સારૂં માણેકશા કાકાએ કાંઈ બંદોબસ્ત કરી આપવો, પણ વીસ વીસ વરસ સુધી બાવાજી પોતેજ પારકી મતા પચાવી પડયા તો પછી માણેકશાના વારસો ઉપર અમારો હક શું રહયો? જો અરદેસર વીસ વરસનું વ્યાજજ કહાડે તો અમે કયાંનાં કયાં ઉડી જઈયે."

"અરે પણ નાદાન છોકરી, શું અરદેસર એવો છે કે તમારા આવા વખતમાં તમારીપર આવું લેહેણું કહાડશે?"

"તે તો કેમ કહેવાય? પૈસો અજબ બુરી ચીજ છે. તેમાં વળી એની ઉપર આવો ઠાગો થયો એટલે એ ખીજાય તો એનો ઘણો વાંક નહીં કહેવાય. વળી એ જો ચાહે તો લીમજીને કોરટનાં પીજરાંમાં ઠગાઈ કરવાના વાંકસર ઉભો કરી શકે. તેમ થાય તો પછી હું કાંહાં ને તમે કાંહાં? એક ગુનેહગાર બંધવાની બેન તે શેહેરના દસતુરજીની ધણીઆણી; એમ કોઈ કાલેબી બને? આજ સુધી તો અમે એનું ચોરી ચોરીને ખાધું અને હવે તો મારાં દીલપરનાં ચામડાં સીવાય જે છે તે બધું એનું છે. હવે શું કરૂં તે મને સમજ પડતી નથી."

આ પ્રમાણે બોલી વીરબાઇ ઝાર ઝાર રસતા વચે રડવા પડી. તેણીની ભરાયલી છાતી જરા વાર ખાલી થવા દઇ દસતુર દીનીયાર નરમાસથી બોલ્યા.

"ભલી છોકરી, તું એક વાત ભુલી જાયછ. આ બધા મામલામાં જફા ખમનારી કાંઇ તું એકલી નથી, બલકે

આગળ વધીને કહું તો તારાં કરતાં કોઇ બીજાની અવસ્થા વધારે માઠી છે. તું જો ચાહે તો સાફ કાને હાથ મુકી શકે કે બા ગુનાહની વાત ગુનેહગારને પુછો. તું જો ચાહે તો લીમજીથી દુર રહી ગામને બતાવી શકે કે તેનાં કામ તરફ તારી સખત નાપસંદગી છે. પણ હવે બીજી મેર પુતળાંનો વીચાર કર. તે લીમજીથી કેમ અને કયાં નાસવાની હતી? ખરેખરો ગેરઇનસાફ તો તેને થયો છે, પણ તે છતાં તે પોતાના ગુનેહગાર ધણીને કશાંબી મીઠ્ઠીનું મારયા વગર ઓસ્તવારીથી વળગી રહી છે."

"પુતળાંની ચાલ તમે પસંદ કરોછ એ જાણી હું અજબ છું. આ બધું રમખાણ એ દુકતીએ પેહલાંથી જગાડયું, ને વાત લંબાવીને સેવટે આ ઢેડ ફજેતા કીધા. તમે જાણોછ તો ખરા કે અરદેસર એના ઉપરથી મરી ફીટેછ તે છતાં એને એવું પગલું ભરવાથી પહરેજ રહેવું હતું."

"નહીં, નહીં, એમ સમજવામાં તારી ભુલ છે. તુંને કોઇઅી રીતનું દુઃખ નહીં થાય તે અટકાવવાની પુતળાંએ પોતાથી બનતી તજવીજ કીધી પણ લીમજી સમજયો નહીં. જાણે પોતાના પીતાની એબ જગ આશકાર કરીને પોતાને માથેથી બોજો હલકો કરી નાખવાની એની મતલબ હોય તેમ આ વખતે એ ગાંડાની કાની વરતયો છે."

"તારે શું મારા બાપની એબ તે અરદેસરની એબ નહીં? તે શું તમારી એબ નહીં? તમારા બોલવાપરથી તો જણાયછ કે મારા બાવાએ લુછાઇ કીધી તે તમે અગાઉથી જાણુતા હતા?"

"વહાલી, સચાઇ હવે ઘણીવાર છુપાવી રાખવામાં કાંઇ હાંસલ નથી. તારી આગળ પાટીઆં ગોઠવીને તુંને વાહી નાખવામાં હવે કાંઇ ફાયદો થાય એમ હું ધારતો નથી. ઘણા વરસની વાતપર તારા બાપે થોડી ઘણી વાત મારી આગળજ કરીને પોતાના ગુનાહનો સેહેજસાજ ઇસારો કીધો હતો. ત્યારેજ મને સખત વેહેમ ગયો હતો કે માણેકશાહની બાબદમાં કોઇ મોટો ઘોંટાળો થયો છે. પણ તે વખતે હું કાંઇ બોલ્યો નહીં. અરદેસરનેબી એવોજ વેહેમ પડયો હતો કારણ કે વગર લેવે દેવે લીમજી તેને જોઇને દાંત કચકચાવતો હતો, અને દુનીયાનો સરેસતો છે કે એક માણુસની ઉપર આપણે કાંઈ ગેરઇનસાફ કરયે ત્યારે તેના ઉપર ઉલટો વધારે કેહેર ચઢે"

"હવે શું કરૂં? લીમજી ગમે એવો હોય તેનું મને જેટલું દુ:ખ નથી લાગતું તેટલું બાવાજીની નાલાયકીથી લાગેછે. બાવાજી આટલા આટલા વરસો સુધી પારકાનું ધન લઈ બેસીને મોટા શેઠયામાં ખપ્યા એ વીચારથીજ મારૂં અંગ ધ્રુજે છે."

"મુવા પાછળ બોલ્યે નહીં. જુવાનીના તોરમા તેવણે ગુનાહ કીધો હશે પણ પાછળથી પસતાવો કરીને ઘટતો ઇનસાફ કરવાની તેવણની ઇચ્છા હતી એમ હું ધારૂંછ. કારણકે જયારે ત્યારે તેવણ ગુચવાચલા અને નાખુશ દીસતા હતા. મારી ખાતરી છે કે જો તેવણની હૈયાતી આવી ગજબનાક રીતે ખતમ થઇ નહીં હતે તો તેવણ જરૂર આએ ખોટાં કામનો રસતો લાવતે."

"આ શબદો સારૂં ખોદા તમારૂં ભલું કરો."

આ પછી તેઓ મુગે મોઢે લીમજીના—હવે ખરૂં કહીયે તો—અરદેસરના બંગલા તરફ ચાલ્યાં.

બળેલા ચોપડા, ભાગી પડેલાં ઝાડો અને બુંબાની નળીઓ જયાં તયાં પડેલી હતી અને રાતની આગની નીશાનીઓ બતાવતી હતી. આ સઘળું જોઇ નીસાસો નાખી વીરબાઈ બોલી:-

"આહા, મારાં જનમ ઘરને છેલ્લી સલામ. હવેથી એ મારૂં ઘર નહી પણ કેદખાનું છે દીનીયાર, મને માફ કરો, મારૂં દીલ તુટી ગયું છે."

"જે ઓરત પોતા ઉપર સંકટથી ગભરાઇને મારા ખાલેસ પ્યાર ઉપર બેવીશવાસ બતાવે તેને હું માફ કરી શકતો નથી, પણ મારા સખુન ઉપર ઇતબાર રાખી પોતાનોજ ગણે તેને સારૂં હું જીવ આપવા

તૈયાર છું. વહાલી તું ફોકટની મુશકેલી વધારે છે. આએ વીલ અચબુચ પાયું અને તે જણાતાંજ તમે લોકોએ બધો હક મુકી દીધો તે સીવાય લોક બીજું કાંઇ વધુ જાણતું નથી, અને સામી તમારા લોકની દયા ખાસે વાસતે શરમાવાનું શું છે?"

"મને દુનીયાની પરવા નથી, પણ તમે મારે વીશે શું ધારશો? એક ગુનેહગાર, ઠગારા બાપની બેટી અને તેથી વધારે ઠગારા ભાઇની બેન! નહી, દીનીઆર, એવી નીચી પંકતી ઉપર તમોને ઘસડવા જેવી હું નાલાયક નથી."

"તારી ભુલ છે. ઠગારો શબ્દ કઠણછે. આ લોકોએ હોશીયારી કીધી પણ તેઓ ખરા ઠગારા નથી. વીરાં હું તુંને તારાં વચનથી છોડનાર નથી. કોર્ટ દરબારમ, તારો ભાઈ ગુનેહગાર ઠરે તોબી તું તારાં વચનથી બંધાયલી છે."

"જેમ તમારી મરજી. પણ બંધવાનાં પીંજરામાં લીમજીને હજીબી ઉભો કરવાનું અરદેસરના હાથમાં છે તે યાદ રાખજો."

"જો, તેજ તારી બીક હોય તો અરદેસર તરફથી હું જુમેદાર છું. હાફુસનાં ઝાડપરથી ખાટાં લીંબુ ઉતરે નહીં. તું તારી માસીને તાંહાં બેલાશક જા પણ આજે નહી તો બે વરસે તું દસતુર દીનીઆરની ધણીઆણી છે."

વીરબાઈ દસતુર દીનીઆરની છાતી ઉપર માથું નાખીને રડી પડી.

"મારા વહાલા દીનીઆર—બસ—હું તારીજ છું."

## પ્રકરણ—૫૦.

### હવે પછી અરદેસર શું કરશે ?

વીરબાઈ સાથ સમજુતીભરી ગોફ્તેગો થવા પછી દસતુર પાછા ઘેર વળયા ત્યારે તેવણથી હસાઈ હસાઈ જવાતું હતું. ખબર મળી કે અરદેસર ડાકટર તો ગાડી જોડાવીને બહાર ગયો હતો. કારણકે પોતાની ખુશાલી ઘટતી હદમાં દબાવી રાખવા જેવી શાંત સ્થીતીમાં દસતુરજી ન હતા.

રાતના છેક મોડેથી જમવાની વેળાએ ડાકટર અરદેસર પાછો ફરયો, તારે તે ઘેરાયલો અને વીચારમાં દીસતો હતો. દસતુરજીએ તેને બોલાવવાની ઘણીબી તજવીજ કીધી પણ અરદેસરની ઉદાસી ઉડી ગઇ નહીં. આખરે જયારે તેઓ દીવાનખાનામાં જઇ એકલા બેઠા ત્યારે અરદેસરે પોતેજ વાત છેડી.

“મારા ખરા દોસત, આજના સવાર પછીના બનાવ પછી હું તદન બેખબરો બની ગયો છું. મારી વીચાર શકતી મંદ મારી ગઇ છે. હું ધીક્કાર અને દયા એ બે મજબુત લાગણીઓ વચ્ચે લટકતો થઇ પડયો છું. વાસતે તમારી સલાહ આપો કે મારે શું કરવું ?”

“દોસત, અરદેસર, હું કયારનો જોઉ છું કે તારો જીવ ઠેકાણે નથી. બોલની એટલું બધું તે શું છે કે તારી અક્કલ પહોંચતી નથી ?”

"હું ગુચવાઉંછ કે લીમજીના બાબમાં મારે હવે શું કરવું, જો એને જતો મુકુંછ તો ખોદાનો ગુનેહગાર ઠરૂંછ. જો એને સજા કરાઉંછ તો મારી આંખની કીકી સમાન વહાલી પુતળીને જખમી કરૂંછ. લીમજીની ઇજતની ખોવારી છે. વાસતે હવે મારે કેવો મારગ લેવો?"

"ખરી વાત છે. તારી હાલત કબસ છે તે હું સમજી શકુંછ. પણ લીમજીને જતો મુકે તો તું ખોદાનો ગુનેહગાર થાય તે તો હું આજેજ સમજયો. શું તું એને પોલીસનાં હાથમાં આપવા માગેછ?"

"તે પછી વાત. મારૂં મન એમ કહેછ કે પ્રજાની સલામતીને ખાતર જો મારે ફરજનો સીધો મારગ પકડવો હોય તો મારે લીમજીને સજા કરાવવીજ જોઇએ. અરે દસતુરજી વીચાર કરો કે એના બાપેભુલ કીધી અને પછી મરતી વખતે—ઘરટલાની વચ્ચે પોતાના ગુનાહનો એકરાર કરીને આએ છોકરાને સોગંદ આપ્યા તે સોગંદ એણે હવામાં ઉરાડી દીધા, તો પછી હવે બીજું શું એ ધણી નહીં કરે. જયારે ભરજુવાનીમાં એ એવો કઠણ હયાંનો થઇને આવાં કરતુક કરે તો ઘડપણમાં શું નહીં કરે? અરે પોતાની ધણીઆણી તરફની એની લાયકી તો જુવો. તે બચારી ખોદાને હાજર નાજર જાણી ખરૂં કરવા ગઇ તો એ નાપાકે તેને કેવી હેરાન ને પરેશાન કીધી? દસતુરજી જે રીતે એ લફંગા કારગા ધણીએ મને હીણ્યોછ અને મારેથી બે આઉ દુરનો દુર રહેવાની તજવીજ કીધીછ તે જયારે મને યાદ આવેછ

તારે મારૂં જીગર ફાટી જાયછ. આહ! એણે અતેરૂં કીધુ. જે દહાડેથી એણે મારી તરફ સુગ બતાવવા માડી તારથીજે મારાં દીલમાં વહેમ પેઠો કે આએ બધી સુગની પાછળ ભીતરમાં કાંઈ કારેસ્તાન છે."

"ખરૂં કહું તો મનેબી પહેલાંથીજ શક હતો પણ છોકરા તરફ્ નહીં. હું તો ધારતો હતો કે બધો પ્રપચ બેહેસ્તી બાપુજીનો છે. પણ રફીક મારા, આજે પાપ વગરની દુનયા નથી. આપણે બધા પાપી છેયે. કોઇ વધતા ને કોઇ ઓછા. હું તો ધારતો હતો કે એક કંગાળ માણુસની કંગાળ ભુલ સામે તું મોટું મન બતાવશે."

"પણ કાંય? કોઇ પાપી ગુનેહગાર ગભરાટને મારે પાપ કરે અને પછી પસતાઇને નરમ પડે તો જુદી વાત છે પણ જે ચોરી ઉપર સરજોરી કરે અને પોતાના પાપમાં મોટાઇ માને તેના તરફ્ દયા કરવી એ ખુદ પાપનું કામ કરવું હું સમજું છ. અરે પણ એ મુજીનાં સર્વેથી મોટાં પાપને તો આપણે ભુલી જઇએછ. એ ભુંડા બાપનો ભુંડો બેટો છતી આંખે આંધળો થઇને એક ફરેસતા રૂપી છોકરીને ફસાવીને તે સારૂં મનમાં મગન થાયછ! આહ! જાણે એવું થાય છે કે એના ડોળા કહાડી નાખું."

"જરા ધીરો થા અદી. તું આજે અસાધારણ રીતે ઉસકેરાઈજાયછ. અગર પુતળાં તરફ ગેરઇનસાફ થયો હોય તો તેની ફરયાદ કરવાનું પુતળાંનું કામ છે. તે જો હમણા પોતાના પાપી પતીથી જુદી રહેવા માગે તો તેમ કરવાને મુખત્યાર છે."

"અરે નહીં---નહીં—તમે હજી પુતળાંને ઓળખતા નથી. ખુદ દોજખાના ગારમાંબી તેનો ધણી પડશે તો તાંહાંબી તેની ઇજ્જત જાળવવા એ છોકરી જીપલાવશે એવી તે મોટાં મનની છે. એ છોકરી પોતાના ધણીને છોડે! કબુ નહીં. અરે પરવરદેગાર, આ નામોશીમાંથી પુતળાંને છુટી કરે તો હું મારી આગલી તથા હમણા મળેલી બધી દોલત આપી દેઉં."

અરદેસર ઇઝીચેર ઉપર બેસી ગયો અને પોતાની આંખો ઉપર હાથ ઢાંકયા. પુતળાંને માટે કાંઈ છુટકો નથી, પોતાંના ધણીથી છુટી પડવાને કાયદો તેણીને મદદ કરી શકતો નથી એવા વીચારથી અરદેસર બહુજ અકળાયો.

દસતુર દીનીયાર હળવેથી તેની આગળ ગયા.

"ભાઈ આ પ્રમાણે કીધામાં વાતનો છેડો આવવાનો નથી. શું કરવું તેનો હવે શાંતપણે વીચાર કરવો જોઇયે."

"તમેજ મારી તરફથી વીચાર કરયા કરજો. હું તો કાલે મુંબઇ જાઉંછ. મારૂં કામ એવું છે કે આવા નજીસ કુથલામાં માથું ઝીંકવા જેટલી મને ફરસુદ નથી તેથી ખોદાના શોકરાના કરૂંછ. હું લીમજીને કે પુતળાંને આજે મળવા માગતો નથી કારણકે વખતે તે લોકને જોતાં મારૂ માથું ફરી જાય. હાલ તુંરત તો હું એટલુંજ કરવા ધારૂંછ કે આએ મારા બપાવાનું વીલ છે, તે હું મારા સોલીસીટરોના હાથમાં મુકશ. તે લોકને હું ફરમાવશ કે બધું ખરૂં નરૂં કરીને તે લોકને જાહેર કરે. મારા બાપનાં સારાં નામને થકી તેમ

કરવાની મારી ફરજ* છે. હાલ તુરત તો હું બધાંને એમજ કહેવા ધારૂં છ કે આએ વીલ અકસમાતથી પાયું તયાર પછી હું વીલનો "પવર" લેવશ અને પછી લીમજી અને વીરબાઇને સારૂં શું કરવું તે માટેનો વીચાર કરીને ઘટતું કરશ. હું કાંઈ એ આળસુ પાડાને પડીને ખીચડો ખવાડવાનો નથી પણ વીરબાઇને એની શાદીને ટાંકણે શું આપવું તે મારૂં કામ છે. બીજું મારે ખાતર પુતળાંથી જાણી લેજો કે એનો શું વીચાર છે. જો એને હાલનાજ બંગલામાં રહેવાની મરજી હોય તો તે બંગલો એને મુબારક છે. પણ મને લાગેછ કે એ તાંહાં રહેવા નાજ પાડશે. જો તેમ થાય તો હું એ બંધ કરીશ, અથવા ભાડે આપીશ. પાછળથી એમાં એક સેનીટેરીયમ ઉંઘાડવાનો મારો વીચાર છે. હું આગલો પાછલો હીસાબ પેલા પાપી પાસેથી માગવાનો નથી કારણ કે પુતળાંનો તે ધણી છે. પણ તેણીના બેટા નાના માણેકને હું ચોકસ સરતોએ મારો વારસ કરીશ. હું હવે પરણનાર નથી."

"શાબાસ અદી-શાબાસ—એ અભાગ્યા પુરૂશ ઉપર તું વેર લેવા માગતો નથી એ સાભળી હું બહુજ ખુશ છઉં."

"શું કરૂં—બીજો ઉપાય નથી. એમ કરવામાં હું મોટું દીલ બતાઉંછ એમ હરગેઝ સમજતા ના. નહીં નાહીં—એની ધણીઆણી અને એના મરનાર સસરા શાપુરજી એલાવયાએ ગોયા એની સલામતી માટી પાસેથી વેચાતી લીધીછ. બીજુ અમારા બાપદાદાનું નામ અને અટક, વીરના બાપની અટક, તમારા સાસરાં નામની અટક બતંબે સુધી પહોંચે તે જોવાને હું રાજી નથી. મુઓ, એ હવે, એનું નામ બાળી મુકો."

"વારૂં બીજી કંઇ ફરમાસ?" દસતુરજીએ પુછયું.

"બલો એટલુંજ. હું મુંબઇથી વધુ લખશ. તેટલાં પુતળાંના મનમાં શું છે તેથી વાકેફ થઇ મને ઘડી ઘડી લખ્યા કરજો. તમે જે મત આપશો તે પ્રમાણે હું ચાલવાને કબુલ છેઉં. એ છોકરી હવે અગાઉ કરતાં પોતાના સોભતા ધણી ઉપર વધારે જીવ પછાડશે પણ તેનો ઉપાય નથી. દસ્તુરજી. જરા સાંભળી લેઓ. જો આએ વીલ ખરેખર અચપુચ હાથ લાગતે, જો લીમજીને તેની કાંઇ ખબર નહીં હાતે, જો લીમજીએ જરાબી ઇનસાફ કરવાની વલણ બતાવી હોતે તો હું એની પાસેથી એક પૈ નહીં લેતે તે કંઈ એને કહેવાની જરૂર નથી કારણકે તે માનેબી નહીં, પણ તમે તો માનશો. ચાલો હવે સાહેબજી."

## પ્રકરણ—૫૧.

### છેકના છેડા સુધી નીમકહલાલ.

પુતળાં અને લીમજી દસતુરજીના બંગલામાંથી પોતાને મકાને ગયાં પણ તેઓ વચ્ચે એક હરફ વાત થઈ નહીં. લીમજી તો એવો ધીલો ધચ થઇ ગયો હતો કે ગાડીમાં મુડદાં જેવો પડી રહયો. ઘર પોહચતાંજ તે લથરતો પથરતો પોતાના ઓરડામાં ભરાયો, અને પુતળાંને અંદર આવતાં અટકાવી.

જરા વારે વીરબાઇજી આવી પુગી અને મુગે મોહાડે પોતાનાં કપડાં ટ્રંકમાં સીચવા માડયાં, પુતળાં ગભરાઇ ગઈ અને તેનું કારણ પુછતાં વીરબાઈ બોલી.

"હું તો મારી માસીને ઘેર જાઉં છ."

"પણ શીમજીને મળીને જશો કેની?"

"નહીં—મને એનું કાળું મોહોડું જોવું નથી. મને તારી સાથ ઘણી વાત કરવાની ઉતી પણ હવે વખત નથી. મારો જીવ ઘણો રંજીદા છે. તોબી કહેવા વગર ચાલતું નથી કે તારી હીમમત ઉપર હું આફરીન કરૂં છ. તારો જરાબી વાંક નથી. હું અગાઉ તારી સાથ તરડાઈ પણ તેમાં મારી ભુલ હતી. હું તે સારૂં દલગીર છેઉં."

"બસ, બેન. આમ બોલીને મારાં જખમાયલાં જીગરને વધારે કાંય ચોબેછ? બસ. તું મારી આગળ રહે. કાલનો દહાડો તો રહે?"

"એક મીનીટ નહીં. હું તો તુંનેબી ભલામણ કરૂં છ કે તું ને તારો દીકરોબી આએ ઘરમાંથી નીકળી જાઓ. તમે એ ધાણીની સાથે રહેવું નહીં જોઇયે."

"નહીં બેન જરા વીચાર કર. જારે અમે પરણયાં તારે શું એવી બોલી કીધીતી કે એ જાંહાં સુધી સારો ચાલે તાંહાં સુધીજ અમે ધણી ધણીઆણી? હું તો બીજા વીચારની છેઉં. એતો બોહાને બાર બંધાયલું જોડું. ભલોબી નીકળે કે ભુંડોબી નીકળે પણ આખર કરે ને એ મારો ધણી."

. "પણ ધણી થતાએ તુંને પરણતી વખતેજ ઠગી."

"તે હું જાણુંછ પણ તે તો મારાં નસીબ. એક વખત આંધળી થઇને.પાંખડું પકડયું કે પછી એવો વીચાર કરીને દીલ આઝોરદે કરવામાં હાંસલ નથી. એ જાંહાં સુધી મને રાખશે ને તાંહાં સુધી મારા જીવમાં જીવ છે તાંહાં સુધી હું એની સાથ બંધાયલી છેઉં."

"અજબ છે. આટલાં કાળાં ધોળાં કીધાં, આવી તુંને ઠગી ફસાવી તોબી તું એના ઉપર જીપલાં નાખેછ"?

પુતળાં લાલ થઈ ગઈ. તેણીને જરા ઓછું આવ્યું "બેન, એ સવાલ એવો છે કે તે પુછવાનો સગી બેનનેબી હક નથી. મારાં દીલમાં શું છે તે મારૂં દીલ જાણેછ."

વીરબાઈ ગયા પછી પુતળાં પોતાના ઓરડામાં ભરાઈ અને ભવીશયનો વીચાર કરવા લાગી પણ ફોકટ. તેના માથાંમાં ધુંધવાટો થતો હતો. શું કરવું, કેવાં પગલાં ભરવાં તે તેણીને સુઝતું ન હતું. તેણીને પહેલાં તો લાગ્યું કે આ પાપી ઘર છોડી જવું જોઈયે પણ જરા ધીરજથી વીચાર કરતાં ઠરાવપર આવી કે કાલ સુધી થોભવું. આજે તો લીમજીને આસાએશ લેવા દેવી જોઇયે.

પુતળાં બહાર પડી અને માણેકશાહના ઓરડામાં જઇને ઝારબેઝાર રડી. એવામાં નોકર ગભરાયલો આવીને બોલ્યો.

"બાઈ બાઈ, માફ કરજો હો—પણ આજે શેઠ એમ કેમ કરેછ? સાડાબાર થયા ને હજી હેનાના પોહોડતા નથી ને ઓરડામાં ફરતા જાયછ ને બબડતા જાયછ. મેં કહયું

ડાક્ટરને બોલાઉં તો મને ધકકા મારીને બાહાર કહાડી મુકયો."

પુતળાં તુરત ઉઠીને વેહેલી વેહેલી લીમજીના ઓરડામાં ગઈ. જોયછ તો ઓરડો ઉથલપાથલ થઈ ગયલો. ખાના કબાટ બધાં ઉંઘાડાં અને કાગલોના ઢગ અહીંતહીં પડેલા. કાંઈ ટોપલો ભરીને જુનાં કાગલીઆં ફાડી નાખેલાં. લીમજી સદરા ઉપરજ બારીએ ઉભેલો.

પુતળાંને જોઈ તે ચીરડાઇને બોલ્યો "કેમ? મેં ના કહ્યુંતુની કે મારા ઓરડામાં કોઇએ આવવું નહીં? પણ હવે આવીછ તારે તો બેસ હું તુંને કાંઈ કહેવાનો નહી હતો પણ હવે કહુંછ."

આમ બોલતાંમાંબી લીમજીએ લપેરો ખાધો. આ માણસે પુતળાંનું નખ્ખોદ ઘાલ્યું હતું તોબી છોકરીનો જીવ તેની નબળાઈ જોઇને બળી ગયો. તે લીમજી ll આગળ બેઠી અને કોચની છત્રીપરથી એક શેઆલ લાવીને તેના ખભા ઉપર નાખી.

"તમે છેક નખાઈ ગીઆછ ને આવી ઠંડીના વખતમાં નાગા સદરા ઉપર ફરોછ તે ઠીક નહીં—લેઓ હું શેઆલ ઓઢાડું."

પુતળાંના શબ્દો લીમજીની છાતીમાં તીરની પેઠે વાગ્યા. તે જરા દમ ખાઈ બોલ્યોઃ—

"તું મને કહેછ, પણ તારે તું કાંય જાગેછ? મારી ઉંઘતો મેં મારવાડીને તાંહાં વેચીછ. જાંહાં સુધી હું મારા મનની વાત તુંને કહેવશ નહીં તાંહાં સુધી મને ચેન પડવાનું નથી. તું જાણતી તો હતી કે હું ભુંડો છેઉં પણ આટલો બધો પાપી ને રદ બાતલ છેઉં તે તો આજેજ જાણ્યું કેની?"

"હા—પણ હમણા વાત કરવાનો વખત નથી. તમે શું કહેવા માંગોછ તે—

"નહીં—હમણાજ સાંભળ. હું કેહુંછ કે તેં ને તારા દુકતાએ કાલનું કાલ ભરૂચથી જઈ સુરત રહેવું."

"ને તમે?"

"હું? હું બે ત્રણ દહાડા અહીંજ રહેવશ. હું બી તમારા લોક સાથે આઉં તો લોક કહેશે નાસી ગીઓ. કોણ જાણે, અદુના મનમાં કાંટો આવે ને મને પોલીસ પાસે પકડાવેબી."

"નહીં નહીં—ભીમજી તમે ખાત્રી રાખો, અરદેસર એવું નહીં કરે. અગર તમારે ખાતર નહીં તો વીરબાઇજીને ખાતર, એ કુટુંબની ઈજ્જત રાખશે. અરદેસર શું કરવા ધારેછ તે જો ખરી ખંખારીને કહી દેતો સારૂં છે પણ એવો સવાલ પુછવાનો આપણને હક નથી. ભીમજી, સેવટનું જણાય ત્યાંસુધી હું તમારી સાથે રહેવા માગુંછ. મને જવા ગમતું નથી."

"સેવટ! અંહં! ખોદા જાણે સેવટ શું આવશે."

"અરદેસર તમારી ઉપર ધાડ લાવે એ હું માનતી નથી તેમજ તે તમારી ઉપર લટી જઈ તમને ઘણું સરખું આપી દે તેમબી બનવાજોગ નથી. અગર એ આપવા માંગે તો હું લેઉંબી નહીં. આએ છુપાયલાં વીલને વીસ વરસ થયાં તે વીસ વરસના અરસામાં તમારા બાપે ને તમે જે પૈસા ખરચયા તે વયાજ સાથે પાછા માંગવાનો કદાચ અરદેસરને હક હોય. તેમ માંગે તો નહીં પણ લેહણું છોડી દે તો કેટલી મોટી રકમ પરનો દાવો અરદેસર છોડી દેશે તેબી ધ્યાનમાં રાખવું જોઇયે છે."

પુતળાંએ નવાઈ સાથ જોયું કે આ સઘળું સાંભળવા છતાં લીમજી કોઈબી રીતે સરેસતા પ્રમાણે ખીજાયલો દીસ્તો ન હતો. ઉલટું તેણે ઠંડે પેટે જવાબ દીધો.

"હા ગણુની. વીસ વરસનું ભોંય ભાડુંજ ગણીએ તો લગભગ ત્રીસ લાખ રૂપીઆ થાય ને વીયાજના વીયાજ સાથ ગણીએ તો—ઓ બાપરે—હીસાબ કોણ કરવા બેશે. અદુ એ માંગવા બેશે તેવો ગાંડો નથી ને માંગે તો લેશેબી શું? એ એમ દબાણ કરે તો ગામનું લોક હાખથુ કરે તે એ સારી પેઠે સમજેછ."

"એ તો જે વાજબી લાગશે તે કરવાનો, ગામના લોકની એને પરવા નથી."

"ઓહો, તમે હજુબી એના ઉપર મરી ફીટોછ કે? મારૂં નખ્ખોદ ગીયું, માણેકનો ઘાન નીકળ્યો તે બધું કંઈ નહીં એ અરદેસર નેહાલ થયો એટલે બસ. અરે હું કેવો બેભાન બન્યો બસ હવે તો—

"લીમજી—તમે એમ બોલીને મારા જીવને બાળોછ તે સાથ તમારી પોતાની તબીયતની ધુળધાની કરોછ. એ અરદેસર સાથ મને શું સનાન સુતક છે. આજ પછીથી હું એનું મોહોડુંબી જોવા પામવાની નથી. એ ગમે એવોબી ભલો હશે તો એને ઘેર રહયો ને તમે ગમે એવાબી ભુંડા હુશો તોબી મારા પોતાના. લીમજી, હવે બધું બાળી બોરી નાખો ને હું તમારી સાથે રહીને આપરે નવેસરથી સંસાર માંડીશું. તમે જારે મને પરણી લાવ્યા ત્યારે તમારામાં જે મીઠાસ ને સચ્ચાઈ ઉતી તે કંઈ બધી નાહસી ગયલી તો નહીં હોય. તમારી ઉપર પડેલી જફાઓએ તમારી બુધ્ધી જરા ફેરવી નાખી હોય એમ હું માની શકુંછ, પણ હવે એ મુશકેલીઓનો છેડો આવ્યો એટલે હવે પાછા અસલ લીમજી થઈ જાઓ."

આ પ્રમાણે બોલતી વાર પુતળાંની આંખમાં આંસુ આવી ગયાં હતાં અને તે લીમજીને પસવારતી હતી. લીમજી ગદગદીને બોલ્યો:—

"પુતળાં પુતળાં, તું કેવી મીઠી છે ને હું કેવો, અભાગ્યો, મારી જીંદગીમાં મેં એકબી સારૂં કામ કીધેલું યાદ નથી. પણ એકજ વાત સાંભળી લે. એકજ વાત બને તો મારી જીંદગીનું પરમાન. મેં મારૂં બધું દેવું તો ભરૂયુંછ પણ હજુ મને ત્રણ લાખ રૂપીઆ ભરવાના છે. મેં એ રકમ સારૂં ચીઠીઓ લખી આપી છે. ને આવતા બુધવારે તો તે પાકશે ને રૂપીઆ ભરવાજ જોઇએ. મેં અંજીર બાગ મારગીજ મુકવાની ને આએ રૂપીઆ

ઉભા કરવાની બધી તજવીજ કીધી હતી પણ—પણ પુતળાં ને–તું જરા બીજા દશ દહાડા થોભી હોતે?"

"પણ આટલા બધા રૂપીઆનું દેવું શાનું?"

"તું નહીં સમજે. ધંધા ધાપામાં નુકસાન જાય તો દીવાળુંબી કહડાય પણ આએ દેવું જો નહીં ભરૂં તો મારૂં નામ કલબમાંથી કહાડી નાખવામાં આવે. તે કરતાં તો મોહત હુજાર વખત ભલું."

## પ્રકરણ—૫૨.

### પારકી આસ સદા નીરાસ.

શીમજી આ બધો ખુલાસો શા માટે આપતો હતો તે પુતળાં સમજી નહીં.

"મારી પુતળાં, આખર કરે ને તું ને હું એકજ છેયે તે સારૂં મારી મુસકેલીઓનો થોડાક ખ્યાલ તુંને આપવો જોઇયે. જો આએ મારૂં દેવું નહી અપાય તો મારી જીંદગી નકામી સમજની."

પુતળાં નીચું ડોકું રાખીને ચુપ ઉભી રહી. શીમજીની કાકલુદીનો શું જવાબ આપે? દશ દશ વરસ સુધી જે ધણીએ હરેક જાતની હાંડાઇમાં દીવસ ગુજારી આ ગરીબ ઓરતને માકુ માકુ બોલાવેલી તે ધણી જ્યારે લાચારીએ આ પ્રમાણે ફુસલાઈ પડયો ત્યારે પુતળાં તેનાં દરદમાં હમદરદીક થઈને લોહ બાળવા લાગી. તે વીચારવા લાગી

કે કાંઈબી કરીને આ મુશકેલીમાંથી લીમજીને છોડવવો જોઇયે. પોતાનાં નામપર મરહુમ શાપુરજી એલાવીઆએ જે રકમ કહાડી હતી તે ખુશીથી વાપરી કહાડવાને તે તેયાર હતી અને તે વીશે પોતાના 'એકઝીક્યુટરો' ને અસેમસે ચાંપીબી જોયા હતા, પણ શાપુરજીનું વીલ એ દેવાંની બાબદમાં એવું સતખ હતું કે કાંઈ વળયું નહીં. હા, એકજ ઉપાય બાકી હતો અને તે અરદેસર પાસે રૂપીઆ માંગવાનો હતો પણ તેમ કરવા કરતાં તે મરવું વધારે પસંદ કરતી હતી.

પુતળાં ઉંઠી તેણીનો ચેહેરો ગમગનીથી જરદ મારી ગયલો હતો. "વહાલા લીમજી, આએ વાત હાલ તુરત તો બસ. કાલે આપણે જોઈશું. તમે હમણા સુઈ જાઓ તો હું ઘણી ખુશી થવશ."

પુતળાંએ સઘળાં ખોલાઈ પડેલાં કાગલીઆં સમા કીધાં અને ખાનામાં ઉંચા મેલ્યાં.

"ચાલો હવે - પોઢી જાઓ, હું મસાલને મોકલું છ. તમને નબળાઈ ઘણી લાગેછ તેથી ઉઠતા ના. મારા સમ."

"નહીં ઉઠું—હું સુઈ જાઉંછ—પણ કોઇને મોકલતી ના. તુંબી જઇને સુઈ જશે એવી કબુલાત આપ. તું ફરીઆ કરે તો મને ઉંઘ આવતી નથી."

"નહીં—નહીં—હુંબી થાકી ગયલી છઉં."

પુતળાં ઘણી આગળ ગઈ કે લીમજીએ તુરત તેણીના હાથ પકડયા.

"પુતળાં—એકજ ઉપાય બાકી છે તે તું નહીં કરે? અલબત તે ઉપાય ઘણા નીચું જોવાડનારો છે પણ જો તે નહીં અજમાવ્યે તો મોત સીવાય ચારો નથી."

"અરે, પણ તે શું?" પુતળાંએ પુછ્યું.

"તું સમજતી નહીં? પેલો તારીપર ખુરબાન પરેશાન છે. તેને પટાવી સટાવીને—

"મુગા રહો—શરમ છે તમને. શું તમારૂં કંગાળ દેવું ભરપાઈ કરવા સારૂં તમે તમારી બૈરીની ઈજ્જત વેચવા માંગોછ? શું તમે મને હલકી બે આબરૂ વાળી સમજોછ? કહ્યુ નહીં—જીવ જાય તો એ વાત બને નહીં?"

લીમજીને જાણે કોઇએ માથાંમાં મુકકો મારયો હોય તેમ ઇઝીચેર ઉપર નસોસ થઇને પડયો પછી જરા વારે હુશીયાર થઇને પુતળાંના ફફડતાં નસકોરાંનો અર્થ સમજી જઇને વાત ફેરવી તોલી.

"નહીં—નહીં મારી ભુલ છે ને તું 'રાઇટ' છે. હું તો તારૂં હાર અજમાવવા સારૂં અમથું સેહેજ બોલ્યો. એમ કાંઈ બને?"

લીમજી આ પ્રમાણે બોલતો હતો ખરો પણ તે વખત તે પાણી પાણી થઈ ગયો હતો અને તેના હોઠ અને આંગળાં ધ્રુજતાં હતાં. પુતળાં જઇને જરા બ્રાંડી પાણી લઇ આવી અને લીમજીની બેહોંસ છતાં તેને પાયો અને તેને સુવાડીને ઠીક ઠાક કીધો. બધું ખલાસ કરીને તે જ્યારે બહાર પડવા નીકળી ત્યારે લીમજીએ તેણીને પાછી બોલાવી.

"પુતળાં—મને એક કોટી કર—એક વખત તારે મોહોડેથી બોલ કે તું મને માફ કરેછ—પહેલાંથી આજ સુધીનું બધું માફ કરેછ."

પુતળાં ગભરાઈ. અત્યાર લગણુ તો તે ફક્ત પોતાની ફરજ બજાવવા ખાતર આ બધું કરતી હતી પણ જ્યારે તેણીએ પોતાના ધણીને આવો નખાયલો. પીખાયલો અને આજેજ જોયો ત્યારે તેણીથી રહેવાયું નહીં. તે લીમજીને ખરાં હેતથી ભેટી અને ગુપચુપ ઓરડાની બહાર પડી.

પુતળાંના જવા પછી લીમજી પલંગ ઉપરથી ઉતરીને ખડો થયો અને ઓરડાનું બારણું માંહેથી બંધ કીધું. ઓરડો તમામ બારી બારણાંથી ખુલ્લો હતો તે બધી બારીઓ સંભાળથી બંધ કરી એકજ બારી ખુલ્લી રાખીને બગીચા ભણી જોવા લાગ્યો. દુરથી દસતુરજીના બંગલાના દીવાનખાનાની બતી જળતી હતી. અરદેસર હજુ જાગતો હશે. જે માંગણી તેણે પુતળાં મારફતે કરાવવા માંગી હતી તે માંગણી પોતેજ નફટ થઇને કરે તો! અરદેસર આગળ જઇને તેના પગપર માથું મુકે, તો કાંઈ વળે ખરૂં કે? વખતે નાબી કહે.

માણસ જાતનું હૈડું એક અજબ કરામતી સંચે છે. તેનાં બારીક ચકરની સમજ હજી આપણાંમાં પુરતી નથી. આજના આખા દીવસમા લીમજીએ ઘણી હીનપસતી અને ઘણું દુ:ખ વેઠયું હતું. તેથા તે ઘણો દબાઇ જઈ નરમ પડી ગયો હતો પણ ખરો સુધરયો ન હતો

તે હજી જેવોને તેવોજ હૈયાં મેલો હતો. પોતે કીધેલાં પાપ માટે તે પસતાતો ન હતો પણ પાપ કરતાં પકડાઈ ગયો તે માટે ખફા હતો. જો કંઈબી કરીને અરદેસરને ઉલથાપ આપી શકાઈ હતે તો હજીબી તે સુખી થતે. બાવાજીએ મરતી વખતે શ્રાપ દીધા હતા ખરા, પણ બાવાજી ગીઆ આહાનમમાં. તેવણ મરતી વખતે ડાહયા કાગડા થવા નીકળયા તો પેહલાંથીજ કાંય નહીં ભલા થયા.

હીમજીને પેહલાંથીજ વેહેમ હતો કે પેલું વીલ પુતળાંએ પડત ઓરડામાં છુપાવયું છે. પણ તે શોધી કેમ કહાડવું. જો આખો ઓરડો ઉથલપાથલ કરે તો પુતળાં સમજી જઇને વળી કોઈ બીજે ઠેકાણે છુપાવે તેથી આ કારગા શખસે નાપાકી કરીને ઓરડાને છુપી આગ લગાડી કે તેમાં જે હોય તે બળી જાય, પણ તેમાંબી તે ફાવ્યો નહીં.

હવે તે બારીએ ઉભો રહીને પોતાની આગલી જાહોજલાલી માટે વીચાર કરવા લાગ્યો. ઈજ્જતની તેને દરકાર ન હતી પણ જો પૈસા બચતે તો તે બધાને લોહોડાંના ચણા ચવાડતે. પણ એ બધા હવાઈ કીલ્લા ઉડી ગયા. પુતળાં છછણી પડી. તેણીને પટાવીને શીશામાં ઉતારવાની ઘણીબી તજવીજ કીધી પણ આ ચતુર છોડી છટકામાં આવી નહીં. ત્યારે હવે કરવું શું ?

છેલ્લો એકજ માર્ગ હતો. વર્નમાનપત્રોમાં એકાદ બે દહાડા ચાબાચીબી અને પછી બધું ખલાસ!

આ સઘળો વીચાર કરતી વખતે તેના ખીસામ મજબુત સુતરાઉ દોરડું હતું તે આ અભાગ્યા પુરૂષે બહાર કહાડયું અને તેને ભારવટીયા સાથ મજબુત બાંધીને પોતાના સત્યાનાશની શામગ્રીનો ખ્યાલ કરતો ઉભો.

આહ! અજલ આવી. દસતુરજીના 'હોલ'માં હજુ બતી બળતી હતી. ધીમજીનું ભેજું ભમતું હતું. તેના માથાંમાંથી તેની આખી જીંદગીનો ચીતાર એક પલકમાં પસાર થઈ ગયો.

કાંય? કાંય? તેણે અરદેસરને આટલો ધીકારયો હતો? તે ભલો નમાનો સાચ્ચો છતે ધીમજીએ કાંય—ઓ કાંય તેની દુશમની સાંધી હતી?

અફસોસ—અભાગ્યા ધીમજી—જે ધણીએ તુંને પોતાની ગરીબીની વખતમાં રૂ૫૦૦ની રકમ ધીરી, અને જે ધણીએ તારાં દીલમાંનું ઝેર ચુસીને તારી જીંદગી બચાવી તેને તુંએ ઉપકારનો એક અજુનબી નહીં કહયો! અરે કમબખત, તેં તારી જીંદગીનો શો ઉપયોગ કીધો? તું જવાન હતો તારે કેવો ખુબસુરત, કેવો હસમુખો! ને શું તારી સોનું રૂપ! શું તારૂં સુખ ને વૈભવ. જયારે બધાં તારી આગળથી ડાંહેબાંહે થઇ ગીઆં તારે આ ફરેસતા ખસલતની છોકરી નીમકહલાલીથી તુંને વળગી રહી. પણ આ—સઘળી ભલાઇને તું લાયક નીવડયો નહીં. હવે બાકીસ્થનુ વાંચન કાંય બાકું રૂસ-

કેલ નથી. અરે ભુંડા! જે ઘોડરને તેં કથીર સમજીને વીસારી મુકયું તે ઘોડર હવે બીજાને હાથ જશે. જે ઘર અને બંગલા ઉપર તું મગરૂર હતો તે ઘરમાં બીજાં વસશે. તારો પેટનો છોકરો બીજાની ઓશીઆળી રોટીને આધીન થશે.

આહ! લીમજી લીમજી—પારકી આસ સદા નીરાસ. બહેસતને દોજખ બધું અહીંનું અહીં છે.

ઉપલા સઘળા વીચાર લીમજીના મનમાંથી પસાર થઇ ગયા. સવારના ચાર વાગવા આવ્યા હતા ને લીમજી દાંત કચકચાવીને બોલયો:—

“બળી ગયું બધું. મારા પછી ગમે તે થાઓ. ચાર ઘડીની રમત છે—આંજે નહીં ને કાલે—બધાંને એકજ રસતે જવું છે. ઓ પુતળાં તારો ચેહરો હવે હું જોવા પામશ નહીં.”

લીમજીની આંખો આંસુથી ભરાઇ ગઈ હતી. તે ખુરસી ઉપર ચહડયો—ફાંસો ગળે નાખ્યો અને ખુરસીને ઠોકરે ખસેડી નાખીને પોતાના વહીવટનો હીસાબ તે કીરતારની હજુરમાં રજુ કરવાને સદાનો આફાની દુનીયાથી ચાલતી પકડી ગયો.

---

## પ્રકરણ—પ૩

### કીસ્સો કોતાહ.

હીમજી શેઠના અપઘાતથી શેહેરમાં કેવો હોહોકાર મચી રહયો હશે તે જણાવવાની અગત નથી. હજારો મોહોડે હજારો વાત ઉઠી. તેમાં કારોનરની જુરી આગળ જે જબાની પડી તેથી લોક મરનાર તરફ દયા બતાવવા લાગ્યું.

મરનારના પીત્રાઈ ડાકટર અરદેસરે અને દસ્તુર દીનીઆરે જબાની આપી તે એકસરખી હતી એટલુંજ નહીં પણ ભરૂસેદાર હતી.

તે લોકોએ જણાવયું કે આપઘાતને આગલે દીવસે બંગલાના એક ભાગમાં આગ લાગી હતી અને તે દરમીઆન એક પુરાણું વીલ હીમજીના બપાવાનું મળી આવ્યું હતું જેની રૂએ સઘળી મીલક્ત હીમજીના હાથમાંથી જતી રહી હતી.

મરનારને આપઘાત કરવાનો સબબ શોધવા જવાની હવે જરૂર શી હોય. બીમારીથી નખાઈ ગયલા એક પુરૂશ ઉપર પૈસાનું આવું દબાણ આવી પડે ત્યારે તે આ પ્રમાણે માથું ખોઈ બેશે તેમાં નવાઈ શી હતી.

આ જબાની સાંભળવા પછી ભરૂચવાસીઓ ઠંડા પડયા અને બે ચાર દહાડામાં તો વાત નવી જુની થઈ ગઈ.

તે છતાં લીમજીના માંગનારાઓ અને લેવડદેવડ ધરા-નારાઓ વમાસણમાં હતા કે તે લોકના પૈસા ડુબા કે કેમ. લીમજીની પોતાની એક પૈ ન હતી એટલે તે દેવું આપે કયા ચુલામાંથી. કેટલાકો આશા રાખતા હતા કે તેની વીધવા પોતાની ગીરોથી થોડું ઘણુંબી આપવા કહીને પતાવટ કરશે. પણ સર્વેની અજાયબી વચ્ચે લીમજીના ગુજરવા પછી એક માસે મુંબઇ, સુરત પુના તથા ભરૂચનાં સઘળાં વર્તમાનપત્રોમાં જાહેરખબર છપાઈ કે મરનાર લીમજી ઉપર કોઈનું કાંઈબી જાતનું હોય તે લેહેણું પુરાવા સાથે ફલાણા ફલાણા વકીલો ઉપર મોકલી આપ્યાથી સઘળું નાણું પૈએ પૈ પગાર કીધામાં આવશે.

આ જાહેરખબર દસ્તુર દીનીઆરે વાંચી તેવણ અજબ અજબ રહયા. જુરી પછીથી અરદેસર ડાકટર તો મુંબઇ જતો રહયો હતો એટલે તેઓને લીમજી વીશે કશી વાતચીત થઇ ન હતી. લીમજીના મરણથી અને સઘળા બનેલા બનાવથી અરદેસારને એટલો આંચકો લાગ્યો હતો કે તેને તુરતવેળા કાંઈબી પુછવાનું દસ્તુરજીએ વાજબી ધારયું ન હતું. તેવણ ધારતા હતા કે વખત આવશે તારે અરદેસર પોતેજ પોતાની મતલબ જાહેર કરશે.

પણ અરદેસરે તો તેમ કશું કીધું નહીં.

તારે આ જાહેરખબરનો અર્થ શો? અર્થ એજ કે લીમજીનું સઘળું દેવું પગાર કરી દેવાનું અરદેસરે કોઇની સલાહ વણા માથે લીધું હતું.

દસ્તુરજી ઉપલી જાહેરખબરવાળું પત્ર હાથમાં પકડીને ખુબ અદેશામાં ઉભા હતા. એવામાં ડાકટર દીનશા આવી લાગ્યા.

"ઓહો, તમેબી જાહેરખબર વાંચી કે? હું તેજ દેખાડવા આવ્યો હતો. દસ્તુરજી એક મેહેરબાની કરશો? આએ જાહેરખબર લઇ જઇને પુતળાંને દેખાડશો. જો કશાંથીબી એ બીચારીનું દુઃખ ઓછું થશે તો આએ જાહેરખબર વાંચીને શે."

"હું કેમ જાઉં? મને તો ઠીક લાગતું નહીં. અરદેસારના આ પગલાંના વાજબીપણા વીશે મને ઘણો શક છે."

"નહીં, દસ્તુરજી. આપરે અંદરની વાત જણાવવાને બંધાયલા નથી. પુતળાં હીરા જેવી સાફ છે અને પોતાના ધણીના કાવાદાવાથી તે શરમને મારે અધમુઆ થઈ ગઈ છે પણ જારે તે જાણશે કે અરદેસરે બધું ધોઈ નાખ્યું છે તારે મન સાથ સંતોશ પામશે."

"પણ એમ છે તારે તમે પોતેજ કાંય નહીં કહેતા? દસ્તુરજીએ હજી જરા આનાકાની બતાવી.

"નહીં—હાલ મારૂં કામ નથી. તમે જરા તમારા સદાના મીઠાસથી કહેશો તો વધારે અસર કરશે. એને અંહી ભરૂચથી કહાડવી જોઈયે, નહીં તો એ ઝુરીને મરી જશે. એને ખાત્રી આપજો કે તારા ધણીના નામને એક બાલની ઇજા આવવાની નથી."

આજ દસ્તુરજીને જવુંજ પડયું.

અંજીરબાગમાં કશો ફેરફાર થયો ન હતો. સઘળું અસલની પેઠે સમાધાન ચાલતું હતું. બલકે માળી, મસાલો ઉલટા વધારે ઉલટથી કામ કરતા જણાતા હતા. વાડી બગીચા સઘળા અસાધારણ રીતે સફાઈદાર દીસતા હતા. માણુસોને પોતાના નવા શેઠ તરફથી સખત તાકીદ મળી હોય તેવી સાફ નીશાનીઓ દીસ્તી હતી.

જુરીની તપાસ પછી દસ્તુરજીએ પુતળાંને જોઈ ન હતી. તે પોતાના ઓરડામાં ભરાઇ બેસ્તી અને મળવા આવનારાઓને ભેટવા ઉપકાર સાથે ના પાડતી.

ચાહારમને દહાડે તે એવી કાહેલી પડી કે ડાકટર દીનશાહને બોલાવવામાં આવ્યા અને તેઓએ આગલીજ ઓળખાણુવાળી નર્સ એલીસને બોલાવીને પુતળાંની આગળ રાખી.

પુતળાં હમણા સાજી થઈ હતી. પણ ઘણીજ નબળી હતી. અને તેણીને સારૂં ડુમસમાં એક નાનો બંગલો લેવામાં આવયો હતો.

દસ્તુરજી આવી પુગ્યા અને નર્સે બારણું ઉંઘાડી જવાબ દીધો કે બાઈ હાલ તુરત કોઈને મળી શકે એવી સ્થીતીમાં નથી.

"દસ્તુરજી, એવણુ કોઇ સાથબી વાત કરવા ના પાડેછ પણુ તેમ થવું ન જોઈયે. કોઈબી રીતે એવણુનો જીવ બેહલાવવો જોઈયે. ગરીબ બચારી મીસીસ લીમજી મારો જીવ એવણુને સારૂં ખરેખર જળે છે."

. "નર્સ એલીસ—તમે જઈને કહો કે હું ઘણી જરૂરી ખબર લાયો છુ."

નર્સ ગઇ અને દશ મીનીટ પછી પાછી આવી અને દસ્તુરજીને પુતળાંના ઓરડામાં દાખલ કીધા.

## પ્રકરણ—૫૪.

### સલામ—છેલ્લી સલામ.

દસ્તુરજી પુતળાંની હુજુરમાં જઇને ઉભા, પણ શું તેણીનો અવતાર! તેણીનું આંગ ગળાઈને હાડપીંજર જેવું થઈ રહયું હતું અને તે મહા મુશકેલીએ ઉઠીને ઉભી થઇ શકી. ચેહેરા ઉપરનો રંગ તમામ ઉડી ગયો હતો અને હાડકે હાડકાં અણીવાળાં બહાર નીકળી આવ્યાં હતાં. જાણે યમ દેવે તેણીના ઉપર પોતાની છાપ, મારી હતી એટલુંજ નહીં પણ તે જાણે પોતાના જીવથી ધરાઇને હવે છેલ્લે પાટલે બેઠી હોય તેવો સઘળો દેખાવ લાગતો હતો.

જ્યારે દસ્તુરજીએ તેણીનો હાથ પકડયો અને તે આતશ જેવો બળતો લાગ્યો ત્યારે દયાથી તેવણની આંખમાં પાણી આવી ગયાં. આ જોઈ પુતળાં પોતેજ બોલી:—

"મારા બાપ, તમે શું કરવા મારે ખાતર જીવ બાળોછ? હું તો હવે મુઇ. તમે કહેવાડયું કે તમે કંઈ ઘણા અગતના સમાચાર લાવ્યાછ તે શું છે?"

"મારી દીકરી; હું કઇ કહેવા આવ્યો હતો ખરા પણ તારા આએ હાલ જોઇને મારી જીભ ઉપડતી નથી."

"કંઈ મુઝાખો નથી. ગમીથી માણુસ મરી જવાનું હને તો હું કેદારની મરી ગેઈ હોતે. ધરક ધુજારાએ હવે તો મારૂં ચામડું સુન મારી ગયું છ."

દસ્તુરજીએ જોયું કે આ છોકરી ગમે એવી નાજુક દેખાતી હતી, સંકટથી દબાઈ ગઈ હતી પણ તેનામાં હીંમત હજી સીંહના જેવી હતી. તેવણે ગુપચુપ પૈલું જાહેરખબરવાળું ન્યુસપેપર ખીસામાંથી કહાડયું અને ટેબલ ઉપર પાંથરીને નીશાન કીધેલી જાહેરખબર બતાવી. વાંચતાં પુતળાંનો ચેહરો કેવા રંગ બદલે છે તે જોવાને દસ્તુરજી ઇંતેજાર હતા પણ પુતળાંએ કશાંબી ચીન્હ બતાવવા વગર જાહેરખબર બે વાર વાંચી જોઇ

"દસ્તુરજી, આએ જાહેરખબરનો અર્થ શો? એમજ કેની કે કોઇબી જાતનું દેવું હોય—ઘટતું કે અણઘટતું તે બધું પગાર કીધામાં આવશે?"

"હા બેટા એનો અર્થ બીજો કાંઇ નથી."

"શોકરાના તે દાદગર દાદારના હજારો હજાર વખત, અને આફરીન મોટાં દીલના અરદેસર તારી ઉપર. દસ્તુરજી, જ્યારે તમે અરદેસરને મળો તારે તમે એક મરવા સુતેલી ઓરતના હજારો હજાર દુવા કહી સંભળાવજો. તેને કહેજો કે તેણે આજે મને નવેસરથી જીવતદાન બક્ષયું છે. બસ. હવે મારો જીવ ઠર પડયો

છે. જોજો કે આજથી હું કેવી ટટાર થાઉંછ. હવે મારૂં જીવ્યું પરમાણ છે. અરદેસરે મારાં માથાં ઉપર મોટાં દેવાનો બોજો મુકયો છે તે દેવું મારે ફીટાડવું જોઇયે.”

* * * *

પુતળાં ભરૂચ છોડીને ડુમસ પોતાના નવા નાના બંગલામાં રહેવા ગઈ કે અરદેસર મુંબઈથી ભરૂચ આવ્યો, પણ અંજીરબાગમાં ઉતારો લેવાને બદલે અસલની પેઠેજ દસ્તુરજીને ત્યાં ઉતરયો. તે નખાયલો અને ચીંતાતુર દીસ્તો હતો.

ભરૂચ આવ્યા પછી તેણે બીજે દીને બાપુજી કોટવાલનાં વકીલને બોલાવીને દસ્તુરજીના દેખતાં હુકમ આપ્યો, કે લીમજીનું જેબી દેવું હોય પછી જુગારનું કે સ્રરતનું તે સઘળું વ્યાજ સીકકે સર્વેને ભરપાઈ કરવું. આ પ્રમાણે કરવાની રોકડ નાણાની મોટી રકમ જોઇએ એટલે તેણે લીમજીના સઘળા ઘોડા ગાડી વેચી નાખવાનો તથા અંજીરબાગ એસટેટને લગતાં સઘળાં મોટાં ઝાડો કાપી નાખવાનો હુકમ આપ્યો, એટલુંજ નહીં પણ દસ્તુરજીનાં તથા વકીલની મોટી અજાયબી વચ્ચે પોતાના ખીસાંમાંથી ચેક બુક કહાડીને એક લાખ રૂપીઆનો ચેક ભરી વકીલના હાથમાં મુકયો. આ બધું નક્કી કરીને તેણે વકીલને ફરમાવ્યું કે વીરબાઇજી જીવે જાગે ત્યાંસુધી તેણીને દર સાલ રૂ૫૦૦૦) મળે એવી

મતલબનું એક ખત તૈયાર કરવું તથા એક બીજું ખત, તૈયાર કરાવી તેમાં પોતાના ભત્રીજા નાના માણેકશાહને હસાબે દર સાલ રૂ૧૦૦૦૦) જમે થયા જાય એવો બંદોબસ્ત કરયો તથા પોતાની હૈયાતી પછી માણેકશાહને પોતાનો વારસ ઠરાવ્યો.

અંજીરબાગનો વજીફો ઘણો મોટો હતો અને તેમાંથી ફરૂટ વગેરેની દર સાલ હજારો રૂપીઆની પેદાશ થતી હતી. આ ફરૂટ અરદેસરે ભરૂચ અને મુંબઈની આસ્પીટલોના દરદીઓમાં વહેંચી આપવાનો બંદોબસ્ત કરયો. તેની મતલબ આ અંજીરબાગને એક સેનીટેરીયમના આકારમાં ફેરવી નાખવાની હતી પણ તેમ કરવા માટે હાલ તુરત નાણાંની મોટી રકમ જોઇયે એટલે તુરત વેળા તે વીચાર મોકુફ રાખ્યો હતો. આ ભલો ગ્રહસ્થ આટલાંથીજ અટકયો નહીં. પોતાના એસટેટ ઉપર જે જે ઝુંપડાં કંગાળ હતાં તે સઘળાં તોડાવી નખાવ્યાં અને ત્યાં નાહનાં પણ સુખશાંતીવાળાં દેખામણા મકાનો બંધાવીને ત્યાં સસતે ભાડે ગરીબ લોકને આણી વસાવ્યાં.

રાતનાં જયારે દસ્તુરજી અને અરદેસર જમવા બેઠા ત્યારે અરદેસરે વાત છેડી.

"મારા સાચ્ચા દોસ્ત, હવે તમારો ખુશીનો દહાડો કયારે આવેછ? વીરબાઈને હું મુંબઈમાં મળ્યો ને તેને ઘણું સમજાવીને શાદીનો દહાડો જલદી નક્કી કરવાનું વચન લઈ આવ્યોછ. દસ્તુર દીનીઆર, વીરબાઇને હું મારી સગી બેન સમાન સમજુંછ ને જે દહાડે તું મારો બનેવી થશે તારે મારો જીવ ખુશાલ થશે."

"અરે પણ બીરાદર, તું હંમેશ બીજાનાજ સુખની વાત કરશે કે તારાં પોતાનાં સુખનોબી વીચાર કરશે? મારાં મનમાં કંઇ વાત ઘોળાયા કરેછ તે કહી દેઉ?"

"દોસ્ત મને કંઇબી અપમાન લાગે એવું તો તું બોલશેજ નહીં તે હું અગાઉથી જાણુંછ પણ તું કંઇબી હાલ તુરત નહીં બોલે તો હું વધારે પસંદ કરૂં—હજુ તો આટલું બોલુંછ તેટલાં તું દલગીર થઇને મોહ કચકચાવેછ; તારે હુંજ પેહેલાંથી બોલી દેઉંની કે તું જાણેછ તો, ખરો કે તેના ઉપર મારો કેવો જીવ જાન છે અને તેના રૂખસાર ઉપર એક હસવાનો કતરો લાવવા સારૂં હું મારો જીવ આપું—પણ તે બોલ્યામાં ફાયદો શો?"

"કાંય નહીં—શું તારાં મનનો આએ ભેદ કોઇવાર બોલીને તું તેને કહેનારજ નથી?"

"કદાચ એવ્રોબી લાભ આવેબી, પણ હમણાં નહીં. ઘણાં વરસ પછી એનાં દીલનો જખમ રૂજાશે તારે કદાચ હું મારાં દીલની વાત બોલીશ. તારી શાદી પછી હું તેને ડુમસ મળવા જનાર છું. હું મારી નજરે જોવા ઇચ્છુંછ કે ત્યાંની દરીયાની હવા તેને ને માણેકશાને કેવી માફક આવેછ."

    

ઉપલી વાત થવા પછી બીજા બે વરસ વહી ગયલાં સમજો. એ મુદતમાં ઘણા ઘણા અગતના બનાવો બની ગયા હતા. અંજીરબાગને આવતી કાલે સેનીટેરીયમ દાખલ ખુલ્લું મેલવાની ક્રીયા થનાર હતી. ભરૂચમાં અરદેસરે એક મોટી આસપીટલ બંધાવી હતી તેનું કાલેજ વાસ મહુરત હતું. કાલેજ સવારના દસ્તુર દીનીઆરના પેહલા બુચાની પેહલી સાલગરેહ હતી. ભરૂચમાં આ પ્રસંગે ખુશવકતીમાં ભાગ લેવાને દસ્તુરજીએ પોતાના ખેશ કુટુંબને નોત્રાં કહાડયાં હતાં.

સવારના આઠ વાગતે ડરાઇંગ રૂમમાં ઈઝીચેર ઉપર વીરબાઈ અરડાઇને બેઠી હતી અને અરદેસર ડાકટર પાસે જઈ વાત કરતો હતો. આ નવા બુચાનું નામ વીરબાઈજીની ખુશીથી શાપરજી કરી રાખ્યું હતું. સર્વે ઘણાં ખુશાલીમાં હતાં. દસ્તુર દીનીઆર ડુમસથી આવતી પુતળ ને એસતેકબાલ લેવા સ્ટેશન પર ગયા હતા.

"મને ઘણી ફીકર લાગેછ" વીરબાઈ બોલી, "ઘણી મુદતે પુતળાં અહીં આવેછ તો રખેને જુના વીચારથી ને આગલું પાછલું યાદ કરીને નકામી દલગીર થાય. તું તો એને ડુમસ ઘડી ઘડી મળવા જતો હોશે અહી."

"નહીં. આએ બે વરસમાં એકજ વખત જઈ આયો, ને ફકત બે કલાક તાંહાં રહયો તો."

અરદેશર ઉઠીને બારી આગળ ગયો તેને શાંતીની જરૂર હતી. તેની નાડી ઉતાવળે ચાલતી હતી અને કાન ઝન ઝન થતા હતા. તેણે ઠરાવ કરયો હતો કે

• પુતળાં પાછી ડુમસ જાય તે અગાઉ એકવાર પોતાના કીસ્મતનો પાસો ફેંકી જોવો. આ કારણથી અરદેસર ઇંતેજાર હતો.

પણ પુતળાં આવી ત્યારે તેની સઘળી ઇંતેજારી નાહસી ગઇ. તે અસલના જેવી હસ્તી રમતી અને તનદરોસ્ત હતી. તેણીના ગાલ પાછા ભરાયા હતા અને આંખો સેતારાની પેઠે ચક ચક થઈ રહી હતી. તે જાણે પાછી અસલ પેઠે જુવાન બની જઇને દશ વરસની અગાઉની યાદ આપતી હતી. આવતાં વાર તે પહેલી વીરબાઇજી આગળ દોડી અને તેણીને વળગી પડીને ઘણો વાર સુધી ઉભી રહી, પછી ત્યાંથી છુટીને અરદેસરે શેકહેંડ કરવા હાથ લાંબો કરયો પણ તે ન પકડતાં તે અરદેસરને ઓવરણા લઇને તેનો બરડો પસવારવા લાગી

"અરદેસર તમે મને આજે બોલાવી તે ઘણુંજ સારૂં કીધું. વીરનું કાગલ નહીં આયું હોતે તોબી હું તો આવવાનીજ ઉતી."

અરદેસર તો મુગો મંતર થઈ ગીઓ. જવાબના શબ્દો તેના ગળાંમાં ખુટી બેઠા. તે પુતળાં ગમ એવા મુગા હર્ખથી જોવા લાગ્યો કે તે શરમાઇ ગઇ.

• બીજે દીનેની ક્રીયા સાથ આપણુને કામ નથી. સઘળું સમાધાનીથી પસાર થયું. પોતાના પતીએ ગુમાવેલી દોલતનો આવો સારો ઉપયોગ થતો જોઇ પુતળાંએ એવો હર્ખ બતાવ્યો કે સર્વે અજબ રહ્યાં.

બીજે દીને અરદેસરને ઘણુંજ કામ હતું એટલે તે લોકનો મેળાપ થયો નહીં પણ ત્રીજે દીને તેને લાગ મળ્યો. નાસ્તા પછી પુતળાંએ ઇચ્છા બતાવી કે જો બધાંની રજા હોય તો તે પોતાના બાવાજી શાપુરજી એલાવીયાનું ખાલી મકાન એકલી જોઇ આવે. પુતળાં ને જવા દઇને અને અરધા કલાક પછી અરદેસરબી તેની પુઠે ગયો. તેને હવે લાગતું હતું કે તેના પોતાના મનની શાંતીને ખાતર અને હવે પછીની તેની ચઢતી પડતીને ખાતર પુતળાં સાથ એક વાર ખરૂં નરૂં થવું જોઇયે.

જયારે તે શાપુરજીવાળાં ઘરમાં દાખલ થયો ત્યારે ત્યાં કોઇ કાણું ચલીઉં ન હતું. અરદેસરે બધા ઓરડા તપાસી જોયા પણ પુતળાં મળે નહીં. આખરે તે ભોંય-તળીએ ગયો, જયાં પુતળાં જડી. તે અગાઉના એ લોકના અભયાસના ઓરડામાં અભયાસનીજ ટેબલ આગળ બેઠેલી હતી. તેણીએ માથાં ઉપર હાથ ટેકવેલો હતો અને ઘણુંજ ઉંડા વમાસણમાં હતી. અરદેસર દાખલ થયો અને તેના ખભાં ઉપર ટકોરો મારી બોલ્યો.

"પુતળાં."

"ઓ! તમે અહીં? શું મને બોલાવવા આયાછ?"

"નહીં."

અરદેસરના હોઠ ઉજળા મારી ગયા હતા અને તે ઘણો ઉશકેરાયલો દીસ્તો હતો.

"પુતળાં, મારાં દીલમાં એક વાત છે તે મારે આજે તુંને કહેવીજ જોઇયે. હું ઘણા શબ્દો બોલનારૂં માણુસ નથી. જે મેજ ઉપર બાર વરસની વાતપર બેસીને આપણે સાથે વાંચતા હતાં તેજ મેજ આગળ આપણે ઉભેલાં છીયે. તે વખતથીજ હું તુંને મારાં જીગરના એક ભાગ તરીકે ગણુતો હતો અને હજુબી ગણું છું."

પુતળાંના મોહોપરનો રંગ ઉડી ગયો અને તેણીની પાંસલીમાં કંઇ દુખારો થઇ આવયો તે જોઈ અરદેસર બોલ્યો:—

"સબૂર—હવે ગભરાવામાં સાર નથી. હવે બધુ સાંભળી લે. તે વખતે મારી લાગણી શું હતી તે હું સમજી શકયો નહી પણ જ્યારે સમજવા લાગ્યો ત્યારે તું બીજાની ધાણીઆણી હતી એટલે મુગું બેસવા સીવાય મારો ઈરગ ન હતો."

"આહ!" પુતળાં ફક્ત બોલી.

"ખરેખર—આહ! મેં શું ખમ્યું છે તે કેહેવાનો વખત હવે વહી ગયો છે. પણ હવે મારો સવાલ નાખ-વાનો વખત આવ્યો છે ને તુંને જવાબ આપવો જોઇશે."

"આહ!"

"બસ! શું એટલોજ જવાબ? બાર બાર વરસના મેં સુકાવેલાં લોહીનો ફક્ત આટલોજ બદલો?"

"ઓ એમ ના બોલ! એમ ના બોલ. મારૂં જીગર ફાટી જાયછે. મારા દીકરાને ખાતર નહીં હોતે તો હું જીવવાનેબી રાજી નહીં ઉતી."

"પણ કાંય? તું એકલપેટી થઇને ફક્ત તારોજ વીચાર કરેછ પણ મારા શું હાલ? શું મારૂં સુખ કીસ ગણત્રામાં નહીં? આટલાં આટલાં વરસ થયાં હું મુંગે મોહોડે ખમુંછ તેની તુંને કશી કદર નહીં?"

પુતળાં વળી પાછી ખુરસી ઉપર બેસી ગઇ અને આંખપર હાથ ઢાંકી આંખે બદને ઠર ઠર ધ્રુજવા લાગી. અરદેસરે આગળ જઈ માણી માયાથી તેનો હાથ પમસાડયો અને બોલ્યો:—

"પણ સબર—પુતળાં—કદાચ હું ભુલતોબી હોઉં—કદાચ તું મારી દોસ્ત તરીકે રહેવા રાજી હોય, પણ મારી સાથ જીંદગીના છેડા સુધી જોડાવાને લાયક મને ગણતી નહીં હોય. દોસ્તી એક ચીજ છે અને મોહોબત બીજી ચીજ છે. એમ હોય તો બેલાસક બોલી દે. તેથી કાંઈ હું તારી માત્રાઈ તોડનાર નથી. મેં તો કાંઇ વરસો થયાં તુંને મારી દેવી, મારી છુપી મનની મુર્તી ગણી છે અને હજીબી તેમજ ગણીશ; તેમાં મને કોઇ અટકાવનાર નથી."

હવે પુતળાં ઉઠી, તેણીએ પોતાની આંખો લુછી નાંખી હતી અને ધ્રુજવાનું જતું રહયું હતું. અરદેસરના એક ખભાં ઉપર પોતાનો હાથ મુકી તથા બીજો હાથ પોતાની છાતી ઉપર રાખી તે બોલી:—

"તારી સમજમાં ભુલ છે. મારી લાગણી તું સમજી શકયો નથી. ઓ અરદેસર, મને ફકર એટલીજ છે કે તારા જેવા ફરેસ્તાને હું લાયકની નથી. મેં મારાં છેલ્લાં દશ વરસમાં એટલી એટલી ચુકો કરી છે કે હું તારી તરફ જોવાનેબી શરમાઉં છું. મારી જીંદગી ધુળધાણી થઇ છે ને મારી કંગાળીયતમાં તુંને સાથે ઘસડવાને હું રાજી નહીં હતી. પણ જો તારી મરજી એમજ હોય કે મને સાથે લીધાથી તારાં સુખમાં એક કતરોબી વધશે તો હું તારી સદાની તાબેદાર ગોલામ છું. મને લે અને તારે ગમે તે કર. હું તો બચગીથી છુપી રીતે તારા ઉપર કુરબાન ઉતી ને જીંદગીના છેડા સુધી રહેવશ."

આટલા શબ્દો બોલતાંજ અરદેસરે પુતળાંને પોતાની ગોદમાં લીધી અને તેએ લગભગ ૫ા કલાક સુધી એક શબ્દ બોલ્યા વગર એક બીજાને વળગી રહયાં.

* * * *

વાંચનાર સાહેબ—કીસ્સો તમામ થયો છે. આ કલ્પીત લખાણમાં વરણવેલી પુતળી અને અરદેસર જેવાં ખરાં સ્ત્રી પુરૂષો જવલેજ મળે છે પણ કીસ્સાનો ખરો ઉપયોગ એ છે કે હસાવી બેહલાવીને સબક આપવા. હું દેખાડવા માગું છું કે પુતળાં અને અરદેસર જેવાં ખરેખર હૈયાત હોય તો ઉપલી કથા વાંચીને તેવાં એકાદ બે જોડાંબી થવાં જોઇયે—સાહેબજી.

જા. બે. મ.

